ॐ अर्हं नमः ॥

# અર્પણ પત્રિકા

જે પુણ્યાત્માએ પાશ્ચાત્ય કેળવણી–ગાંધીવાદના નવરંગોથી રંગાયા
છતાં મહાપુરુષોની સંગતિથી સાપ કાંચળી ઉતારે તેમ અસાર
જગતનો મોહ છોડી, ભરયુવાનીમાં પોતાના સમસ્ત કુટુંબ
સાથે પ્રભુશાસનના પુનિતપંથે વિહરી જગતને ભવ્ય
આદર્શ–જીવનની સારમયતાનો બોધપાઠ આપ્યો, અને
સંયમના પંથે ત્રિકરણયોગે વિશુદ્ધિપૂર્વક પુનિત
વિજયયાત્રાની સાથે શારીરિક મોહનું અપસર્પણ
કરનારી એકાંતર ઉપવાસાદિ તપના નિરંતર
આસેવનથી સંયમ-તપ-વૈરાગ્યરૂપ
ત્રિવેણીનો સંગમ સાધી, વિષમકાલે પણ
આરાધનાની ભવ્યતા સમજાવી, તથા
મારા જીવનને ભવ્ય ઉદાત્ત આદર્શ
સંસ્કારોના ઘડતરવાળું બનાવવા
માટે અથાગ પરિશ્રમ ઉઠાવી
"પાહાણને પલ્લવ આણે"
ની સૂક્તિને મારા
વિષે ચરિતાર્થ
કરી....

તે પરમસુભગનામધેય પરમારાધ્ય
પરમોપકારી પરમતપસ્વી ગુરુદેવ શ્રીશ્રીશ્રી

## મુનિશ્રી ધર્મસાગરજી મહારાજ ગણીના

પરમપવિત્ર કમલોમાં સાદર સમર્પણ

લિ. આપનો લઘુબાલ
અભય

ધ્યાનસ્થસ્વર્ગતાચાર્યદેવ શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મ.

દીક્ષા : વિ. સં. ૧૯૪૭ મહા સુદ ૫ લીંબડી
પંન્યાસપદ : વિ. સં. ૧૯૬૦ અમદાવાદ

ये मावेमभुखागमनोपनिषदः भूताब्धिसंख्यामितान ।
भव्यानामुपकारिणी हि सततं संमुद्रय प्राच्यागमान ॥
अव्युच्छित्तिकरागमालययशोदेहेन स्थायिनंभा-
स्तस्मै श्रीसुरिशेखराय नतय आनंदपाथोधये ॥



મુદ્રણાલય, ભાવનગર.

# પુનિત-વંદના



આગમોદ્ધારક, આગમાવતાર, આગમદિવાકર, શ્રી શૈલાણાનરેશ-
બોધક, આગમોના અખંડ અભ્યાસી, બહુશ્રુત, સૂરિપુંગવ, શિલા-
તામ્રપત્રોત્કીર્ણાગમ-સહિત ભવ્ય દેવવિમાન-તુલ્ય-જૈન
આગમ મંદિરોના સ્થાપનાર, શ્રી દેવસૂર તપાગચ્છ
સંરક્ષક, અખંડ શ્રુતજ્ઞાનના ઉપાસક, આગમોના
તલસ્પર્શી વિવેચક, વિશુદ્ધ સંયમ-જીવનના
આદર્શ-પ્રતિમૂર્તિ, ધ્યાનસ્થ સ્વર્ગત
પરમપૂજ્ય ૧૦૦૮ શ્રી શ્રી શ્રી
આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીના
પવિત્ર ચરણકમલોમાં
સપ્રશ્રય સવિધિ સવિનય સબહુમાન કોટિશઃ
વંદન હો !

ૐ

લિ

આપશ્રીનો હસ્તદીક્ષિત-લઘુશિશુ
-અભય-

# પ્રકાશકીય નિવેદન

**ઘણા** હર્ષની વાત છે કે-**શ્રી સીમંધરસ્વામીજી**ની અદ્‌ભુત જીવનકથાના કથન સાથે **શ્રી મહાવીર પ્રભુની** હયાતી દરમ્યાન વીતેલી **શ્રી કામગજેન્દ્ર**ની કથાને વર્ણવનાર પ્રસ્તુત રાસનું પુસ્તક પાઠકોના કરકમલમાં મૂકતા અમો ભાગ્યશાલી થયા છીએ. પ્રસ્તુત રાસ સંબંધી વિગત-માહિતી સંપાદક મહારાજશ્રીએ પોતાના "વક્તવ્ય"માં જણાવેલ છે, અને વધુ પરિચય શ્રીયુત **પ્રો. કાપડિયા**એ આલેખેલ "**ગ્રંથ-પરિચય**"માંથી પણ મળી રહે છે. અમારે તો ફક્ત પ્રકાશન સંબંધી બે બોલ કહેવાના રહે છે.

પ્રસ્તુત રાસ **ચાણસ્મા**(ઉ. ગુ)ના **શ્રી નિત્ય-વિનય-જીવન મણિવિજય જૈન ગ્રંથસંગ્રહની** હસ્તલિખિત પ્રત ઉપરથી મહારાજશ્રીએ તૈયાર કરેલ છે, તો તે પ્રતનો છૂટથી ઉપયોગ કરવા બદલ **ચાણસ્મા શ્રી સંઘ** તરફથી જ્ઞાનભક્તિનું સેવાભાવે કામ કરનાર **શા. હઠીભાઈ બુલચંદભાઈ**ના તથા પાઠાંતર મેળવવા માટે ઉપયોગી થયેલ **શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમંદિર-પાટણ** તથા **શ્રી વિમલ-ગચ્છીય જ્ઞાનભંડાર-બીજાપુર**ની પ્રતો મેળવી દેવા બદલ તે તે કાર્યવ્યવસ્થાપક વહીવટદારોના ધર્મપ્રેમની સાદર નોંધ લઈએ છીએ.

વળી (**પ્રસ્તુત રાસની**) પ્રત્યેક અંગની ઝીણવટપૂર્વક સમીક્ષા કરી **રાસના યથાર્થ સ્વરૂપને દર્શાવનાર વિસ્તૃત "પરિચય" સમયનો ભોગ આપી, નિઃસ્વાર્થભાવે કાળજીપૂર્વક લખી આપનાર મુંબઈ યુનિવર્સિટીના ગણિતશાસ્ત્રના ભૂતપૂર્વ પ્રાધ્યાપક તથા સુરતની M. T. B. કૉલેજના અર્ધમાગધીના ભૂતપૂર્વ પ્રાધ્યાપક અને ભાંડારકર-પ્રાચ્ય-વિદ્યા-સંશોધન-મંદિર-પુનાની** હસ્તલિખિત જૈન પ્રતિઓના વિસ્તૃત કેટલોગ (નોંધ) બનાવનાર અને જૈન સાહિત્યના વિવિધ અંગોને પ્રસ્ફુટરીતે આલેખનાર માન્યવર **શ્રીયુત પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડિયા M. A.**ના ધર્મપ્રેમની સબહુમાન નોંધ લઈએ છીએ.

આ ગ્રંથનું પ્રકાશન આગમોદ્ધારક આગમદિવાકર બહુશ્રુત સૂરિ-પુરંદર ધ્યાનસ્થ સ્વર્ગતાચાર્યદેવેશ **શ્રી સાગરાનંદસૂરીશ્વરજી** મ૦ના

પટ્ટવિભૂષણ શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક શાસનપ્રભાવક આચાર્યશ્રી ચંદ્રસાગરસૂરિવર્યશ્રીના શિષ્યરત્ન તપસ્વી પૂ. મુનિશ્રી ધર્મસાગરજી ગણિવરશ્રીનું શાંતમૂર્ત્તિ મુનિશ્રી લબ્ધિસાગરજી મ૦ આદિ ઠાણા સાથે વિક્રમ સં. ૨૦૦૬ (ચં. વિ. સં. ૨૦૦૭)નું, ચાતુર્માસ શ્રી સિદ્ધક્ષેત્ર-પાલીતાણા(સાહિત્યમંદિર)માં હતું, (તે સમયે અપૂર્વ શાસન પ્રભાવનાધારક ધર્મોદ્યોતકર અનેક વ્રત-તપની આરાધના થયેલ, તેમાં શ્રી અક્ષયનિધિ તપની આરાધના-૪૫૦ ભાવુક આત્માઓએ કરેલ, અને દેવદ્રવ્ય, જ્ઞાનખાતા વિ. માં સારી ઉપજ થયેલી) તે ચાતુર્માસની જ્ઞાનખાતાની રકમની સહાયતાથી પ્રસ્તુત ગ્રંથનું પ્રકાશન અમો કરી શક્યા છીએ, એટલે તે આરાધક આત્માઓના ધર્મપ્રેમની અમો ભૂરિભૂરિ અનુમોદન કરીએ છીએ.

અંતમાં, આ ગ્રંથના મુદ્રણ માટે પૂરતી કાળજી રાખનાર, યથાશક્ય પ્રયત્ને શુદ્ધ અને સુંદર છાપકામ માટે અહર્નિશ ઉદ્યત રહેનાર તથા મહારાજશ્રીના સતત વિહારક્રમ આદિના કારણે પ્રૂફ મોકલવા કરવામાં ટાઈપોના થતા રોકાણ આદિ અનેક મુશ્કેલીઓને મૂકભાવે સહનાર સાધના મુદ્રણાલયના માલિક શ્રી ગિરધરલાલ ફૂલચંદ શાહ તથા ગેલી-પ્રૂફોને ચોકસાઈપૂર્વક તપાસનાર સંશોધનના વર્ષોજૂના અભ્યાસી શ્રીયુત બાલુભાઈ રૂગનાથ શાહે દર્શાવેલ સૌજન્યતા અને ધર્મસ્નેહની અમો સાદર નોંધ લઈ પોતાને કૃતાર્થ માનીએ છીએ.

અંતમાં રાસમાં વર્ણવાયેલ કથાભાગ આત્મિક-કલ્યાણની સાધનામાં નિરત મુમુક્ષુને વિષયવાસનાના વિષમ પંથમાંથી પાછા હઠવા યોગ્ય માર્ગદર્શક-સોમિયો બને એ શુભેચ્છા સાથે વિરમીએ છીએ.

લિ.

શ્રી જૈન શ્વે. સંઘની પેઢી

પિપલી બજાર-ઈંદોર સીટી.

॥ श्रीशङ्खेश्वर-पार्श्वनाथाय नमः ॥

# સંપાદકીય-વક્તવ્ય

વિ. સં. ૨૦૦૫ની સાલમાં અતિપ્રાચીન પરમ-મનોહર **શ્રી ભટેવાપાર્શ્વનાથતીર્થ-ચાણસ્મા**(ઉ. ગુ.)માં ચાતુર્માસનો યોગ સાંપડ્યો અને વર્ષોજૂની વાત-વ્યાધિના **પ્રસ્તુત રાસના** સર્જનમાંથી તાત્કાલિક સ્વાસ્થ્ય મેળવેલું હોઈ **સંપાદનની પૂર્વભૂમિકા** જરૂરી અને અતિપ્રિય ન્યાય-દર્શનશાસ્ત્રના અભ્યાસની અનુકૂલતા ન હોવાના કારણે હસ્તલિખિત ગ્રંથોને ઉપલક-દૃષ્ટિએ તપાસવાના વર્ષોજૂના વ્યાસંગને આધીન થઈ શ્રી સંઘહસ્તક વ્યવસ્થિત **"શ્રી નિત્ય-વિનય-જીવન-મણિવિજયજી જૈન શાસ્ત્રસંગ્રહ"** નામના સ્થાનિક ભંડારના હસ્તલિખિત-શાસ્ત્રસંગ્રહને આદિથી અંત સુધી તપાસવાની સુંદર તક મળી, જેમાં અનેક અમુદ્રિત મહત્ત્વભર્યા ગ્રંથરત્નોના પુનિત દર્શને મને મુગ્ધ બનાવ્યો, કેટલીક અમૂલ્ય પ્રતિઓ **પૂ. ગુરુદેવશ્રીને** બતાવી મહત્ત્વના કોઈ અપૂર્વ ગ્રંથને સંપાદિત કરવાની આજ્ઞા મેળવવા ભાગ્યશાળી બન્યો. બાદ કેટલીક અપૂર્વ જણાતી સુંદર પ્રતિઓનો સંક્ષિપ્ત પરિચય પ્રસ્તુત હસ્તલિખિત-ગ્રંથસંગ્રહને જાતમહેનતે વ્યવસ્થિત કરનાર **પૂ. આ. શ્રી કુમુદસૂરીશ્વરજીમહારાજને** પત્રદ્વારા જણાવી યોગ્ય માર્ગ-દર્શન આપવા વિનંતી કરી. પરિણામે હૃદયંગમ સોનેરી ચિત્રોથી અંકિત પ્રસ્તુત રાસની હાથ-પોથીએ કરેલ ચિત્તના આકર્ષણને યથાર્થ કરનાર તથાવિધ શુભ-સંવાદો મળવાથી પ્રસ્તુત રાસની હાથપોથી સંપાદન કરવા માટે લીધેલા અન્ય ગ્રંથો ભેગી લીધી

બાદ પરમપૂજ્ય તારકવર્ય **આગમાવતાર આગમોદ્ધારક આચાર્ય શ્રી પ્રદાદાગુરુવર્યશ્રીની** શરીરની અસ્વસ્થતાના કારણે ફાગણ માસમાં **સુરત** આવવાનું થયું. ત્યાં **શ્રી સિદ્ધચક્રારાધનતીર્થોદ્ધારક પૂ. આચાર્યદેવ દાદાગુરુદેવશ્રીને** પ્રસ્તુત પોથી બતાવતાં તેઓશ્રી તરફથી

સચાલિત **શ્રી સિદ્ધચક્ર** પાક્ષિકમા હપ્તે હપ્તે રાસ તથા ગૂર્જરાનુવાદ આપવા તેઓશ્રીએ મને પ્રોત્સાહિત કર્યો ત્રણ અંકમા મુદ્રણ પણ થયુ પણ પછી પ્રસ્તુત રાસની હૃદયગમ વર્ણનશૈલી અને વિષય-વૈવિધ્યપૂર્વક વર્ણવેલ રોચક પ્રસગોથી પરિપૂર્ણ કથા-વસ્તુથી પદ્ધતિસરનુ આલેખન કરી સ્વતત્ર પુસ્તક તૈયાર કરવાની અભિલાષા થતા **શ્રી સિદ્ધક્ષેત્ર-પાલીતાણાના** ચાતુર્માસ દરમ્યાન તદનુકૂલ સામગ્રી તૈયાર કરી પ્રસ્તુત રાસનુ મુદ્રણ-કાર્ય પદ્ધતિસર ચાલુ કર્યું

આ ગેય કૃતિ(રાસ)મા મુખ્યત **શ્રી સીમંધરસ્વામીનુ** અદ્ભુત જીવન-ચરિત્ર વર્ણવ્યું છે, કે જે અદ્યાવધિ ઉપલબ્ધ સાહિત્યમાં આવું શ્રી સીમંધરસ્વામીનું સળંગ જીવનચરિત્ર અને તે પણ ગેય કાવ્ય તરીકે અનુપલબ્ધ હોઈ સાહિત્યિક સંશોધન-પ્રિય વિદ્વાનોના હૃદયમાં અનોખુ સ્થાન લે તેવુ છે. સાથે જ વિહરમાણ-વિભુ શ્રી સીમધર-પરમાત્માના ગુણ-ગાન પ્રસગે મહાવિદેહક્ષેત્રના **પુષ્કલાવતી**( આઠમી ) વિજયમા વિચરતા છતા (પ્રભુથી ક્ષેત્રાપેક્ષાએ દૂર-સુદૂરવર્તી જંબૂદ્વીપના દક્ષિણ છેડે રહેલ) ભરતક્ષેત્રવર્તી ભવ્ય પ્રાણીઓને વિહરમાણ વિભુએ કેટલા અવર્ણનીય ઉપકારો કર્યા છે, તે વર્ણવતા **શ્રી કાલિકાચાર્ય મ૦ શ્રી આર્ય-રક્ષિતસૂરિ મ૦ શ્રી કૃષ્ણ વાસુદેવ** આદિના પ્રસગો તો સુપ્રસિદ્ધ જણાવી પૂર્વભવમા પિતૃહત્યા, ભગિની-વ્યભિચાર જેવા ભયંકર પાપોનો કરનાર અપ્રસિદ્ધપ્રાય **શ્રી કામગજેન્દ્રકુમાર શ્રી સીમંધર પરમાત્માના** સમાગમે સમ્યક્ત્વ પામી **શ્રી મહાવીરપ્રભુ** પાસે દીક્ષા લઈ કેવલજ્ઞાન પામી મોક્ષે કેવી રીતે ગયો તેનુ સવિસ્તર વર્ણન કરેલ છે



પ્રકૃત રાસની વર્ણન-શૈલી મનોરંજક સુરમ્ય સાથે જ વિદ્વદ્ભોગ્ય છે, સત્તરમી સદીના ઉત્તરાર્ધની પ્રચલિત **જૂની(દેશ્ય) ગૂર્જર (અપભ્રંશ-**

(મિશ્રિત) ભાષામાં પ્રસંગને અનુરૂપ સ્થલે સ્થલે અદ્ભુત ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, વિભાવના, પરિણામમાલા, અપન્હુતિ, રૂપક આદિ અનેક અલંકારો અને યથાસ્થિત સૌંદર્યશાલી સ્વરૂપ-વર્ણન-પદ્ધતિ પ્રકૃષ્ટ કોટિના સાહિત્યના રસથી ભરપૂર કાવ્યની હરોળમાં પ્રસ્તુત કૃતિને સ્થાપે છે.

**રાસની શૈલી**

આ રાસમાં વર્ણવેલ **શ્રી કામગજેન્દ્રકુમારની** કથા લગભગ આપણા સાહિત્યમાં અપ્રસિદ્ધ છે, સંપાદન-કાર્ય ચાલુ કર્યું તે વખતે રાસમાં વર્ણવેલ **શ્રી કામગજેન્દ્રકુમારના** પૂર્વભવ તરીકે મોહદત્તનો પિતૃહત્યા, ભગિની-વ્યભિચાર આદિ પ્રસંગ વાંચી ત્રણથી ચાર વર્ષ પહેલાં આ પ્રસંગ ક્યાંક સંસ્કૃત ગદ્ય-ગ્રંથમાં વાંચ્યાનું સ્મરણ થયેલ, પણ સંસ્કારોની શિથિલતાના કારણે લગભગ અર્ધો રાસ છપાતાં સુધી અનેક પ્રયત્ન છતાં મૂલ કથાગ્રંથનું નામ યાદ ન જ આવ્યું. છેવટે પં. લાલચંદ ભગવાન્ ગાંધી વડોદરા સાથેના પત્રવ્યવહારમાં તેઓએ મારા સંપાદનકાર્યને સફલ બનાવવાની ઇચ્છાએ મારા વિના પૂછાએ પણ પ્રસ્તુત કથાના મૂલાધારરૂપ **શ્રી કુવલયમાલા** કથા(સંસ્કૃત)નું સૂચન કર્યું. તે ગ્રંથ જોતાં જ પૂર્વે વાંચેલ પ્રસંગ તેમાંથી મળી આવતાં અતિહર્ષ થયો. **એટલે આ રાસમાં શ્રી કામગજેન્દ્રકુમારની કથા રાસકારે તે શ્રી કુવલયમાલા-(સંસ્કૃત)ના આધારે જ વર્ણવી છે.**

**રાસની કથાવસ્તુની પ્રામાણિકતા**

**આ કુવલયમાલા ગ્રંથ શ્રી પરમાનંદસૂરિના શિષ્ય વિક્રમની તેરમી** સદીના ઉત્તરાર્દ્ધ કે ચૌદમી સદીના પ્રારંભમાં હયાત શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજે વિક્રમ સં. ૮૩૫ માં શ્રી-હ્રીદેવીના મળેલ વરદાનના બલે પ્રકટ-પ્રતિભાસંપન્ન દાક્ષિણ્યચિન્હાપરપર્યાય શ્વેતપટ શ્રી ઉદ્યોતનસૂરિ મહારાજે પ્રૌઢ પ્રાકૃત ભાષામાં બનાવેલ

તેર હજાર શ્લોકપ્રમાણ **શ્રી કુવલયમાલા** કેહા ઉપરથી સંસ્કૃતમાં લગભગ ૪૦૦૦ શ્લોક-પ્રમાણ ચંપૂ તરીકે બનાવેલ છે, આમા **ક્રોધ-માન-માયા-લોભ** અને **મોહ** ઉપર ગુરુને લીધે પડેલા **ચંડસોમ-માનભટ-માયાદિત્ય-લોભદેવ-મોહદત્ત** નામવાળા પાંચ જીવોની કર્મલીલા અદ્ભુત રોમાં-ચોત્પાદક શૈલીએ વર્ણવેલ છે. આ કથાગ્રંથમા આ પાંચે જીવોના પાંચ ભવો વર્ણવ્યા છે, છેવટના ભવમા **પ્રભુશ્રી મહાવીરસ્વામી** પાસે દીક્ષા લઇ **કેવળજ્ઞાન** પામી મોક્ષે ગયાનુ વર્ણવેલ છે આ પાંચમાંથી **મોહ-દત્ત**ની જીવનકથા અદ્ભુત વિષયવાસનાના વમમા પગથીઓને વર્ણવનારી હોઇ તેને મુખ્ય કરી **રાસકારે** આ રાસમા (છેલ્લા ભવનું તે **મોહદત્તનુ** નામ **કામગજેન્દ્ર** છે) તેની કથાવસ્તુ વિસ્તારથી વર્ણવી છે. જો કે **કુવલયમાલા** કરતાં **રાસમાં** વર્ણવાયેલ **શ્રી કામગજેન્દ્ર**ની કથા જુદી ઢબે વર્ણવાયેલ છે. અને કથાશરીરનો પણ યોગ્ય સક્ષેપ કર્યો છે, અને અન્ય ઉપયોગી વિગતો ઉમેરી પણ છે. જેમકે **કુવલયમાલા**માં પાંચે જીવોના પાંચ ભવ જણાવતાં **શ્રી કામગજેન્દ્ર**ના પણ પૂર્વના પાચ ભવો વર્ણવ્યા છે. જ્યારે **રાસમાં મોહદત્તનો** ત્યારપછીની દેવગતિનો ભવ સ્પષ્ટ-વિશદ રીતે વર્ણવી પછી થયેલ ગજપુત્ર અને પુનઃ દેવગતિનો ભવ એક જ ગાથામા વર્ણવી દીધેલ છે. જુઓ—

**"મોહદત્ત જીવ પદ્મકેશરો, રાજપુત્ર થઈ દીક્ષા લીદ્ધ ।**
**કાલિ દેવપણું પામીનિ, કર્મિ કામગજેન્દ્રો કીદ્ધ ॥ (૩-૩૨-૬)"**

એનુ કારણ એમ જણાય છે કે-આ બે ભવમા વર્ણનીય કોઇ ખાસ વિશિષ્ટ બાબત નથી. તથા **શ્રી સીમંધરપ્રભુ**ના અદ્ભુત ગુણગાન, અંતસમયની **આરાધના, અનશનધર્મ**ની પ્રવૃત્તિ, તદ્યોગ્ય આદર્શ ભાવના આદિ મહત્ત્વના વિષયો ઉમેર્યા છે.

આ રીતે પ્રસ્તુત **રાસ શ્વેતાંબર તપાગચ્છીય** ચાલુ પ્રણાલિકાને સંગત કથા-વસ્તુને વર્ણવનાર છે, એમ ચોકસ થાય છે.

અહીં કવિજનોની પ્રકૃષ્ટ કવિત્વ-શક્તિના માપ-યંત્રરૂપ ઉત્પ્રેક્ષારૂપક-વિભાવનાદિ અલંકારોની છટાથી ભરપૂર હૃદયંગમ તલસ્પર્શી સુરમ્ય રચનાથી વિદ્વજ્જનોના મનને આહ્લાદ પમાડનાર આ રાસના કર્તા વિષે પણ પ્રાસંગિક વિચાર કરવો જરૂરી છે.

**રાસના કર્તા વિષે ઉહાપોહ**

પ્રસ્તુત **રાસની** મળી આવેલ **ચાણસ્મા, પાટણ** અને **વીજાપુરના** ભંડારોની કોઇપણ પ્રતમાં કર્તાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, તેમ જ **રાસની** કોઈપણ ઢાલમાં શ્લેષરૂપે કે વ્યક્ત રીતિએ કર્તાનું નામ ઉપલબ્ધ નથી, એટલે મળી આવતા સાધક હેતુઓના બલે યોજેલા અનુમાનનું જ શરણ લઈ છેવટે કર્તાનો નિર્ણય કરવો રહ્યો.

પ્રથમ તો મારી પહેલાના સાહિત્યિકોએ કરેલા નિર્ણયો રજૂ કરવા ધારું. શ્રી જૈન ગૂર્જર કવિઓ ભા. ૩, ખં. ૧, પા. ૫૮૪ કૃતિ નંબર ૧૩૮૮ માં પ્રસ્તુત રાસનો ઉલ્લેખ આ પ્રમાણે થયો છે.

"**સીમંધરસ્વામિ શોભાતરંગ—**

**આદિભાગ-શ્રી જૈનેંદ્રદિવાકરા૦** (આખી પ્રથમ ગાથા મૂકી છે)

**અંત્યભાગ-કોટિ સૂરિય ઘોતિ૦** (આખી છેલ્લી ગાથા મૂકી છે)

**. પાંચ ઉલ્લાસ ૨૬-૧૧ દા. નં. ૧**

**વિમલ-ગચ્છ ભંડાર વીજાપુર**"

આમાં **શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈએ** પાંચ ઉલ્લાસ જણાવ્યા છે, પણ વસ્તુતઃ **વીજાપુરની** આ જ પ્રત પ્રસ્તુત રાસના પાઠાંતરો મેળવવા મંગાવેલી તો તપાસ કરતાં **ચાણસ્મા-પાટણની** પ્રતની જેમ ત્રણ જ ( આદ્ય-મધ્ય-ચરમ ) ઉલ્લાસ જણાયા. સંભવ છે કે દરેક ઉલ્લાસના અંત્ય ભાગે **"પંચમ"** શબ્દનો પ્રયોગ છે તે ખ્યાલમાં નહિ આવવાથી ફક્ત હસ્તલિખિત પ્રતિઓના આદ્ય અને

અંતભાગને તપાસવાની રીત–પ્રણાલિકા મુજબ દેસાઈજીને અંત્યભાગે **पंचम** શબ્દના પ્રયોગે પાંચ ઉલ્લાસની કલ્પના લાગી હોય. **अस्तु.**

આ રાસના કર્ત્તા તરીકે દેશાઈજીએ તે જ ગ્રંથમાં પા. ૫૮૧ ઉપર કવિ નં. ૬૭૧ **श्रीसेवक**ની અન્ય કૃતિઓ સાથે આ **રાસ**ને ઘટાવી **सेवक** જણાવેલ છે. વસ્તુતઃ તો દેશાઇજી પણ **सेवक** ને પ્રસ્તુત **રાસ**ના કર્ત્તા તરીકે નિશ્ચિતપણે ઉલ્લેખી શકયા નથી પણ આ **રાસ**ના અંત્ય ભાગની છેલ્લી ગાથામાં **"सेवकडूं** રંગરેલી**"** પદમાં **सेवक**ના ઉલ્લેખ પરથી તેઓ **सेवक**ને આ રાસના સંભવિત કર્ત્તા માનવાના મત પર આવ્યા લાગે છે. આ વાતને સમર્થક પ્રસ્તુત **રાસ**ની ઢા ૪૦માં રહેલ સંસ્કૃત સ્તોત્રની અંત્યગાથાનાં ત્રીજા ચરણના **"सेवकसंघातासुरगेयं"** પદમાં પણ **सेवक** શબ્દ રહેલ છે.

દેશાઈજીએ આ રાસના સંભવિત કર્ત્તા તરીકે ઉલ્લેખેલ **"સેવક"**ની અન્ય કૃતિઓ **શ્રી જૈન ગુર્જર કવિઓ** ( ભા. ૩, ખં. ૧, પા. ૫૮૧થી૫૮૫) માં નીચે મુજબ નોંધી છે.

૧ **શ્રી આદિનાથ દેવરાસ ધવલ**—(રચના સં. ૧૫૯૦ ફા. સુ. ૯ ગુરૂ)

૨ **શ્રી ઋષભદેવ વિવાહલુ ધવલબંધ**–(ઢાલ ૪૪–રચના સં. ૧૫૯૦ માહ વદ ૧૧ પહેલાં)

૩ **શ્રી આર્દ્રકુમાર વિવાહલઉ** (ગા. ૪૬–પા ૩ ૧૯મી સદીની પ્રત)

ઉપરની કૃતિઓમાં પહેલી અને બીજી કૃતિના કર્ત્તા તરીકે તેના અંત્યભાગે **રાસકારે** પોતે આપેલ પરિચય ઉપરથી **અંચલગચ્છીય શ્રી ગુણ-નિધાનસૂરિજી**ના શિષ્ય કોઈ **सेवक** નામધારી જણાય છે.

એટલે દેશાઇજીના અભિપ્રાય પ્રમાણે **શ્રી અંચલગચ્છીય શ્રી ગુણનિધાનસૂરિજીના** શિષ્ય કોઇ **सेवक** નામધારી શિષ્ય પ્રસ્તુત રાસના કર્ત્તા નક્કી થાય છે.

પણ ચાણસ્મા ભંડારની મોનેરી ચિત્રોવાળી પ્રતના અંત્ય પાનાના ચિત્રમાં દર્શાવેલ કડુઆ ગચ્છની પટ્ટાવલીના શ્રાવકો આ ગ્રંથ કડવા ગચ્છીય કોઈ મહાનુભાવનો રચેલો જણાવે છે યદ્યપિ ચાણસ્મા ભંડારની પ્રતની પુષ્પિકામાં પાછળથી લખાયેલા ભાસતા "बाइ रूपाई पठनार्थ, पत्तने सा. कल्याणेन चित्रान्वितः ॥" શબ્દો કદાચ એમ પણ અનુમાન કરાવે કે–( દેશાઇજીના કથનાનુસાર ) મૂલ ગ્રંથ અંચલગચ્છીય શ્રી ગુણનિધાનસૂરિજીના શિષ્ય सेवक બનાવ્યો, અને તેજ અંચલગચ્છમાંથી ઉદ્ભવેલ કડુઆ ગચ્છના સા. કલ્યાણ નામના શ્રાવકે ચિત્રો બનાવરાવ્યા અને તેની સ્મૃતિ માટે કડવાગચ્છના શ્રાવકોનું ચિત્ર બનાવરાવ્યું હોય"

તથાપિ શ્રી અંચલગચ્છીય આ. ગુણનિધાનસૂરિજીના શિષ્ય सेवकની કૃતિ તરીકે પ્રસ્તુત રાસને ન માનવામાં પ્રબલ હેતુરૂપ નીચેના મુદ્દાઓ પ્રસ્તુત રાસના કર્તા તરીકે કડવા ગચ્છીય શાહ તેજપાલ संवरी* ને નિયત કરે છે.

(૧) પ્રસ્તુત રાસની ઢા ૪૦માં આવેલ શ્રી સીમંધરસ્વામિસ્તોત્ર–( સંસ્કૃત )ની ચોથી ગાથાના ચોથા ચરણમાં રહેલ "सामजतेजो-भास्मजेयम्" શબ્દસમૂહમાં तेजा શબ્દ તેજપાલના નામનો સૂચક છે.

(૨) તેમજ ઢા. ૪૨ ની ૬ઠ્ઠી ગાથા કડવા ગચ્છની પટ્ટાવલીના સા. કડવા વિનાના સા. તેજપાલ સુધીના બધા संवरी શ્રાવકોના ક્રમબદ્ધ નામ સૂચવે છે. જુઓ ગાથા—

"મુખ-શોધન ખેમ-વીર જે ચઢિ, તે તુ સુખ-વિવાગી ॥
જીવરાજ-નિ-તેજ-રત્ન-જિન, તેજ કી ચોતિ અતાંગી ॥
( ૩–૪૨–૬ )"

---

* આ શબ્દ તપાગચ્છની સમાચારીમાં જેમ આચાર્ય હોય છે, તેમ કડવા ગચ્છની માન્યતાએ શુદ્ધ સંવેગી સાધુનો અભાવ હોવાથી પ્રધાન જે શ્રાવક તેનો સૂચક મનાય છે.

પૂ. મુનિશ્રી દર્શનવિજયજી મ. ત્રિપુટી સંપાદિત **શ્રી પટ્ટાવલી સમુચ્ચય ભા. ૨** પા૦ ૮૩ ઉપર કવિબહાદુર **શ્રી દીપવિજયજી મ.** વિરચિત **શ્રી સોહમકુલરત્નપટ્ટાવલી રાસ** ઢાલ ૪૩, ગા ૫ મા **"સાજન ! સંવત્ પન્નરસેહિ બાસઠ, તિણે સમે હુઓ કડુઆમતિ"** શબ્દોથી વર્ણવેલ કડવા-મતના પરિચય માટે પૂ. ત્રિપુટિ મહારાજે 'પુરવણી'( પા. ૨૪૬-૨૪૭ )મા આપેલ અનુક્રમ-પ્રમાણે ઉપ-ની ગાથામા નીચે મુજબના **કડવા-મતના સંવરી શ્રાવકોના** નામો મળે છે.

૧ કડવાશાહની પાટે આવેલ **શા. ખીમજી**—મૃત્યુ વિ સ ૧૫૭૧
૨ તેની પાટે આવેલ **શા. વીરજી**—મૃત્યુ વિ સં.-૧૬૦૧
૩ " " " **શા. જીવરાજ**- " " -૧૬૪૪
૪ " " " **શા. તેજપાલ**- " " -૧૬૪૬
૫ " " " **શા. રતનપાલ**- " " -૧૬૬૧
૬ " " " **શા. જિનદાસ**- " " -૧૬૭૦
૭ " " " **શા. તેજપાલ**-વિદ્યમાન સં. ૧૬૮૪

તથા **ચાણસ્માની** પ્રતના અંતિમ પાને આપેલ **કડવા ગચ્છના** શ્રાવકોના ચિત્રમા કડવાશાહને પ્રવચનમુદ્રાએ બેસાડી તેમી સમક્ષ વિનયાવનત સ્થિતિમા સા જિનદાસ સુધીના શ્રાવકો બેઠા છે, અને છેલ્લા **સા. તેજપાલ** હાથ જોડીને ઊભા છે, અને તેની ઉપર **"જયવંતા સા. તેજપાલ"** લખેલ છે, એટલે તે પ્રતના ચિત્રો બનાવનાર **સા કલ્યાણે સા. તેજપાલને** જીવંત સૂચવવા **"જયવંતા"** વિશેષણ આપ્યુ છે

આ ઉપરથી તથા ઉપરની ગાથા ઉપરથી **"સા. તેજપાલ"** આ રાસના સંભવિત કર્તા હોવાનું માની શકાય તેમ છે.

(૩) તેમ જ ઢાલ ૪૩, ગા. ૫ના તૃતીય ચરણમાં "તેજપુંજ વિરાજતી" શબ્દોમાં શ્લેષાલંકારથી પણ 'તેજ' શબ્દ તેજપાલને સૂચિત કરે છે.

(૪) પાટણની પ્રતના અંત્યભાગે સ્મૃતિઅર્થે પાછળથી લખાયેલ જણાતા "**साहाजी साहिब श्रीतेजपालजी कृतम् ॥**" શબ્દો પણ રાસના કર્તા તરીકે તેજપાલને ઠરાવે છે.

(૫) વીજાપુર ભંડારની પ્રતના અંત્યભાગે ભાવિ પ્રતને અંગના પરિચય મેળવવા સુગમતા રહે તે હેતુથી પાછળથી લખાયેલ જણાતા "**પ્રતિ છિ કડૂમતીની**" શબ્દો પણ પ્રસ્તુત કૃતિ કડવામતીય કોઇની સૂચવે છે.

ઉપરના મુદ્દાઓ પરથી દેશાઈજીના તે સમયે ઉપલબ્ધ સાધનોઅર્થે નિયત થયેલ **અંચલગચ્છીય આ. ગુણનિધાનસૂરિશિષ્ય સેવકનું** પ્રસ્તુત રાસનું કર્તૃત્વ લગભગ અનુચિત જણાય છે, તેથી જ સોળમી સદીના ઉત્તરાર્દ્ધના અંત્ય ચરણમાં પ્રસ્તુત રાસને મળેલું સ્થાન પણ અસંગત ઠરે છે.

વસ્તુતઃ પ્રસ્તુત રાસ સત્તરમી સદીના ઉત્તરાર્દ્ધના અંત્યચરણના મધ્યભાગે **શ્રી કડવાગચ્છીય પરંપરાના સાતમા સંવરી સા૦ તેજપાલે** બનાવ્યાનું ઉચિત જણાય છે.

**રાસની મહત્તા**

આ રાસમાં વર્ણવેલ શ્રી કામગજેન્દ્રકુમારની કથા અપૂર્વ સંવેગ–વૈરાગ્યની ભાવનાને વધારનારી અને વિષમ વિષય–વાસનાના મૂળ ઉખેડી નાંખનારી છે, તેથી અને રાસકારની અપ્રતિમ કવનશક્તિના બળે યોજાયેલ અપૂર્વ સહૃદય–મનરંજક અનેક અલંકારો વસ્તુ–પ્રતિપાદન–પદ્ધતિ આદિથી આ રાસ બહુ મહત્ત્વનું સ્થાન મેળવે છે.

**વળી આ રાસ અદ્યાવધિ પ્રસિદ્ધ થયેલ નથી,** અને રાસમાં વર્ણવેલ કથા–વસ્તુ અપૂર્વ હોઈ પ્રસિદ્ધ કરવાની જરૂર જણાયાથી

પ્રસ્તુત રાસને સાહિત્યિક વિદ્વાનોની સમક્ષ યથાશક્ય-પ્રયત્ને સુસં-સ્કારિત બનાવી મૂકવાની ઉત્કંઠા પૈદા થઇ, અને દેવગુરુપ્રતાપે તે અભિલાષા આજે પૂર્ણ થાય છે.

**સંપાદનમાં મુખ્ય રીતે ઉપયોગી થયેલ ચાણસ્માની પ્રતિનો પરિચય**

આ રાસ જે મૂલ પ્રતિ ઉપરથી તૈયાર કર્યો છે, તે પ્રત **શ્રી નિત્ય-વિનય-જીવન-મણિવિજયજી જૈન પુસ્તકાલય-ચાણસ્માના** હસ્ત-લિખિત-શાસ્ત્ર-સંગ્રહ પો. નં. ૧૯ પ્ર નં ૪૦ **શ્રી સીમંધર-શોભા-તરંગ** નામની છે-કે જે પ્રત ૩૨ પાનાની છે, જેના પ્રત્યેક પાનામા ૩૫થી ૩૬ અક્ષરવાળી ૧૧ પંક્તિઓ છે, કેટલાક પાનામાં તો પાનાના પા કે અર્ધા ભાગને રોકનારા ૩૦ સોનેરી ચિત્રો છે, પ્રત્યેક ચિત્રમાં સોળમી સદીમા ચિતરાયેલા **શ્રી બારસાસૂત્રમાં** આવતા ચિત્રોને અનુરૂપ જ કલા આકૃતિ વગેરે છે, સાથે જ કલાકારની રંગ ભરવાની એવી વિશિષ્ટ ખૂબી છે કે ત્રણ સદી જેટલો લાંબો કાલ વીતવા છતાં ચિત્રની નીચેની ભૂમિકા પર લગાડેલો લીલો, લાલ આદિ રંગો જેવા ને તેવા ઝલકી રહ્યા છે. દૃશ્યોની અપેક્ષાએ ચિત્રો બહુ મહત્ત્વના છે, યદ્યપિ આ પ્રતના અંતભાગે રહેલ પુષ્પિકાના આધારે આ રાસના ચિત્રો **પાટણવાસી સા.** કલ્યાણ (સંભવિત છે કે આ કોઇ કડવા મતનો અનુયાયી છે) શ્રાવકે ચિતરાવેલ હોવાથી કડવાગચ્છની પ્રધાન માન્યતા રૂપ-**વર્ત્તમાન કાલે સંવેગી શુદ્ધ સાધુ નહિં હોવા-ને** સમર્થનાર સાધુ સાધ્વીના દેખાવોમાં રંગીન ટપકાવાળા (શિથિલાચારીની પ્રતીતિ થાય તેવા) વસ્ત્રો બતાવ્યા છે, તથાપિ તેટલી સાંપ્રદાયિક માન્યતાને દૂર રાખતાં કથા-વસ્તુને સ્ફુટ કરનાર અનુરૂપ સુંદર ચિત્ર-યોજન વાસ્તવિક રીતિએ અદ્ભુત છે, **તેમાં પણ પ્રતના આઠમા પાના ઉપર** સાહિત્ય-સૃષ્ટિના સ્તંભરૂપ શૃંગાર-રસના પ્રાણરૂપ (અનંગ લેખાતા છતાં) **કામદેવનું ચિત્ર** વાચકોના ખ્યાલમાં લાવવા માટે સુંદર દોર્યું છે, તથા **પાના સોળ ઉપર** મહાકાય વિષ્ણુના વાહન તરીકે સુપ્રસિદ્ધ **પક્ષિરાજ**

ગરૂડનું પણ સુંદર ચિત્ર નાગ–સર્પો–ના આક્રમણને દર્શાવતું વિવિધ જાતની પાંખોની નકશ વગેરે જણાવતું ચિતરેલ છે. આ બન્ને ચિત્રો પ્રાયઃહસ્તલિખિત–સાહિત્યમાં આજ સુધી અનુપલબ્ધ છે, તેથી જ આ ગ્રંથમાં આ બન્નેના બ્લૉક છાપવામાં આવ્યા છે.

વળી આ પ્રતના અંત્યભાગે ખાસ વિશિષ્ટ કોઇ પ્રશસ્તિ નથી, ઐતિહાસિક માહિતી પૂરી પાડે તેવી કોઇ પુષ્પિકા નથી, ફક્ત આ–(ચાણસ્મા)ની પ્રતના અંત્યભાગે નીચે મુજબની પ્રશસ્તિ છે.

**॥ इति श्रीसीमंधरस्वामिशोभात्तरंगे पंचम चरमोल्लासः समाप्तः ॥ छ ॥ इति शोभात्तरंग संपूर्ण ॥ (वाई रूपाई-पठनार्थं ॥ पत्तने सा. कल्याणेन चित्रावितः ॥ ॥ ॥)**

આમાં જે શબ્દો નીચે લીટી છે, તે શબ્દો લાલ–સાહીમાં છે. અને આવા ( ) કૌંસના ચિહ્નમાં રહેલા શબ્દો ચાલુ પ્રતની લિપિ કરતાં જુદા પડતા ઝીણા અક્ષરોમાં જુદા લેખકના લખેલા જણાય છે. સંભવિત છે કે–રૂપાંબાઈના પઠનાર્થે પાટણના સા. કલ્યાણે ચિતરાવ્યાનો ઉલ્લેખ પાછળથી કર્યો હોય.

એટલે આ પ્રતમાં રાસ સંબંધી કોઇ ઐતિહાસિક માહિતી મળતી નથી.

**સંશોધનમાં ઉપયોગી થયેલ પ્રતિનો પરિચય**

બીજી પ્રત શ્રી કેશરબાઇ જૈન જ્ઞાનમંદિર પાટણના હસ્તલિખિત શાસ્ત્રસંગ્રહની કે જેના પાઠાંતરો મૂલ રાસમાં તે તે સ્થલે ટિપ્પણમાં આપેલ છે, તે ચિત્ર વિનાની ૧૮ પાનાની છે તેના અંત્યભાગે પણ કોઇ પ્રશસ્તિ નથી, ફક્ત નીચે મુજબનો ઉલ્લેખ છે.

"इति श्रीशोभातरंगः संपूर्णः॥ छ॥ ॥ छ॥ श्री ॥ छ॥ ॥ छ॥ श्री ॥ छ॥ (साहाजी साहिब श्री तेजपाळजीकृतम्)" આવા ( ) કૌસમા આપેલ શબ્દો પાછળથી ઉમેરાયાનું લિપિભેદ ઉપરથી અનુમાન થાય છે

ત્રીજી પ્રત શ્રી વીજાપુર શ્રી વિમલગચ્છીય જૈન જ્ઞાનભંડારના હસ્તલિખિત શાસ્ત્રસગ્રહ ડાભડા ન ૧ માં ૨૬ પાનાની ચિત્ર વિનાની છે, તેના અન્ત્યભાગે પણ કોઇ પ્રશસ્તિ-પુષ્પિકા નથી ફક્ત નીચે મુજબનો ઉલ્લેખ છે.

॥ इति श्रीशोभातरंगः संपूर्णः ॥ श्री शुभं भवतु ग्रंथाग्रं ५५० (भंडारनी प्रति छि कडुमतिनी ॥ श्रीरस्तु) આવા ( ) કૌસમા રહેલ શબ્દોનો લિપિ-ભેદ જ તેઓ પાછળથી લખાયાનું સાબિત કરે છે.

આ પ્રતને મેળવવા અતિ પ્રયત્ન કરવા છતા તાત્કાલિક ન મળવાથી (આખો ગ્રંથ છપાયા પછી મળવાથી) પાછળ દશમા-પરિશિષ્ટ તરીકે આ પ્રતના મહત્ત્વના પાઠભેદો ટાકયા છે

**સંપાદન સંબંધી વક્તવ્ય**

પ્રસ્તુત રાસના સપાદન માટે બનતી કાળજી રાખવામા આવી છે, છતા સાહિત્યિક ક્ષેત્રમા આવા મહત્ત્વના પ્રાચીન-ભાષાના ગ્રંથના સંપાદનરૂપે પ્રથમ જ પ્રયાસ હોવાથી બહુધા ક્ષતિઓનો સભવ છે. બનતા પ્રયત્ને ક્ષતિઓ ન રહેવા પામે તેનુ પૂર્ણ ધ્યાન રાખ્યું છે, સાથે જ રાસના ગુર્જર અનુવાદમાં સ્થલે સ્થલે આવતા મહત્ત્વના વિષયોને ગ્રંથાતરોની સહાયતા લઇ બનતે પ્રયત્ને વિશદ કર્યા છે, સાંકેતિક સ્થલોના ટિપ્પણદ્વારા ખુલાસા પણ કર્યા છે

તથા પ્રસ્તુત રાસની મહત્તા વાચકોના ધ્યાનમાં લાવવા માટે પરિશિષ્ટોની પણ યોજના ઉચિત ક્રમથી કરી છે, પરિશિષ્ટો જોવાથી આ વાત તુરત ખ્યાલમાં આવી જશે.

**વિજ્ઞપ્તિ**

આ રાસમાં કેટલીક વાતો સહજ ઉપલક દૃષ્ટિએ વાચકોને અવનવી લાગે તેમ છે, પણ ઊંડાણપૂર્વક અન્ય સાધક પ્રમાણોના અભ્યાસથી સ્પષ્ટતઃ નક્કર જણાય છે. તથા કેટલાક વિદ્વજ્જનોને આવશ્યક સ્થલો એવા પણ છે કે જેના પ્રામાણિક અર્થનો નિર્ણય ઘણા ગ્રંથોમાં તપાસ અને વિદ્વજ્જનોને પૃચ્છા કરવા છતાં યોગ્ય રીતિએ થઈ શકેલ નથી, આ વાત **નવમા પરિશિષ્ટને** જોવાથી સ્પષ્ટ જણાઈ આવશે. માટે **સાહિત્યરસિક સંશોધક વિદ્વાનોને નમ્ર વિજ્ઞપ્તિ છે કે- તેઓ નવમા પરિશિષ્ટને ધ્યાનપૂર્વક વાંચી તેના યોગ્ય પ્રામાણિક ખુલાસા જણાવી પ્રસ્તુત રાસની મહત્તામાં આડે નડતા તેવા વિષમ સ્થલોને દૂર કરે.**

**આભાર-દર્શન**

આ રાસને હું વિદ્વજ્જનોના કરકમલમાં યથાયોગ્ય રીતે મૂકી શકવા જે ભાગ્યશાલી બન્યો છું, તેમાં અનેક ઉદારચેતા મહાનુભાવોની કૃપા-દૃષ્ટિ જ મુખ્ય કારણ છે. પ્રથમ તો આ રાસની સોનેરી ચિત્રોવાળી ચાણસ્માની હાથપોથી જોઈ ઉત્સુક બનેલા મારા મનને યોગ્ય પ્રોત્સાહન આપી, સંપાદન–મુદ્રણના પ્રાથમિક શિક્ષણ સાથે ઉચિત પ્રાથમિક દોરવણી આપનાર (મારા દાદાગુરુ) પરમ પૂજ્ય શાસન-પ્રભાવક શ્રી વર્ધમાનતપોનિષ્ણાત' આચાર્યશ્રી ચંદ્રસાગરસૂરિવર્ય-શ્રીનો તથા મારા જીવનનો બચાવ અંગો સુપુષ્ટ બન્યા રહે તેની સંપૂર્ણ કાળજી સેવી, તથાવિધ અનેક કષ્ટાદિ સહીને પણ વ્યાકરણ, ન્યાય, સાહિત્ય અને આગમોના સતત પરિશીલનાત્મક અભ્યાસની સાથે સંશોધન–સંપાદનની ભૂમિકાએ ભાવિમાં પહોંચાડવાની દીર્ઘદર્શિતાના

બલ્કે બાલદશાના અણસમજકાલમાં પણ ( આજથી ૧૦-૧૧ વર્ષ પહેલાં **દાહોદથી રાજગઢ** જવાના રસ્તે આવતા **ઝાબુઆ** ગામે **સામાયિક ઉપર શ્રી ચંદ્રલેખા ચૌપાઈ** પૂ ગુરુદેવશ્રીએ પરાણે પણ પાસે બેસી વંચાવવાની અને પ્રેસકોપી કરવાની મહેનત લીધાનું કંઈક યાદ આવે છે ) હસ્તલિખિત સાહિત્ય પ્રતિ વલણ-અભિરુચિ પેદા કરાવનાર, મારા જીવનના યોગ્ય ઘડતર માટે અનવરત ધ્યાન રાખનાર, પરમોપકારી આરાધ્યપાદ તારકવર્ય **પૂજ્ય ગુરુદેવશ્રી ધર્મસાગરજી મ૦ ગણિવરશ્રીનો** જેટલો ઉપકાર-આભાર માનું તેટલો થોડો છે. **જડ લેખિની તેઓશ્રીના નિષ્કારણ-વાત્સલ્ય-પૂર્ણ પરમોચ્ચ કક્ષાના ઉપકારને વર્ણવવા સમર્થ નથી.**

આ સિવાય હસ્તલિખિત પ્રતિઓ વાંચવાની પદ્ધતિ, અક્ષરોની શૈલી મરોડ આદિ સમજાવી પ્રાચીન લિપિને પણ વાંચી બેસાડવી આદિ પદ્ધતિ જણાવવા બદલ મારા ગુરુભ્રાતા **( સાંસારિક વડિલબંધુ ) સ્વર્ગસ્થ પૂજ્ય મુનિશ્રી મહોદયસાગરજી મ૦**ના દ્વિતીય શિષ્ય **કવિરત્ન મુનિશ્રી ન્યાયસાગરજી મ૦ નો**, મૂળપ્રતિ સાથે પ્રેસકોપી મેળવવામાં, **પાટણની** પ્રતના પાઠાન્તરો લેવામાં મદદગાર નિવડેલા, તથા સંપાદન-મુદ્રણ યોગ્ય રીતિએ થાય તે સંબંધી યોગ્ય સોનેરી સૂચનો આપી સંપૂર્ણ રીતિએ મારું સંપાદન સુયોગ્ય યશસ્વી નિવડે તેની પૂરતી કાળજી રાખનાર મારા બાલકાલના વ્યાકરણના સહાધ્યાયી, સહૃદયચેતસ્ક, કર્મગ્રંથ-કમ્મપયડી-પંચસંગ્રહાદિ કર્મવિષયક- સાહિત્યના મર્મસ્પર્શી જ્ઞાન મેળવવા સદોદ્યત, સૂક્ષ્મતત્ત્વચિંતક, **પૂજ્ય મુનિરત્ન શ્રી સૂર્યોદયસાગરજી મ૦**નો તથા રાસના કર્તૃત્વ સંબંધી ગૂંચને ઉકેલવામાં સહાયતા કરનાર **પૂ મુનિશ્રી દર્શનવિજયજી મ૦ "ત્રિપુટી"-નો, પાટણની પ્રત મેળવી આપવામાં તથા યોગ્ય જરૂરી ખુલાસા આપી મારા કાર્ય**ને સરલ બનાવનાર **પૂ. પં. શ્રી કાંતિ-વિજયજી** ગણિવરશ્રીનો,તથા **વીજાપુર** ભંડારની પ્રત મેળવી દેવા માટે પરિશ્રમ સેવનાર વ્યાખ્યાનવાચસ્પતિ , પૂ પં. **શ્રી કૈલાસ--**

સાગરજી મ૦નો તથા પ્રત આપવાની ઉદારતા દાખવનાર પૂ. આ. શ્રી રંગવિમલસૂરિજીનો, ગમના ગુર્જર અનુવાદ માટે પ્રાથમિક સૂચનો, તથા વિષમ શબ્દોના અર્થો સૂચવી અનેરી સહૃદયતાને વ્યક્ત કરનાર ન્યાયશાસ્ત્રના પ્રકાંડ અભ્યાસી, શ્રી દ્વાદશારનયચક્ર જેવા ગહન અતિ વિષમ શાસ્ત્રના સંપાદક પૂ. મુનિશ્રી જંબૂવિજયજી મ૦નો આભારપૂર્ણ હૃદયે ઉપકાર માની કૃતકૃત્યતા અનુભવું છું.

તથા આ રાસના સંપાદનમાં યોગ્ય સૂચન–ખુલાસા આપનાર શ્રી સેન્ટ્રલ લાયબ્રેરી–વડોદરાના જૈન પંડિત, અર્ધમાગધી ભાષાના વિદ્વાન્ સાહિત્યસંશોધક શ્રી લાલચંદભાઈ ભગવાનદાસ ગાંધી તથા જૈન સાહિત્યના વિપુલ અભ્યાસી અર્ધમાગધી ભાષાના ભૂતપૂર્વ પ્રાધ્યાપક પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા(સુરત)એ પહેલેથી અંત સુધી અનેક પ્રકારની શંકાઓની પરંપરાઓને પોતાના સાહિત્ય ક્ષેત્રના ઊંડાણ અનુભવથી ઉકેલી સંપાદનના કાર્યને સમૃદ્ધ કરવાની શુભેચ્છા પ્રદર્શિત કરી દાખવેલ ધર્મપ્રેમની, તથા જે જે બીજા કોઈએ પણ આ કાર્યમાં સહયોગ આપી ધર્મપ્રેમ દર્શાવ્યો છે તે બધાયની અહીં સાદર નોંધ લેવાય છે.

**ધર્મપ્રેમની સાદર નોંધ**

અંતમાં વાચકગણને જણાવવાનું કે–પ્રસ્તુત સંપાદન મારું પહેલ-વહેલું જ છે. આજ સુધી માસિક–પત્રો વિ.માં છૂટક લેખ લખવા ઉપરાંત એક–બે અપવાદ સિવાય સ્વતંત્ર ગ્રંથ આલેખવાનો કે સંપાદન કરવાનો આ પ્રથમ જ પ્રયાસ છે, જે ગુરુકૃપાએ સંપન્ન થયો છે, તે જ મારે મન આનંદની વાત છે. બાકી કામ તો મારાં ગજા ઉપરનું છે, આમાં હું કેટલો સફલ થયો છું, રાસકારના ભાવને કેટલો સમજી શક્યો છું, તે બધું વિદ્વાન્ વાચકો જ સમજી શકે, માટે આ રાસમાં ક્ષતિઓ હોય એ સ્વાભાવિક જ છે, છતાં કંઈ મારો આ

**અંતિમ કથન**

અચાવ ક્ષતિઓ રહી હોય તેની પુષ્ટિ માટે નથી, એથી ત્રણ વાર આખા ગ્રંથને ઉલટાવી–તપાસી જે કંઈ અશુદ્ધિ જણાઈ તે બધી શુદ્ધિપત્રકમાં નોંધી છે, તો તે સ્થળેથી સુધારી–મેળવી વાંચવા ભલામણ છે.

છેવટે આ ગ્રંથના સંપાદન તથા અનુવાદને સર્વાંગસુંદર બનાવવા ભગ્યક પ્રયત્ન કરવા છતાં છદ્મસ્થ–સુલભ

ઉપસંહાર

પ્રમાદને લીધે થયેલી સ્ખલનાઓને દરગુજર કરી વિશાલ વિચારવાળા સજ્જન મહાપુરુષો–

**"હંસગુણે સજ્જન જન, વિરલ છતાં ગુણ ગ્રહી હૃદય ધરજો ।**
**દોષતણા દરીયામાં, હું પામરનાં સ્ખલન ક્ષમા કરજો ॥"–**

ની ઉક્તિને ચરિતાર્થ કરી રાસના સુયોગ્ય મહત્ત્વભર્યા ગુણોને ગ્રહણ કરી મારા અલ્પ પ્રયાસને સફલ બનાવવા વિનંતી છે.

સર્વ પ્રકારે સાવધાન થઇ પ્રસ્તુત રાસનો ગુર્જર અનુવાદ કર્યો છે, છતાં કદાચ ક્યાંક મતિમંદતા કે વિપર્યાસ પેદા કરનાર તથાવિધ સામગ્રીને લીધે **શાસ્ત્રવિરુદ્ધ–સામાચારી વિરુદ્ધ જે કંઈ લખાયું હોય તેનું ત્રિવિધે મિથ્યાદુષ્કૃત દઉં છું**, અને વિશેષ વિદ્વાનોને તેવા સ્ખલનો સૂચવી મને કૃતાર્થ કરવા વિજ્ઞપ્તિ છે.

લી

| | |
|---|---|
| વીર નિ. સ. ૨૪૭૭ | શ્રમણ સંઘસેવક |
| વિ. સં. ૨૦૦૭ | પૂ.ગુ. શ્રી ધર્મસાગરજી ગણિવર ચરણોપાસક |
| ભાદ્રપદ શુક્લ ૪ બુધવાર | **મુનિ અભયસાગર** |
| **શ્રી સંવત્સરીપર્વ** | |
| ખુશાલભુવન–પાલીતાણા | |

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧ | ૪ | શ્રીસીમંધર० | ॥भले॥ श्रीसीमंधर० |
| ૧ | ૭ | શ્રીજિનેદ્ર | શ્રીજૈનેંદ્ર |
| ૧ | ૧૨ | અષ્ટ કર્મ— | અષ્ટ-કમ્મ— |
| ૨ | ૧૯ | પુંડરિકિણી | પુંડરગિણી |
| ૩ | ૬ | પુંડરિગિણી | પુંડરગિણી |
| ૪ | ૨૦ | સુપણાં રે | સુપણાં રે—એ દેશી |
| ૬ | ૨૩ | તાણી | તાણવા |
| ૭ | ૯ | અહીં ૮ થી ૧૩ ગાથા રહી ગઈ છે | આ ગાથાઓ પા. નં. ૧૬૬ પર જૂઓ |
| ૯ | ૪ | તાવિ | તાપિ |
| ૯ | ૨૧ | રયણુ० | રયણા० |
| ૯ | ૨૨ | ०નેહો રે | ०નેહા રે |
| ૯ | ૨૩ | રેહો રે | રેહા રે |
| ૧૦ | ૧૧ | ઘરિ. | ઘર |
| ૧૦ | ૨૩ | પણિ | પણ |
| ૧૧ | ૧૧ | એ જિન० | જે જિન० |
| ૧૧ | ૧૨ | પંકજો રે | પંકજા રે |
| ૧૧ | ૧૮ | " | " |
| ૧૩ | ૪ | લોકંતિક | લોકાંતિક |
| ૧૬ | ૧૮ | બિત્તીસ માણીઇએ | વિત્તી સમાણીઇએ |
| ૨૦ | ૫ | એ કન્યકા | એક કન્યકા |
| ૨૩ | ૧૦ | દેહિ | દેહે |
| ૨૮ | ૯ | શશાંકુ | શશીકુ |
| ૨૯ | ૨૨ | दहते | दहति |
| ૩૦ | ૬ | જે નર ઉ० | જે ઉ० |

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૩ | જયવર્મ૰ | શ્રીજયવર્મ૰ |
| ૩૪ | ૧૧ | બાહુસગ્ગિ | બાહુસગ્ગિ |
| ૩૪ | ૨૨ | ક્રીડા અવ૰ | ક્રીડા સમ અવ૰ |
| ૩૫ | ૬ | જાણીઈ | ભણીઈ |
| ૩૬ | ૧૭ | કહેઈ | કરેઇ |
| ૩૭ | ૬ | સીમધ૨૰ | શ્રીસીમધ૨૰ |
| ૩૭ | ૨૩ | ચલિઉ | વલિઉ |
| ૪૧ | ૯ | લલના કહિ | લલના ઈમ કહિ |
| ૪૧ | ૧૯ | માગ | મોગ |
| ૪૩ | ૨૦ | ઢાલ ૩૬ | ઢાલ ૩૬<br>આદિ છત્રપતિ ગજની–એ દેશી |
| ૪૫ | ૨૨ | ૰મત્તા | ૰મત્તો |
| ૪૬ | ૫ | તે હવિ | તુ હવિ |
| ૪૭ | ૧૩ | मेरू–गति० | मेरुर्गत० |
| ૪૮ | ૨૧ | ૰પર્ણોત્તમ | ૰પણ્ણોત્તમ |
| ૫૦ | ૧૨થી ૧૭ | इति श्रीसीमंधर–स्वामि- शोभा–तरंगे पंचम चरमोल्लासः समाप्तः ॥ इति श्रीशोभातरंगः ॥छ॥ संपूर्णः॥छा॥छा॥श्री॥ ॥छा॥ ॥छा॥ श्री ॥छा॥ | इति श्रीसीमंधर–स्वामि- शोभा–तरंगे पंचम चरमोल्लासः समाप्तः ॥ इति शोभातरग संपूर्ण ॥ वाई रूपाई पठनार्थ ॥ साहाजी साहिव श्री पत्तने सा. कल्याणेन तेजपालजीकृतम् ॥ चित्रावितः ॥ |

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| | | ॥छ॥ इति शोभातरंग संपूर्ण ॥ वाई रूपाई- पठनार्थं ॥ पत्तने सा. कल्याणेन चित्रावितः॥ | પાટણની પ્રતના અંત્યભાગે પુષ્પિકા નીચે મુજબ છે. ॥इति श्रीसीमंधर........ समाप्तः ॥ इति श्री शोभा-तरंगः संपूर्णः ॥ छ ॥ ॥छा॥ श्री ॥छा॥ ॥छा॥ श्री॥ छ ॥ साहाजी साहिब श्रीतेजपालजी-कृतम् ॥ |
| ૫૨ | ૪ | કાંતિવાળા અને જગતના૦ | કાંતિવાળા અને કદલી સમાન કોમળ શરીરવાળા અને જગતના૦ |
| ૫૩ | ૧૫ | પહોળી પુષ્કલા૦ | લાંબી પુષ્કલા૦ |
| ૫૪ | ૨૩ | એકસો અઠ્ઠાવીશ ગાઉ અધિક એક યોજન૦ | કંઈક અધિક એક યોજન૦ |
| ૬૦ | ૧૯ | માતાન પગે | માતાના પગે |
| ૬૧ | ૨૧ | ૮ સૌધર્મેન્દ્રની „ | ૮ સૌધર્મેન્દ્રની પટ્ટરાણીના |
| ૬૨ | ૧૪ | પ્રમુના | પ્રભુના |
| ૬૩ | ૫ | અદ્દ્યુત | અદ્ભુત |
| ૭૩ | ૨૦ | भवर्णिदू० | भवणिंदू० |
| ૭૬ | ૬ | ૦પ્રાતહિર્યો૦ | પ્રાતિહાર્યો૦ |
| ૭૬ | ૧૮ | બીજે | બીજાના |
| ૭૯ | ૬ | પ્રાતિ૦ | પ્રીતિ૦ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૪ | ૧૩ | પ્ર નં. ૫૩૪ શ્રી ભદ્રેશ્વરસૂરિ વિરચિત કથાવલી ખંડ ૨ | પ્ર નં. ૫૩૪ શ્રી ઋષિમંડલની શુભશીલગણિકૃત બૃહદ્વૃત્તિ ખંડ ૨ |
| ૮૪ | ૧૬ | ,, ,, ,, | ,, ,, ,, ,, |
| ૮૪ | ૨૨ | કથાવલી ગ્રંથ૦ | શ્રી ઋષિમંડલની શુભશીલ ગણિકૃત બૃહદ્વૃત્તિમાં |
| ૮૪ | ૨૮ | ,, ,, | ,, ,, ,, ,, |
| ૮૫ | ૧૫ | શ્રી ઋષિમંડલમાં | શ્રી ઋષિમંડલની શ્રી પદ્મમંદિર ગણિકૃત કથાર્ણવનામની વૃત્તિમાં |

આ પછી પ્રેસદોષ અગર ટાઈપની તૂટી જવા આદિની કચાશ ભલે હશે, બાકી કોઈ ભૂલ રહેવા પામી નથી એટલે આગળનું શુદ્ધિપત્રક આપ્યું નથી



# સદ્ગ્રંથોનું માહાત્મ્ય

સદ્ગ્રંથોનું મનન એટલે–

—આત્મદર્શનની દીક્ષા.

—જીવનશોધનનું મંગલાચરણ.

—દ્રવ્ય ક્ષેત્ર કાલ ને ભાવના રંગનું મિલન.

—સાત્વિક જ્ઞાનની પુનિત-પ્રૌઢ-પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા.

—મુક્તિ મહિલાના પાણિગ્રહના મહોત્સવનાં શ્રીગણેશ.

× × × ×

અંતર્યામીના ઉદ્‌ગાર કે આદેશરૂપ
સદ્ગ્રંથનું નિદિધ્યાસન એટલે–

—આત્મરમણતાનો ઝણઝણાટ.

—આત્માનંદના આસ્વાદનો પ્રારંભ.

—શુદ્ધાત્મસ્વરૂપપ્રાપ્તિ માટેનું અમોઘ ઉત્થાન.

—આત્મિક તેજઃપુંજની ઝળહળતી જ્યોતિનું દિગ્દર્શન.

× × × ×

સદ્ગ્રંથોને વાચા નથી છતાં મુશ્કેલીના સમયે તે અમૂલ્ય સલાહ આપે છે, તેને હાથ ન હોવા છતાં પ તે દુઃખી જનોનાં આંસુ લૂછે છે.

× × × ×

સદ્ગ્રંથો કલ્પવૃક્ષ સ્વરૂપ છે, એની પાસે જે માંગીએ તે મળે, છતાં તેથી વંચિત રહેવું એ એક ખેદનો વિષય છે.

—પોકેટ સાઈઝ તત્ત્વાર્થસૂત્રની પ્રસ્તાવનામાંથી

# પરિચય[1]

નિર્દેશ—

સીમંધરસ્વામિશોભાતરંગ એ નામથી પ્રસ્તુત કૃતિની નોંધ સ્વ. મોહનલાલ દલીચંદ દેશાઈએ જૈન ગૂર્જર કવિઓ (ભા. ૩, ખંડ ૧, પૃ. ૫૮૪)માં ઈ. સ. ૧૯૪૪માં લીધી છે. સાથે સાથે આના કર્તા તરીકે મેરકનું નામ એમણે રજૂ કર્યું છે. વિશેષમાં આરંભની ૭ પંક્તિઓ અને અંતની ચાર પંક્તિઓ અહીં ઉદ્ધૃત કરી એમણે અંતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે —

"પાંચ ઉલ્લાસ, ૨૬–૨૧ ન. ૧ વિમલગચ્છ ભં. સીનપુર"

વિ. સં. ૨૦૦૫માં આ કૃતિનો નિર્દેશ શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ (સંદેશના "દીપોત્સવી–અંક"માં 'આદિ–ભક્તિયુગમાં રાસયુગ' લેખમાં) કર્યો છે, પરંતુ આનું સંપાદન કરી એને પ્રકાશમાં મૂકવાનું માન તો આગમોદ્ધારકના હાથે સાડા સાત[2] વર્ષની વયે વિ. સં. ૧૯૮૮માં દીક્ષિત બનનાર એમના સંતાનીય મુનિશ્રી અભયસાગરજીને ફાળે જાય છે. એમણે "સિદ્ધચક્ર" (વ. ૧૬, અં. ૬)માં આઠ ઢાલ (મૂળ) અને અં. ૧૧માં આ આઠ ઢાલનો અનુવાદ અને બીજી બે ઢાલ (મૂળ) એમ બે કટકે દસ ઢાળ સુધીનો ભાગ વિ. સં. ૨૦૦૬માં

---

૧ આના મોટા ભાગનું લખાણ મેં તા. ૧૩મી એપ્રિલની આસપાસના સાપ્તાહિકમાં પૂર્ણ કર્યું હતું (જુઓ પૃ. ૮૬) તેમાં મને દસમા પરિશિષ્ટ સુધીનાં પૃષ્ઠો તેમ જ આ "પરિચય"ની પૂર્વેનાં લગભગ બધાં પૃષ્ઠો છપાયેલાં તા. ૯–૮–૫૨ને રોજ મળતાં એ જોઈ મેં કેટલોક ઉમેરો બે ત્રણ દિવસમાં કરી તરત જ એ સંપાદક ઉપર મોકલાવ્યો. કાલવ્યતિક્રમ વિષે આટલું સૂચન બસ થશે.

૨ આ વય 'ગર્ભાષ્ટમ'નું સ્મરણ કરાવે છે.

છપાવ્યો છે. ત્યાર બાદ આ માસિકમાં એ આગળ ન છપાતાં પુસ્તકાકારે એ પ્રસિદ્ધ કરાવવાનું નક્કી થતાં આનો "પરિચય" મારે લખવો એવી આ સંપાદક અભિલાષા દર્શાવી તેને મેં સાનંદ વધાવી લીધી. આનું એક કારણ એ હતું કે આ દ્વારા **શ્રીસીમંધરસ્વામી** વિષેના પ્રાચીન ઉલ્લેખ રજૂ કરતા અને "આત્માનંદ પ્રકાશ"ના તંત્રીજી ઉપર મોકલાવેલા [1]"શ્રીસીમંધર સ્વામી સંબંધી સાહિત્ય" નામના મારા લેખમાં આવેલી કેટલીક બાબતો વિચારવાનો અને એને સ્થાયી સ્વરૂપ આપવાનો મને સુયોગ જણાયો. બીજું, જૈન સાહિત્યની સુવાસ સમુચિત રીતે ફેલાવનારા કાર્યમાં યથાશક્તિ સહાયતા આપવાની મારી મનોવૃત્તિને આ અનુરૂપ હતું. ત્રીજું, આગમોદ્ધારકે તેમ જ એમના શિષ્યપરિવારે મારા ઉપર જે કંઇ ઉપકાર કરી મને ઋણી બનાવ્યો છે એ ઋણમાંથી અંશતઃ મુક્ત થવાનો આ માર્ગ હતો, કેમકે સંપાદક આગમોદ્ધારકના વંશજ થાય છે.

**નામોલ્લેખ—**

આ પદ્યાત્મક કૃતિના પ્રણેતાએ પ્રારંભ( પૃ ૨ )માં આ કૃતિનું નામ **શોભાતરંગ** દર્શાવ્યું છે, અને તેમ કરવા પૂર્વે આ કૃતિ દ્વારા **સીમંધરસ્વામી**ના ગુણોત્કીર્તન કરવાનું એમણે સૂચવ્યું છે પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છે.—

"સરસ્વતી મુઝ આવિ વદનિ, શ્રીસીમંધર બંધુરો ।
ગાઉં શ્રીશોભાતરંગો, અભિનવુ એ સિંધુરો ॥"

આ ઉપરથી તેમ જ આ કૃતિના પ્રત્યેક ઉલ્લાસના અંતની પુષ્પિકા વિચારતાં આ કૃતિનું નામ **સીમંધરસ્વામિ-શોભાતરંગ** છે એમ ફલિત થાય છે.

---

૧ આ લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ. ૪૮, અં. ૧૧-૧૨)માં તા. ૧૫-૭-૫૧ના રોજ ચારેક મહિને પ્રસિદ્ધ થયો છે.

'તરંગ' શબ્દથી શરૂ થતી જૈન કૃતિઓ કઈ કઈ છે એ વિચારતા પાદલિપ્તસૂરિકૃત **તરંગવઈ** (સં **તરંગવતી**) અને એના આધારે રચાયેલી **તરંગલોલા** એ બે નામ સ્ફુરે છે જે કૃતિના નામના અંતમા 'તરંગ' શબ્દ આવતો હોય એવી કોઈ જૈન કૃતિ હોય એમ સ્ફુરતુ નથી બાકી સોમપ્રભસૂરિએ તથા દિવાકરે પણ રચેલી **શૃંગાર-વૈરાગ્યતરંગિણી**, રત્નમંડનગણિકૃત **ઉપદેશતરંગિણી**, દિગંબર સોમદેવે રચેલી **અધ્યાત્મતરંગિણી**, અમૃતચન્દ્રે રચેલી **અધ્યાત્મ તરંગિણી** નામની સમયસારની ટીકા, વિ સ ૧૫૬૦મા જ્ઞાનભૂષણે રચેલી **તત્ત્વજ્ઞાનતરંગિણી**, ઉપાધ્યાય ધર્મસાગરગણિવિરચિત **તત્તતરંગિણી** (સ **તત્ત્વતરંગિણી**) અને ન્યાયાચાર્ય યશોવિજયગણિની **નયોપદેશની** **ન્યાયામૃતતરંગિણી** નામની સ્વોપજ્ઞ વૃત્તિ એમ વિવિધ કૃતિઓના નામના અંતમા 'તરંગિણી' શબ્દ છે કદાચ આવી કોઈ કૃતિ ઉપરથી પ્રસ્તુત કૃતિનુ નામ યોજાયુ હશે

ત્રણ ઉલ્લાસ—

**સીમંધરસ્વામિ-શોભાતરંગ** નામની આ કૃતિ પાચ વિભાગોમા વિભક્ત કરાઈ છે એમ જૈ ગૂ ક જોતા લાગે, પરંતુ અહીં તો ત્રણ જ વિભાગ છે, અને પુષ્પિકાઓ જોતા એમ જ હોઈ શકે પુષ્પિકામા આ પ્રત્યેક વિભાગને 'ઉલ્લાસ' કહ્યો છે. ૧૮મા પૃષ્ઠે પ્રથમ ઉલ્લાસ પૂર્ણ થાય છે ૩૬મા પૃષ્ઠે દ્વિતીય ઉલ્લાસ પૂર્ણ થતા જે પુષ્પિકા અપાઈ છે, તેમા 'દ્વિતીય' શબ્દ ન વાપરતા 'મધ્ય' શબ્દ વપરાયો છે એવી રીતે અંતમા—પૃ ૫૦મા 'તૃતીય'ને બદલે 'ચરમ' શબ્દ યોજાયો છે. આમ અહી ત્રણ ઉલ્લાસોનો અનુક્રમે પ્રથમ, મધ્ય અને ચરમ તરીકે ઉલ્લેખ છે

સંપૂર્ણ કૃતિ ૪૩ ઢાલમા રચાઈ છે એમા ઉલ્લાસદીઠ ઢાલની સંખ્યા અનુક્રમે ૧૬, ૧૨ અને ૧૫ છે.

પરિમાણ—

સંપાદકે આ કૃતિના સંશોધનાર્થે [1]બે હાથપોથીઓનો ઉપયોગ કર્યો છે. બે એમાંથી એકેમાં ગ્રંથાગ્ર નથી. આ હાથપોથીઓ જોતાં આનું પરિમાણ આસરે [2]સાડાછસો શ્લોક જેટલું જણાય છે.

પુષ્પિકા—

પ્રત્યેક ઉલ્લાસને અંતે જે પુષ્પિકા છે તે દરેકમાં 'પંચમ' શબ્દ જોવાય છે. ઉદાહરણાર્થે હું પ્રથમ ઉલ્લાસની પુષ્પિકા અહીં રજૂ કરું છું:

"इति श्रीसीमन्धरस्वामिशोभातरंगे पंचमप्रथमोल्लासः समाप्तः"—પૃ. ૧૮

આમ જે 'પંચમ' શબ્દ વપરાયો છે તેનો શો અર્થ છે એ પ્રશ્ન સહજ ઉદ્‌ભવે છે. 'પંચમ' એ સંસ્કૃત શબ્દના નીચે મુજબના અર્થ કોશમાં જોવાય છે:—

(૧) પાંચમો; (૨) ચતુર; (૩) સુંદર, તેજસ્વી; (૪) સ્વરસપ્તકમાંનો પાચમો સ્વર; (૫) એક રાગનું નામ; અને (૬) સંભોગ.

ગુજરાતીમાં 'પંચમ'થી "પાંચમી-નિષાદ વગેરે લોકોની જાતનું-વર્ણનું ગણાતું" એવો અર્થ પણ કરાય છે.

વિશેષમાં 'કોકિલ'ને 'પંચમાસ્ય' કહે છે.

અત્ર 'પંચમ' શબ્દનો 'સુંદર' અર્થ માંડમાંડ બેસે; બીજા બધા તો અપ્રસ્તુત જણાય છે. આથી એકબે કલ્પના કરવા હું પ્રેરાઉં છું:

---

૧ ત્રીજી હાથપોથી તો મૂળ કૃતિ છપાયા બાદ મળી છે. જુઓ પૃ. ૫૫ (પરિશિષ્ટ ૧૦).

૨ ત્રીજી હાથપોથી પ્રમાણે તો ૫૫૦ શ્લોકનું છે. જુઓ પૃ. ૫૬ (પરિશિષ્ટ ૧૦).

'પંચમ'ને બદલે 'અપંચમ' એવો શબ્દ હશે, અને 'અ'નો લોપ થતાં અવગ્રહનું ચિહ્ન હાથપોથીના લેખકે નહિ આપ્યું હોય એમ હોય તો પણ એથી કંઈ વિશેષ અર્થ જણાતો નથી

બીજી કલ્પના એ સ્ફુરે છે કે હાથપોથીમાં અમુક અક્ષર નકામો ગણવો હોય તો એને માથે મીંડું મુકાય છે આ દૃષ્ટિએ વિચારતાં 'પંચમ'ને બદલે 'ચમ' કે પછી 'અચમ શબ્દ છે એમ મનાય, પરંતુ એનો સુસંગત અર્થ જાણવો બાકી રહે છે 'પીવું' અને 'ખાવું' એ બે અર્થવાળા **चम्** ધાતુ પરથી **चम** શબ્દ બને ખરો, પણ એથી શું ?

કલ્પનાના આવા વિષમ વમળમાંથી બહાર નિકળવાનો એક માર્ગ તો આ કૃતિની કર્તાને હાથે લખાયેલી હાથપોથી કે એનો પ્રથમાદર્શ જે કોઈએ તૈયાર કર્યો હોય તો તે મેળવવા પ્રયાસ થવો ઘટે જેથી લિપિકારનો તો દોષ નથીને એ વાતનો નિર્ણય થઇ શકે ગમે તેમ અત્યારે તો આ કોયડો અણઉકેલ્યો રહે છે

## વિષય—

તીર્થંકર આદિ પાંચ પરમેષ્ઠીઓને તેમ જ સરસ્વતી દેવીને પ્રણામ કરી કવિ અભિધેયનો નિર્દેશ કરે છે અહીં જે તીર્થંકરને ઉદ્દેશીને 'કદલીમમલા' એવું વિશેષણ વાપર્યું છે તે તો બધા તીર્થંકરો અંગે ઘટે તેમ છે, પરંતુ 'કનક-કેતકી-કાંતિ' એ વ્યાવર્તક વિશેષણ જણાય છે, કારણ કે 'ભારતવર્ષ'ની વર્તમાન ચોવીસીના સમસ્ત તીર્થંકરોનો વર્ણ એકસરખો નથી **પદ્મપ્રભસ્વામી** અને **વાસુપૂજ્યસ્વામી** એ બે રાતા વર્ણના છે, **ચંદ્રપ્રભસ્વામી** અને **સુવિધિનાથ** શ્વેત છે, **મલ્લિનાથ** અને **પાર્શ્વનાથ** નીલ છે, **મુનિસુવ્રતસ્વામી** અને **નેમિનાથ** શ્યામ છે, અને બાકીના સોળ તીર્થંકરોનો તેમ જ વીસ વિહરમાણ તીર્થંકરોનો વર્ણ સુવર્ણ જેવો પીળો છે

**સીમંધરસ્વામી**નો જન્મ થયા બાદ એમને એમની માતા રમાડે છે એ પ્રસંગ ઉપસ્થિત કરી કવિએ માતાના મુખથી ગર્ભાવસ્થામાં જોયેલાં ચૌદ સ્વપ્નોનું વર્ણન પુત્ર સમક્ષ રજૂ કરાવ્યું છે. પ્રત્યેક સ્વપ્નને જાણે વાચા ન હોય તેમ તે તે સ્વપ્ન માતા સાથે ગોષ્ઠી કરે છે આ દ્વારા કવિએ કાવ્યરસને પોષ્યો છે. સ્વપ્નની વાત કહ્યા પછી છપ્પન દિક્કુમારીઓના આગમનની બાબત અને એમનો માતાને સંદેશ વર્ણવાયેલ છે. ત્યાર પછી ચોસઠ ઇન્દ્રોનું કર્તવ્ય નિર્દેશાયું છે.

સત્યકીની સખીઓ **સીમંધરસ્વામીનું** ગુણોત્કીર્તન કરે છે એ પ્રસંગ વિવિધ અને મનોરમ ઉત્પ્રેક્ષાપૂર્વક આલેખાયો છે. પછી **સીમંધરસ્વામીના** રુક્મિણી સાથે લગ્ન, કાલાંતરે દીક્ષા અને કેવલજ્ઞાનની પ્રાપ્તિ તેમ જ એ અંગેના [1]મહોત્સવ એ બાબતો આલેખાઇ છે.

પ્રથમ ઉલ્લાસના અંત( પૃ. ૧૭ )માં કામગજેન્દ્રની અપ્રસિદ્ધ કથા કહેવાની જે પ્રતિજ્ઞા કરાઇ છે તેનો કવિએ નિર્વાહ કર્યો છે. આ કામગજેન્દ્રનો પૂર્વ ભવ **સીમંધરસ્વામી** કહે છે, અને ચાલુ ભવની કેટલીક બાબત **મહાવીરસ્વામી** કહે છે. આ રીતે આ કથા આલેખાઇ છે. આ કથા કહેવા પૂર્વે **સીમંધરસ્વામીનો** જીવનવૃત્તાંત અપાયો છે, અને આ તીર્થંકરને હાથે જે કાર્યો થયાં તેની નોંધ લઈ આ કથા કહેવાની પ્રતિજ્ઞા કરાઇ છે. આ કથાનો પ્રારંભ ગૌતમસ્વામીએ **મહાવીરસ્વામીને** પૂછેલા પ્રશ્નથી કરાયો છે. કથા પૂર્ણ થતાં **સીમંધરસ્વામીના** ગુણગાનપૂર્વક એમને વિષે કેટલીક બાબતો નોંધાઇ છે. **મહાવીરસ્વામીએ** કોના કોના ઉપર ઉપકાર કર્યો છે એ [2]બાબત પૃ. ૪૫-૪૬માં નિર્દેશાઇ છે.

---

[1] આ મહોત્સવમાં એમના કલ્પ—અધિકાર અનુસાર ઈશાનેન્દ્ર આગળ પડતો ભાગ લે છે (જુઓ પૃ. ૧૩). આની સમુચિતતા માટે જુઓ પૃ. ૭૨, ટિ.

[2] એમના પરિચય માટેનાં સાધનો સંપાદકે પૃ. ૧૫૪-૧૫૫ના ટિપ્પણમાં દર્શાવ્યાં છે.

### કામગજેન્દ્રની [1]કથાની સાધારણતા અને પ્રસિદ્ધિ—

કવિએ પોતાની કલ્પનાશક્તિથી કામગજેન્દ્રની કથા ઉપજાવી કાઢી નથી; બાકી એમની કુશલતા અનુસાર એને રંગી છે ખરી; કેમકે આ કથા રત્નશેખરસૂરિકૃત સંસ્કૃત ચંપૂ નામે **કુવલયમાલામાં** આલેખાયેલી છે, અને આ ચંપૂનું મૂળ તે વિ. સં. ૮૩૫મા દાક્ષિણ્યચિહ્ન-સૂરિ ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ જઇણ મરહટ્ઠી (જૈન માહારાષ્ટ્રી)માં રચેલી **કુવલયમાલા** છે. એમની પૂર્વે આ કથા કોઇએ આપી હોય તો તે જાણવામાં નથી. ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રસ્તુત કૃતિથી પ્રાચીન એવી કોઇ ગુજરાતી કૃતિ જણાતી નથી કે જેમાં આ કથાને સ્થાન અપાયુ હોય. આ સંયોગોમાં કવિ આ કથાને 'અપ્રસિદ્ધ' કહે છે તે સમુચિત છે. એમના પછી થયેલા કોઇ કવિએ આ કથાને અપનાવી હોય તેમ જણાતુ નથી ગમ તેમ પણ આ પ્રસ્તુત કૃતિથી આ કથા વધારે જાણીતી બનશે એ નિર્વિવાદ હકીકત છે, અને એ માટે સંપાદક અભિનંદનને પાત્ર છે

### કુવલયમાલા (સં.) સાથે પ્રસ્તુત કૃતિનું સંતુલન—

**સીમંધરસ્વામિશોભાતરંગ** નામથી આ પ્રસ્તુત કૃતિમાંના પ્રથમ ઉલ્લાસને તેમજ એના ચરમ ઉલ્લાસની ઢાલ ૪૦–૪૨ને બાજુ ઉપર રાખીએ તો આ કૃતિના અવશિષ્ટ ભાગ (મધ્ય અને ચરમ ઉલ્લાસ)માંની વિવિધ બાબતો કુવલયમાલા(સં.)માં નજરે પડે છે.

કામગજેન્દ્રનું પૂર્વ ભવનું નામ મોહદત્ત છે. એના આ ભવની કથા આ બંને કૃતિમાં છે, જો કે ક્રમમાં કેટલોક ફેરફાર છે.

પ્રસ્તુત કૃતિની ૩૨મી ઢાલમાં શરૂઆતમાં "અન્ય ચાર ચાકરી સાથે" એવો મોઘમ ઉલ્લેખ છે, જ્યારે **કુવલયમાલામાં** આ ચારની

---

૧ આ કથા "ગુર્જર ભાષાનુવાદ"માં ગદ્યરૂપે અપાઇ છે. સાથે સાથે કોઇ કોઇ બાબત સ્પષ્ટીકરણાર્થે ઉમેરાઇ છે (જુઓ પૃ. ૧૨૮, ટિ.).

ક્રોધ, માન, માયા અને લોભ એ ચારના જાણે અવતારરૂપ જ હોય તેમ ચંડસોમ, માનભટ, માયાદિત્ય અને લોભદેવની હકીકત સ્પષ્ટપણે અપાયેલી છે.

પ્રસ્તુત કૃતિમાં કામગજેન્દ્રના ત્રણ જ ભવ ખાસ કરીને વર્ણવાયા છે, જ્યારે **કુવલયમાલા**મા પાંચેનું વર્ણન છે.

'જ્યલોચન'(ઉદર)નો [1]અધિકાર **કુવલયમાલા** (પ્રસ્તાવ ૩, પત્ર ૧૨૨–૧૨૩)માં વિસ્તારથી અપાયો છે, જ્યારે અહીં બત્રીસમી ઢાલમાં એનું સામાન્ય સૂચન છે.

**કુવલયમાલા** (પ્રસ્તાવ ૫, પત્ર ૨૨૫)ગત લખાણ બિંદુમતીની શારીરિક સંપત્તિના અહીં અપાયેલ [2]વર્ણન સાથે મળે છે.[3]

પ્રસ્તુત કૃતિમાંનાં જે કેટલાંક વિધાનો ઉપલક દૃષ્ટિએ વિચારનારને ચિંત્ય જણાય તેવાં છે તેનું સમર્થન **કુવલયમાલા** જોતાં મળી રહે છે.

આ ઉપરથી એમ અનુમનાય કે **કુવલયમાલા**ને સામે રાખીને પ્રસ્તુત કૃતિ યોજાઇ હશે, અને કામગજેન્દ્રના અધિકારની તુલાને સરખી રાખવા માટે **સીમંધરસ્વામી** અને **મહાવીરસ્વામી** વિષે કેટલીક બાબતો યોજાઈ હશે

**અવાંતર કથાઓ અને દૃષ્ટાંતો**—

પ્રસંગવશાત્ કવિએ કેટલીક [4]કથાઓનો નિર્દેશ કર્યો છે તેમાં નાગરાજનું દૃષ્ટાંત બારેક સૈકા કરતાં વધારે પ્રાચીન એવી કોઇ કૃતિમાં સંપૂર્ણતયા વર્ણવાયેલું વાંચ્યાનું મને સ્ફુરતું નથી; બાકી એને મળતું પદ્ય

૧ આ અધિકારની રૂપરેખા પરિશિષ્ટ ૪ ( પૃ. ૨૪–૨૫ )માં આલેખાયેલ છે.
૨ વિશેષ માટે જુઓ પૃ. ૧૧૭નું ટિપ્પણ.
૩ વિશેષ માટે જુઓ પૃ. ૧૩૧, ૧૪૧ ને ૧૪૨નાં ટિપ્પણ.
૪ આની રૂપરેખા માટે ચોથું પરિશિષ્ટ જુઓ.

વિ સં ૯૧૫મા જયસિંહસૂરિના હાથે સ્વોપજ્ઞવિવરણપૂર્વક રચાયેલી ધમ્મોવએસમાલા(પૃ ૧૯૧)મા થોડા ફેરફાર સાથે જોવાય છે આ હિસાબે આ દૃષ્ટાત લગભગ અગિયાર સૈકા જેટલુ તો પ્રાચીન ગણાય

વિ સ. ૯૮૯મા દિગબર આચાર્ય હરિષેણે રચેલા બૃહત્-કથાકોશમા ૬૬મા 'વિષ્ણુશ્રી–કથાનક'મા પૃ. ૧૫૨મા ઉત્તરાર્ધ તો ઉપર મુજબ જ છે, પરતુ પૂર્વાર્ધ ભિન્ન હોવાથી એ હુ નોધુ છુ —

"नीयमानः स्व(सु?)पर्णेन, नागः पण्डुरिरब्रवीत् ॥"

આ બૃહત્કથાકોશના કે ધમ્મોવએસમાલાના સપાદકે આ દૃષ્ટાત વિષે કશો વિશેષ પ્રકાશ પાડ્યો નથી–એના ઉપર કશુ ટિપ્પણ પણ કર્યું નથી આથી આ સબધમા હુ થોડુક કહીશ

વિશ્વસાહિત્યની એક ગણનાપાત્ર કૃતિરૂપ અને દુનિયાદારીના ડહાપણના ભડારરૂપ [1]પંચતંત્રની રચના ઈ સ ૧૦૦થી ઈ સ ૫૦૦ના ગાળામા થઈ હશે એમ મનાય છે આ કૃતિ આજે મૂળ સ્વરૂપે જળવાઈ રહી નથી, પરતુ એની મૌલિક કે અનૂદિત પાઠપરપરાઓ મળે છે સોમદેવભટ્ટે ગુણાઢ્યકૃત [2]વડ્ડકહા યાને બિહક્કહાનો સક્ષેપ કરી કથાસરિત્સાગરની યોજના કાશ્મીરમા અગિયારમા સૈકામા કરી છે એમાના 'શક્તિયશા' લબકમા કથાક ૮૪થી ૧૪૦મા પંચતંત્રની કથાઓ જોવાય છે

આ કથાસરિત્સાગરનુ સપાદન પડિત દુર્ગાપ્રસાદ અને કાશીનાથ પાડુરગ પરબે કર્યું છે એની ચોથી આવૃત્તિ મુબઈથી ઈ સ ૧૯૩૦મા બહાર પડી છે એમા પૃ ૩૨૦મા ગરુડ અને નાગની કથા છે તે જ અત્ર પ્રસ્તુત હોય એમ જણાય છે કથાસરિત્સાગરનો ટૉની અને

---

૧ આ ભારતીય કૃતિના જગતભરની ૬૦ ભાષાઓમા–અભારતીય લગભગ ૪૫ ભાષામા બસો કરતા એ વધારે સખ્યામા અનુવાદો અને રૂપાતરો થયા છે

૨ આનો પરિચય મે પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય નામના મારા પુસ્તક (પૃ. ૧૯૨ ૧૯૫)મા આપ્યો છ

પેન્ઝરે અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. એમાં—Ocean of storiesમાં ૯૯મી કથારૂપે આ ક્તિવાય છે. એનો સારાંશ હું અહીં આપું છું:

કોઇ એક નાગને ગરુડનો ભય લાગ્યો એથી એ નાઠો. એણે માનવ રૂપ ધારણ કર્યું. એ પૃથ્વી ઉપર આવી કોઈ એક ગણિકાને ઘેર રહેવા લાગ્યો. એ ગણિકા વેતન તરીકે એની પાસેથી દરરોજ સો હાથી લેતી હતી, અને એ નાગ પોતાના પ્રભાવથી એને એ આપતો હતો.

એક વેળા એ ગણિકાએ એને પૂછ્યું કે રોજ તમે સો હાથી કેવી રીતે પૂરા પાડો છો અને તમે કોણ છો ? નાગે જવાબ ન આપ્યો, પરંતુ ગણિકાએ ખૂબ આગ્રહ કર્યો એટલે 'તું કોઇને કહીશ નહિ' એવાં વચન ઉચ્ચારી એણે ખરી વાત કહી દીધી કે હું નાગ છું અને ગરુડના ભયથી નાસીને અહીં આવ્યો છું.

ગણિકાએ આ વાત છાની ન રાખી, પરંતુ કુટ્ટનીને ખાનગીમાં બધી વાત કહી દીધી.

આ તરફ ગરુડ નાગને શોધવા લાગ્યો. એણે માનવ રૂપ ધારણ કર્યું. એ શોધતો શોધતો આ કુટ્ટની પાસે આવ્યો અને બોલ્યો: હું તારી પુત્રીને ઘેર રહીશ અને એ બદલ વેતન આપીશ.

કુટ્ટની—અમારે વેતનની કંઇ પરવા નથી.

ગરુડ—કેમ એમ ?

કુટ્ટની—અહીં એક નાગ રહે છે. એ અમને રોજના પાંચસો હાથી આપે છે.

ગરુડ સમજી ગયો કે જે નાગની હું શોધ કરું છું તે જ આ છે. એ અતિથિ તરીકે ગણિકાના ઘરમાં રહ્યો છે. નાગને ઝરૂખામાં બેઠેલો એણે જોયો એટલે એ તરત જ પોતાની જાત પ્રગટ કરી અને નાગને મારીને એ ખાઇ ગયો.

આ કથાનો અંતમા એવો ઉલ્લેખ છે કે ડાહ્યા પુરુષે સ્ત્રીને ગુપ્ત વાત નિસંકોચપણે કદી કહેવી નહિ

આમ કહી કણીથી પાછા ³ગોમુખે મુગ્ધ-કથા કહેવા માડી.

ભાષા—

પ્રસ્તુત કૃતિ ⁴મુખ્યતયા ગુજરાતી લિપિમા અને તે પણ વિક્રમની સત્તરમી સદીની જૂની ગુજરાતીમા રચાઇ છે 'ગુજરાતી' ગિરા એ 'અપભ્રંશ'ની પુત્રી છે, અને 'અપભ્રંશ' એ 'પાઇય'(સ પ્રાકૃત)ની પુત્રી છે એટલે ગુજરાતીમા 'પાઇય' શબ્દો વિશેષત નજરે પડે એ સ્વાભાવિક છે તેમા પણ આ કૃતિના પ્રણેતા જૈન હોવાથી એનુ પ્રમાણ અધિક જોવાય છે કેમકે જો કે જૈનો 'સંસ્કૃત' અને 'પાઇય' એ ઉભય ભાષાનુ ગૌરવ માનનારા અને વધારનારા છે તો પણ એમના દૈનિકાદિ ક્રિયાકાડની ભાષા મોટે ભાગે 'પાઇય' છે એટલે એને અગેના શબ્દો—ખાસ કરીને ⁵પારિભાષિક શબ્દો' એમા તરી આવે છે

'ને' ને બદલે 'નિ' (પૃ. ૩૫૦) 'વદને'ને સ્થાને 'વદનિ' (પૃ ૨) 'જેમ' એ અર્થમા 'જિમ (પૃ ૩), 'મે'ની જગ્યાએ 'મિ' (પૃ. ૧૯) ઇત્યાદિ પ્રયોગો છે એ તો ઠીક, પરંતુ પૃ ૭મા 'તમારી' એ અર્થમા 'તુમ્હચી' એવુ રૂપ વપરાયુ છે એ નોધપાત્ર જણાય છે. કેટલાક જૈન તેમજ અજૈન ગ્રથકારોએ ચો, ચી જેવા પ્રત્યયોનો ઉપયોગ કર્યો છે. આ બાબત મે માન ⁶એક લેખમા વિચારી છે એમા જે ઉલ્લેખો છે

૩ આ નર વાહનદત્તનો મિત્ર અને મત્રી થાય છે.

૪ આમ કહેવાનુ કારણ એ છે કે ચાળીસમી ઢાલ સપૂર્ણતયા સસ્કૃત ભાષામા છે. આ ઉપરથી કવિનુ સસ્કૃત ભાષા ઉપર કેવુ પ્રભુત્વ છે તે જાણવા મળે છે.

૫ જુઓ પરિશિષ્ટ ૮ નામે "કઠિન-શબ્દ-કોશ"ગત કાળા અને મોટા અક્ષરે છપાયેલા શબ્દો.

૬ "જૈન કૃતિઓમા ચો, ચી, ચુ ને ચે પ્રત્યયોનો પ્રયોગ" એ નામથી આ મારો લેખ જૈ. સ. પ્ર. (વ. ૧૨, અ. ૮)મા છપાયો છે.

તેમાં અધ્યાત્મી આનંદઘનકૃત **મહાવીરજિનસ્તવનની** નિમ્નલિખિત છઠ્ઠી કડી હું ઉમેરું છું:

"વીરપણું તે આતમઠાણે, જાણ્યું તુમચી વાણે રે" ૬

પૃ. ૪૧મા 'મારા' એ અર્થમાં 'મોરા', પૃ. ૧૬માં 'હવા' અને પૃ ૪મા 'ઉસથી' એવા પ્રયોગો છે. વિશેષમા અનેક સ્થળે શબ્દને અંતે અનુસ્વાર જોવાય છે. જેમકે ભૂષણું (પૃ. ૭), તિલકં (પૃ. ૮); રત્નં (પૃ ૯), મિત્રં, અને ભૃંગં (પૃ. ૧૧), મતં (પૃ. ૧૨), પુણ્યં (પૃ. ૧૭), દુર્દિનં, સમવસરણં, કૌતુકં, દૃષ્ટશ્રુતં અને જાલકં (પૃ. ૧૯). 'ધન્ય'ને બદલે 'ધિન' શબ્દ પૃ. ૪૬માં અને 'દ્યોતિ'ને બદલે 'ધોતિ' શબ્દ પૃ. ૪૨માં વપરાયેલ છે.

છંદ—

ત્રેવીસમી ઢાલ 'દૂહો' અર્થાત્ 'દોહરો' એ છંદમાં રચાયેલી છે, ચાળીસમી ઢાલની ઉપાંત્ય પંક્તિમાં 'ચંપકમાલા'નો ઉલ્લેખ છે, અને એ જ છંદમાં આ ઢાલની રચના કરાઇ છે. ચંપકમાલાને 'રુક્મવતી' તેમ જ 'રૂપવતી' પણ કહે છે. આ સમવૃત્તમાં દસ અક્ષરો હોય છે. એનું લક્ષણ "रुक्मवती सा यत्र भमस्गाः" છે. આમ આ છંદમાં भ, म અને स એ ત્રણ ગણો અને છેલ્લો અક્ષર ગુરુ છે.

[1]અલંકાર—

**સીમંધરસ્વામિશોભાતરંગ** જાતજાતના અલંકારો વડે અલંકૃત છે, પ્રત્યેક પંક્તિ એની પછીની પંક્તિ સાથે અંત્યપ્રાસથી અંકિત છે. 'અનુપ્રાસ' ઇત્યાદિ અન્ય પણ શબ્દાલંકાર છે. અર્થાલંકાર તરીકે વિવિધ અલંકારો નજરે પડે છે. એમાં પૃ. ૪, પં. ૧૦–૧૧ વગેરેમાં

૧ દ્વિતીય પરિશિષ્ટ (પૃ. ૧૩)માં 'અલંકાર'થી અલંકૃત કેટલીક પંક્તિઓ ઉદ્ધૃત કરાઈ છે, પણ એને અંગેના અલંકારોનો નામનિર્દેશ નથી. એ હોત તો આ પરિશિષ્ટની ઉપયોગિતા અને શોભામાં વૃદ્ધિ થાત.

નજરે પડતો 'ઉત્પ્રેક્ષા' અલંકાર ૧૧મી ઢાલમાં મોળે ઠગાગે ખીલે છે આ વિયોગતાં વાક્પતિરાજકૃત ગઉડવહુ યાદ આવે છે આ [2]મહાકાવ્યમાં ઉત્પ્રેક્ષા અલંકારની રેલમછેલ છે

ધનપાલે 'વિરોધાભાસ' અલંકારથી વિભૂષિત [3]વીરથુઈ (સં. વીર-સ્તુતિ) રચી છે, અને જિનપતિએ સં મા [4]ઋષભસ્તુતિ રચી છે આ 'વિરોધાભાસ' અલંકાર ઢાલ ૩૪ની નિમ્નલિખિત પંક્તિમાં દૃષ્ટિગોચર થાય છે —

"વિલગ્યુતા છિદ્ર વિના રે, દુખકૃત્ પણ સુખકાર ।
સત્કમલ દોષાકર નહી, એહી અચરિજ સાર ॥ ૧૧ ॥
અપવર્ગ નાપિ ઇશ્વરે રે, જુ પવર્ગ પરિવાર ।
તે આપિ ગીમ ધરો રે, નિર્દ્ધન નાપિ હાર ॥ ૧૨ ॥"

આ ઉપગત અલંકારના વિશિષ્ટ નમૂના તરીકે હું કેટલીક પંક્તિની નોંધ લઉં છું –

" × × × ×, છત્રદંડ ગ્રહિઓ તાણી ।
અહી પાણી દાર–કર્મ જિહા આણીઇએ ॥" (ઢા ૭, ગા ૨)
"માર્ગ–અક્ષર માજિસુ, નવિ દેરિઉ નક્ષાનુ સંગ રે" (ઢા ૩, ગા ૨)

---

૨ આ વિષે મે કેટલુંક વક્તવ્ય 'પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય' નામની મારી કૃતિમાં રજૂ કર્યું છે જુઓ પૃ. ૬, ૧૧, ૧૬, ૪૬, ૭૩, ૧૨૪, ૧૩૧ અને ૧૩૩–૧૩૫

૩ મે સંપાદિત કરેલ "ઋષભપંચાશિકા અને વીરસ્તુતિયુગલરૂપકૃતિ કલાપ પ્રથમાં (૩૦ પંક્તિની) આ સ્તુતિ સં. અવચૂર્ણિ અને મે તૈયાર કરેલ ગુજરાતી શબ્દાર્થ, પદાર્થ અને સ્પષ્ટીકરણ સહિત છપાઈ છે.

૪ "ભક્તામર–કલ્યાણમંદિર–નમિઊણ–સ્તોત્રત્રયમ્" નામના મે સંપાદિત કરેલ ગ્રંથમાં પાંચમા પરિશિષ્ટ તરીકે (૩૪ પંક્તિની) આ સ્તુતિ સં. અવચૂર્ણિ સહિત છપાયેલી છે. જુઓ પૃ ૨૫૭–૨૬૩.

"તુમ્હ શીતલતા તેજ કે વિધિઇ મનિ ધરી રે ।
ચંદ-સૂરકું કુંડલી, પરિવેષિ કરી રે ॥" (ઢા. ૯, ગા. ૧૦)

"ચંદ્રકાંતિમણીઈ કરી, માતા મુખ ઘડિઉં રે ।
માનૂં અન્યથા મુખથી, આંસું કિમ પડિઉં રે ॥" (ઢા. ૯, ગા. ૨૪)

અંતમાં પં. કલ્યાણવિજયગણિના મતે પૂર્ણદેવસૂરિના શિષ્ય અને સ્વ. ચતુરવિજયજીના મતે હેમચંદ્રસૂરિના શિષ્ય રામચન્દ્રસૂરિએ જે વિવિધ "દ્વાત્રિંશિકાઓ" રચી છે, તે પૈકી નિમ્નલિખિત હું અહીં ગણાવું છું –

૧ [1]અપહ્નુતિ-દ્વાત્રિંશિકા
૨ અર્થાન્તરન્યાસ- ,,
૩ ઉપમાગર્ભિતજિનસ્તુતિ-,,
૪ દૃષ્ટાંતગર્ભસ્તુતિ-દ્વાત્રિંશિકા
૫ પ્રસાદ ,,
૬ વ્યતિરેક ,,
૭ ભક્ત્યતિશય-દ્વાત્રિંશિકા

**સમસ્યા—**

પૃ. ૨૦ માં નીચે મુજબની કડી સમસ્યા અને તેનો ઉત્તર રજૂ કરે છેઃ—

"પ્રશ્ન [2]ગૂઢાદિ કેલી કરિ, રામચંદ્રિ નેત્ર સીત રે ।
મીંચીઆ ચંદ્રકૂં દિખતા, ઉત્તર દિ મૃગભીત રે॥" (ઢા.૧૭, ગા.૧૫)

---

૧ આ તમામ દ્વાત્રિંશિકાઓ જૈનસ્તોત્રસંદોહ(ભા. ૧)માં ઈ. સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ થયેલી છે. એનો મે ગુજરાતી અનુવાદ કર્યો છે તે અત્યારે તો અમુદ્રિત છે.

૨ 'આદિ' શબ્દથી અંક-પલ્લવી, કર-પલ્લવી, નેત્ર-પલ્લવી ઇત્યાદિ અભિપ્રેત હશે.

'કાલક' નામના મુનિવરો અને આર્યરક્ષિતસૂરિ—

પૃ ૧૭મા નીચે મુજબ પંક્તિ છે તેને ઉદ્દેશીને કાલકસૂરિ, આર્યરક્ષિત અને નિગોદનુ વ્યાખ્યાન એ ત્રણ બાબતો વિષે કેટલુક કહેવા જેવુ જણાય છે —

"કાલિકસૂરિ આર્યરક્ષિત, ધિન જસ તુમ્હ પ્રસાદોજી ।
નિગોદતણી વિસ્તાર અપૂરવ, કુણ ન કરિ જેહસ્યુ વાદોજી ॥"
—ઢા ૧૬, ગા ૨

કાલિકસૂરિ નહિ પરંતુ કાલકસૂરિ એમ હોવુ જોઈએ 'કાલક' શબ્દનો અર્થ કૃષ્ણ શ્યામ એટલે કે કાળો થાય છે 'કાલક' નામના અનેક મુનિવરો થયા છે તેમા આવસ્સયની ચુણ્ણિ (ભા ૧, પ ૪૯૫)મા દત્ત રાજાની સમક્ષ વદતા ફળના કથનની જે વાત આવે છે તેનો સબધ કાલક સાથે છે આ સૂરિનો સમય વીરસવત્ ૩૦૦થી ૩૭૬ સુધીનો છે એમ મનાય છે

ઇન્દ્રની પાસે નિગોદનુ વર્ણન કાલકસૂરિએ કર્યું હતુ એ વાત [1]થેરાવલી'મા કહી છે એમ જે 'પ્રબધપર્યાલોચન' (પૃ ૨) મા ઉલ્લેખ છે એ ભ્રાન્ત જણાય છે થેરાવલીને બદલે કહાવલી હોય તો એ વાત બધ બેસે આ સૂરિ ઉપર્યુક્ત જ કાલકસૂરિ હોય એમ લાગે છે, પરંતુ ઉત્તરજ્ઝયણની નિજ્જુત્તિ (ગા ૧૨૦) પ્રમાણે તો આ બાબત જે કાલકસૂરિને અંગે બન્યો છે, તેઓ વીરસવત્ ૪૫૩ની આસપાસમા થયેલા છે આ ઉપરાંત બીજા પણ એક કાલકસૂરિ થયા છે એમની સાથે નીચેની પાચ ઘટનાઓ સબધ ધરાવે છે —

(૧) આજીવિકો પાસેથી નિમિત્તનુ પઠન

(૨) અનુયોગોનુ નિર્માણ

---

[1] પજ્જોસવણાકપ્પગત "થેરાવલી'મા 'માઢર' ગોત્રના આર્ય વિષ્ણુના શિષ્ય તરીકે આર્ય કાલકનો અને આ કાલકના શિષ્યો તરીકે આર્ય સપલિત અને આર્ય ભદ્રનો ઉલ્લેખ છે.

ધમ્મોવએસમાલા (ગા૦ ૨૮)ના સ્વોપજ્ઞ વિવરણ (પૃ. ૧૦૭)માં કહ્યું છે કે **સીમંધરસ્વામીને** મુખે **આર્યરક્ષિતસૂરિની** પ્રશંસા સાંભળી **શક્રે** બ્રાહ્મણનું રૂપ કર્યું અને એઓ આ સૂરિ 'મથુરા'માં હતા ત્યાં આવ્યા. આ સૂરિએ **શક્રને** નિગોદનું સ્વરૂપ કહી સંભળાવ્યું અહીં **આર્યરક્ષિતસૂરિ** તે જ કાલકસૂરિ એવો ઉલ્લેખ નથી. વળી **આવસ્સય**ની નિજ્જુત્તિમાં નીચે મુજબની ગાથા છે–

"देविंदवंदिएहि महाणुभावेहिं रक्खिअअज्जेहिं ।
जुगमासज्ज विहत्तो अणुओगो ता कओ चउहा ॥"

આ ૭૭૮મી ગાથા તે **આવસ્સય**ના ભાસની ૧૧૬મી ગાથા છે. એની વ્યાખ્યારૂપ ચુણ્ણિ (પત્ર ૪૧૧)માં કહ્યું છે કે **શક્ર સીમંધરસ્વામી** પાસે જઈ નિગોદનું સ્વરૂપ પૂછે છે અને એનું ઝીણવટભર્યું સ્વરૂપ સાંભળીને ભરતક્ષેત્રમાં આવો કોઈ જાણકાર છે કે કેમ આવો સવાલ કરે છે. એના જવાબમાં **આર્યરક્ષિતસૂરિનું** નામ **સીમંધરસ્વામી** જણાવે છે. ઇન્દ્ર એમની પાસે બ્રાહ્મણ સ્વરૂપે આવી નિગોદનું સ્વરૂપ સાંભળે છે. એ સાંભળી પ્રસન્ન થઈ ઉપાશ્રયના દ્વાર એક દિશામાંથી બીજી દિશામાં રચી એઓ ચાલ્યા જાય છે.

આ કથાનકમાં **શક્રે આર્યરક્ષિતને** કાલકસૂરિ કહ્યાનો ઉલ્લેખ નથી.

**આવસ્સય** ઉપરની હારિભદ્રીય ટીકા (પત્ર ૩૦૯અ–૩૧૦અ)માં તેમ જ મલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૩૯૯આ–૪૦૦અ)માં ઉપર મુજબ જ કથાનક છે. એ બેમાંથી એકમાં યે **આર્યરક્ષિતસૂરિને** 'કાલક-સૂરિ' કહ્યાની વાત નથી.

ભદ્રેશ્વરસૂરિએ **કહાવલી** રચી છે. અહીંના (સુરતના) "જૈનાનંદ પુસ્તકાલય"માં આની ૧૧૫૯ ક્રમાંકવાળી હાથપોથી (ખંડ ૨, પત્ર ૧૬૯–આ–૧૭૦અ)માં કાલકસૂરિનો જે અધિકાર છે તેમાં નીચે મુજબની–બાબતોનો ઉલ્લેખ છેઃ–

(૧) ગર્દભિલ્લનો ઉચ્છેદ
(૨) ચોથની સંવત્સરી
(૩) અવિનીત શિષ્યોનો ત્યાગ
(૪) નિગોદની વ્યાખ્યા
(૫) દત્તને કહેલું યજ્ઞનું ફળ

પહેલી બે બાબત એક કાલકસૂરિના નામ પર અને બાકીની ત્રણ બાબતો બીજા કાલકસૂરિના નામે રજૂ કરાઈ હોય એમ લાગે છે. છેલ્લી બાબત ત્રીજા કાલકસૂરિ સાથે સંબંધ ધરાવે છે એમ કેટલાકનું માનવું છે એ ગમે તેમ હો, પરંતુ નિગોદના વ્યાખ્યાતા તરીકે કહાવલીમાં કાલકસૂરિનું અને આવસ્સયની ચુણ્ણિ વગેરેમાં આર્યરક્ષિતસૂરિનું નામ અપાયેલ છે એટલે એ ઉપરથી આર્યરક્ષિતસૂરિનું કાલકસૂરિ એવું અન્ય નામ હોવાનો અને એ ઇન્દ્ર દ્વારા અપાયાનો કોઈએ ઉલ્લેખ કર્યો હશે આ ઉલ્લેખને અનુસરીને પ્રસ્તુત કૃતિમાં પૃ. ૧૭માં "કાલિકસૂરિ આર્યરક્ષિત' એમ કહેવાયું છે એમ જણાય છે.

'અચલ' મતના ગુણનિધાનસૂરિના ઉપદેશથી હર્ષસૂરિ નામના ભટ્ટે (હર્ષનિધાનસૂરિએ) જે રયણસંચય રચ્યો છે એમાં અનેક ગાથાઓનો સંગ્રહ છે. ગા. ૨૭૨-૬માં ચાર કાલકસૂરિની નીચે મુજબ નોંધ છે –

(૧) કાલકાચાર્ય એમનું બીજું નામ શ્યામાચાર્ય છે. વીરસંવત્ ૩૩૫માં એઓ થયા.

(૨) કાલકાચાર્ય એમણે વીરસંવત્ ૪૫૩માં (ગર્દભિલ્લનો ઉચ્છેદ કરી) સરસ્વતી આણીને પાછી મેળવી.

(૩) કાલકાચાર્ય વીરસંવત્ ૫૦૦માં સિદ્ધસેન દિવાકર થયા અને વીરસંવત્ ૭૨૦માં શક્ર વડે સ્તુતિ કરાએલા આ આચાર્ય થયા.

(૪) કાલકાચાર્ય વીરસંવત્ ૯૯૩માં આ સૂરિએ ચોથની પર્યુષણા (સંવત્સરી) કરી.

(૫) [1]કાલકાચાર્ય. 'તુરુમણી' નગરીના દત્ત પાસે આ સૂરિ ગયા અને પોતાના દેહનો એમણે ત્યાગ કર્યો પણ અસત્ય ન બોલ્યા.

આમ અહીં પાંચ કાલકાચાર્યની નોંધ છે. આના ભાષાંતરકારે ત્રીજા કાલકાચાર્યે નિગોદનું યથાર્થ સ્વરૂપ કહ્યું તેથી શક્રે એમની સ્તુતિ કરી એમ ભાષાંતરમાં ઉમેર્યું છે.

અ. ડોલરરાય રંગીલદાસ માંકડે "પશ્ચિમી ક્ષત્રપો" નામનો નિબંધ લખ્યો છે. એમાં એમણે ગર્દભિલ્લનો ઉચ્છેદ કરનાર કાલકાચાર્ય ઉપર પરદેશીઓને હિંદમાં લાવનાર તરીકેનું દોષારોપણ કર્યું છે અને બીજી બાજુથી વિદેશીને પણ શુદ્ધ સંસ્કૃતિ આપવાની નીતિ અખત્યાર કરનારા તરીકે એમને નિર્દેશ્યા છે.[2]

## [3]નિગોદનું નિરૂપણ—

જેમ કર્મના સિદ્ધાંતનું વ્યવસ્થિત તેમ જ ઝીણવટભર્યું નિરૂપણ કેવળ જૈન ગ્રંથોમાં જોવાય છે તેમ નિગોદનું—ખાસ કરીને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયનું સ્વરૂપ પણ આ રીતે આ જૈન સાહિત્યમાં આલેખાયું છે.

વિયાહપણ્ણત્તિ યાને ભગવતીસૂત્ર ઉપર 'નવાંગવૃત્તિકાર' તરીકે પ્રખ્યાત અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૮માં વૃત્તિ રચી છે. આમાં (શ. ૧૧, ઉ. ૧.) એમણે નિગોદના નિરૂપણરૂપે ૩૬ ગાથાઓ 'વૃદ્ધોક્ત'

---

૧ આ આચાર્યને અંગે કોઇ સાલ અપાઇ નથી એટલે એ ઉપર્યુક્ત ચારથી ભિન્ન છે કે નહિ તેનો અત્ર સ્ફોટ નથી.

૨ આ નોંધ પટ્ટાવલી-સમુચ્ચય (ભા. ૨, પૃ. ૨૦૫)માં છે.

૩ આ જૈન દર્શનનો પારિભાષિક શબ્દ છે. 'અનંત જીવોનું એક સાધારણ (સહિયારું) શરીર' એવો એનો અર્થ થાય છે. આ અર્થમાં આને માટેનો પાઇય શબ્દ 'ણિઓગ(દ)' વિયાહપણ્ણત્તિ (સ. ૨૫, ઉ. ૫; સુત્ત ૭૪૯)માં અને પણ્ણવણા(પય ૧)માં વપરાયો છે. વિશેષમાં 'નિગોદનો જીવ' એ અર્થમાં 'ણિઓયજીવ' એવો પ્રયોગ વિયાહપણ્ણત્તિ (સ. ૨૫, ઉ. ૫; સુત્ત ૭૪૯)માં તેમ જ દેવેન્દ્રસૂરિકૃત નામના "ચતુર્થ કર્મગ્રંથ" (ગા. ૮૫)માં કરાયો છે.

એવા નિર્દેશપૂર્વક આપી છે અને એની ટીકા પણ રચી છે. આ મૂળ કૃતિ [1]નિગોયછત્તીસિયા તરીકે ઓળખાય છે. એના ઉપર રત્નસિંહ-સૂરિએ સંસ્કૃત વૃત્તિ રચી છે.

**રયણસંચય**ની ગા. ૧૪૬ ૧૪૯માં નિગોદની સંખ્યા, સૂક્ષ્મતા વગેરે હકીકત છે.

**સેનપ્રશ્ન**માં નીચે મુજબના ક્રમાંકવાળા પ્રશ્નો નિગોદને લગતા છેઃ—

૪૦, ૪૬, ૫૮, ૬૯૨–૬૯૫, ૮૯૦ ને ૯૬૪.

નિગોદનો અર્થ 'સાધારણ–વનસ્પતિકાય' છે. એના બાદર અને સૂક્ષ્મ એવા બે પ્રકારો પડે છે. આ બંનેનું થોડુંઘણું સ્વરૂપ મેં [2]**આર્હત-દર્શનદીપિકા**( પૃ. ૩૭૮–૩૮૦ )માં, **ઋષભપંચાશિકા–વીરસ્તુતિ-દ્વયરૂપ કૃતિકલાપ**ગત "ઉસભપંચાસિયા "( ગા. ૩૩ )ના સ્પષ્ટીકરણ (પૃ ૧૦૧–૧૦૩ )માં ગુજરાતીમાં આપ્યું છે.

વિનયવિજયગણિએ [3]**લોકપ્રકાશ**માંના "દ્રવ્યલોકપ્રકાશ" (સર્ગ ૪, શ્લો. ૩૧–૬૭ ) ઇત્યાદિમાં નિગોદનું નિરૂપણ કર્યું છે.

---

૧ **નિગોયછત્તીસિયા** રત્નસિંહસૂરિકૃત વૃત્તિ સાથે "જૈન આત્માનંદ સભા" તરફથી વિ. સં. ૧૯૬૯માં પ્રકાશિત થઇ છે. વળી આ જ સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૧૭માં પ્રકાશિત **શ્રીપ્રકરણપુષ્પમાલા** નામના પુસ્તકમાં **પરમાણુખંડછત્તીસિયા, પોગ્ગલછત્તીસિયા,** અને **નિગોયછત્તીસિયા** રત્નસિંહસૂરિકૃત વૃત્તિ સાથે, તથા મૂળ વૃત્તિનો દેવવિજયગણિકૃત ગુજરાતી અનુવાદ છપાયેલ છે, પૃ. ૭૨ની સામે ગોળાઓને લગતા ચિત્રો છે.

આ ઉપરાંત ઉપર્યુક્ત ત્રણ છત્રીસીઓ તથા બંધછત્તીસિયા મળી ચારે છત્રીસીઓ મૂળ તથા ગુજરાતી અનુવાદરૂપે **શ્રીષટ્ત્રિંશિકાચતુષ્કપ્રકરણ** નામથી પુસ્તકરૂપે "મેસર્સ એ. એમ. ઍન્ડ કંપની" તરફથી વિ. સં. ૧૯૯૦માં છપાયેલ છે.

૨ પૃ. ૩૭૮માં 'સૂક્ષ્મ' શબ્દ છે તે નહિ જોઇએ.

૩ "આગમોદય સમિતિ" તરફથી આના ૧૧ સર્ગ સુધીનો ગુજરાતી અનુવાદ ઇ. સ. ૧૯૨૯માં પ્રસિદ્ધ થયેલ છે.

(૫) [1]કાલકાચાર્ય. 'તુરમણી' નગરીના દત્ત પાસે આ મુનિ ગયા અને પોતાના દેહનો એમણે ત્યાગ કર્યો પણ અસત્ય ન બોલ્યા.

આમ અહીં પાંચ કાલકાચાર્યની નોંધ છે. આના ભાષાંતરકારે બીજા કાલકાચાર્યે નિગોદનું યથાર્થ સ્વરૂપ કહ્યું તેથી શક્રે એમની સ્તુતિ કરી એમ ભાષાંતરમાં ઉમેર્યું છે.

અ. ડોલરરાય રંગીલદાસ માંકડે "પશ્ચિમી ક્ષત્રપો" નામનો નિબંધ લખ્યો છે. એમાં એમણે ગર્દભિલ્લનો ઉચ્છેદ કરનાર કાલકાચાર્ય ઉપર પરદેશીઓને હિંદમાં લાવનાર તરીકેનું દોષારોપણ કર્યું છે અને બીજી બાજુથી વિદેશીને પણ શુદ્ધ સંસ્કૃતિ આપવાની નીતિ અખત્યાર કરનારા તરીકે એમને નિર્દેશ્યા છે.[2]

[3]નિગોદનું નિરૂપણ—

જેમ કર્મના સિદ્ધાંતનું વ્યવસ્થિત તેમ જ ઝીણવટભર્યું નિરૂપણ કેવલ જૈન ગ્રંથોમાં જોવાય છે તેમ નિગોદનું—ખાસ કરીને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયનું સ્વરૂપ પણ આ રીતે આ જૈન સાહિત્યમાં આલેખાયું છે.

વિયાહપણ્ણત્તિ યાને ભગવતીસૂત્ર ઉપર 'નવાંગવૃત્તિકાર' તરીકે પ્રખ્યાત અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૮માં વૃત્તિ રચી છે. આમાં (શ. ૧૧, ઉ. ૧.) એમણે નિગોદના નિરૂપણરૂપે ૩૬ ગાથાઓ 'વૃદ્ધોક્ત'

૧ આ આચાર્યને અંગે કોઇ સાલ અપાઇ નથી એટલે એ ઉપર્યુક્ત ચારથી ભિન્ન છે કે નહિ તેનો અત્ર સ્ફોટ નથી.

૨ આ નોંધ પટ્ટાવલી-સમુચ્ચય( ભા. ૨, પૃ. ૨૦૫ )માં છે.

૩ આ જૈન દર્શનનો પારિભાષિક શબ્દ છે. 'અનંત જીવોનું એક સાધારણ ( સહિયારું )_શરીર' એવો એનો અર્થ થાય છે. આ અર્થમાં આને માટેનો પાઇય શબ્દ 'ણિઓગ(દ)' વિયાહપણ્ણત્તિ (સ. ૨૫, ઉ. ૫; સુત્ત ૭૪૯)માં અને પણ્ણવણા(પય ૧)માં વપરાયો છે. વિશેષમાં 'નિગોદનો જીવ' એ અર્થમાં 'ણિઓયજીવ' એવો પ્રયોગ વિયાહપણ્ણત્તિ (સ. ૨૫, ઉ. ૫; સુત્ત ૭૪૯)માં તેમ જ દેવેન્દ્રસૂરિકૃત નામના "ચતુર્થ કર્મગ્રંથ" ( ગા. ૮૫ )માં કરાયો છે.

એવા નિર્દેશપૂર્વક આપી છે અને એની ટીકા પણ રચી છે આ મૂળ કૃતિ [1]નિગોયછત્તીસિયા તરીકે ઓળખાય છે એના ઉપર રત્નસિંહ સૂરિએ સંસ્કૃત વૃત્તિ રચી છે

ગ્યણુસચયની ગા ૧૪૬ ૧૪૯મા નિગોદની સખ્યા, સૂક્ષ્મતા વગેરે હકીકત છે

સેનપ્રશ્નમા નીચે મુજબના ક્રમાકવાળા પ્રશ્નો નિગોદને લગતા છે –

૪૦, ૪૬, ૫૮, ૬૮૨–૬૯૫, ૮૮૦ ને ૯૬૪

નિગોદનો અર્થ 'સાધારણ–વનસ્પતિકાય' છે એના બાદર અને સૂક્ષ્મ એવા બે પ્રકારો પડે છે આ બન્નેનું થોડુ વણ સ્વરૂપ મે [2]આર્હત-દર્શનદીપિકા( પૃ ૩૭૮–૩૮૦ )મા, ઋષભપંચાશિકા–વીરસ્તુતિ-દ્વયરૂપ કૃતિકલાપગત ' ઉસભપચાસિયા '( ગા ૩૩ )ના રૂપટીકરણ ( પૃ ૧૦૧–૧૦૩ )મા ગુજરાતીમા આપ્યુ છે

વિનયવિજયગણિએ [3]લોકપ્રકાશમાના 'દ્રવ્યલોકપ્રકાશ" (સર્ગ ૪, શ્લો ૩૧–૬૭ ) ઇત્યાદિમા નિગોદનુ નિરૂપણ કર્યું છે

---

૧ નિગોયછત્તીસિયા રત્નસિંહસૂરિકૃત વૃત્તિ સાથે "જૈન આત્માનદ સભા તરફથી વિ સ ૧૯૬૯મા પ્રકાશિત થઇ છે વળી આ જ સસ્થા તરફથી વિ સ ૧૯૭૪મા પ્રકાશિત શ્રીપ્રકરણપુષ્પમાલા નામના પુસ્તકમા પરમાણુખડછત્તીસિયા, પોગ્ગલછત્તીસિયા, અને નિગોયછત્તીસિયા રત્નસિંહસૂરિકૃત વૃત્તિ સાથે, તથા મૂળ વૃત્તિનો દેવવિજયગણિકૃત ગુજરાતી અનુવાદ છપાયેલ છે, પૃ ૭રની સામે ગોળાઓને લગતા ચિત્રો છે

આ ઉપરાત ઉપર્યુક્ત ત્રણ છત્રીસીઓ તથા બધછત્તીસિયા મળી ચારે છત્રીસીઓ મૂળ તથા ગુજરાતી અનુવાદરૂપે શ્રીષટ્ત્રિંશિકાચતુષ્કપ્રકરણ નામથી પુસ્તકરૂપે ' મેસર્સ એ એમ ઍન્ડ કપની તરફથી વિ સ ૧૯૯૦મા છપાયેલ છે

૨ પૃ ૩૭૮મા 'સૂક્ષ્મ' શબ્દ છે તે નહિ જોઇએ

૩ 'આગમોદય સમિતિ" તરફથી આના ૧૧ સર્ગ સુધીનો ગુજરાતી અનુવાદ ઇ સ ૧૯૨૯મા પ્રસિદ્ધ થયેલ છે

[1]ઉપમિતિભવપ્રપંચાકથાના પ્રસ્તાવ ૧–૩૩૫ વિભાગ ૧ (પૃ. ૩૩૨–૩૩૫)માં સ્વ. કુંવરજી આણંદજીનો નિગોદ વિષેનો ગુજરાતી લેખ છે.

'દિગંબર' સાહિત્યમાં 'નિગોદ' (પા. ણિગોદ) શબ્દ નજરે પડે છે એટલુ જ નહિ પણ એને અંગે સાધારણ શરીર હોવા વિષે નિરૂપણ જોવાય છે. દા. ત. પુષ્પદંતે [2]છખંડાગમનો પ્રારંભ કર્યો અને એના 'જીવટ્ઠાણ' નામના પહેલા ખંડગત 'સંતપરૂવણા' પૂરતાં સૂત્રો એમણે રચ્યાં ત્યારબાદ આ જ ખંડનો 'દવ્વપમાણાણુગમ'નો વિભાગ ભૂતબલિએ રચ્યો છે. આ વિભાગના ૯૫મા સૂત્રમાં 'ણિગોદ' શબ્દ વપરાયો છે. વિશેષમાં અહીં નિગોદના બાદર અને સૂક્ષ્મ તેમ જ પર્યાપ્ત અને અપર્યાપ્ત એ પ્રકારો સૂચવી દરેકની સંખ્યા અનંતની દર્શાવાઇ છે. આને અંગેની જિનસેન આચાર્યે લગભગ શકસંવત ૭૧૪માં શરૂ કરેલી અને [3]શકસંવત્ ૭૩૮માં પૂર્ણ કરેલી ધવલામાં સ્પષ્ટીકરણ છે.

'અપભ્રંશ' મુક્તકો -'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ સિદ્ધહેમચન્દ્ર- (અ. ૮, પા. ૪)માં 'અપભ્રંશ' ભાષાનાં સૂત્રો રચ્યાં છે અને એની સ્વોપજ્ઞ વૃત્તિમાં એમણે એને અંગેનાં પદ્યાત્મક ઉદાહરણો આપ્યાં છે. આ ઉદાહરણોને 'અપભ્રંશ મુક્તકો' તરીકે ઓળખાવાય છે (એ સમસ્ત મુક્તકોનો મેં ગુજરાતીમાં પદ્યમાં કરેલો અનુવાદ [4]છપાયો છે.) એ પૈકી

---

૧ આની દ્વિતીય આવૃત્તિ જે ઇ. સ. ૧૯૨૫માં છપાઇ છે એ આધારે અહીં પૃષ્ઠાંક અપાયેલ છે.

૨ આ તેમ જ એના ઉપરની ટીકા વગેરેનો પરિચય મેં "છખંડાગમ અને કસાયપાહુડ તેમ જ એ પ્રત્યેકનું વિવરણાત્મક સાહિત્ય" નામના મારા લેખમાં આપ્યો છે. આ લેખ અહીંના 'દિગંબર જૈન" નામના માસિકમાં બે કટકે વર્ષ ૪૪, અં. ૮ ને ૯ માં છપાયો છે.

૩ જુઓ ષટ્ખંડાગમ (ભા. ૩, પૃ. ૩૫૭ ઇ.).

૪ જુઓ પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (પૃ. ૨૦૯).

[1]ચાર હું આમ રજૂ કરું છું, કેમકે એ દ્વારા આ રાસની ત્રેવીસમી ઢાલની કડી ૧૨–૧૫ રૂપે અપાયેલા ચાર સુભાષિતને સુધારી સરખાવી શકાય તેમ છે —

"जीविउ कासु न वल्लहउ ? धणु पुणु कासु न इट्ठु ? ।
दोण्णि वि अवसर–निवडिअइं, तिण सम गणइ विसिट्ठु ॥"
"आयहों दड्ढकलेवरहो, जं वाहिउ तं सारु ।
जइ उट्ठब्भइ तो कुहइ, अह डज्झइ तो छारु ॥"
"भमरा एत्थु वि लिम्बडइ, कें वि दियहडा विलम्बु ।
धण–पत्तलु छाया–बहुलु, फुल्लइ जाम कयम्बु ॥"
"जामहिं विसमी कज्ज–गइ जीवहँ मज्झें एइ ।
तामहिं अच्छउ इयरु जणु, सुअणु वि अन्तरु देइ ॥"

આનો મેં કરેલો ગુજરાતી અનુવાદ નીચે મુજબ છે —

"ગમે ના જીવવું કોને? કોને ના ધન ઇષ્ટ છે?
સમય આવતાં શિષ્ટ બેને યે તૃણશા ગણે.
બળ્યા આ દેહથી કાર્ય લેવાયે તે જ સાર છે;
કોહે, જો ઢાંકી રાખો તો, બાળતાં ભસ્મ એ બને.
લીંબડે આ જ હે ભૃંગ! દિન થોડાક થોભની,
છાયાથી ગાઢ પત્રોથી ફૂલે કદંબ જ્યાં લગી.
ગતિ કાર્ય તણી જ્યારે કઢંગી જીવની થતી,
સામાન્યને જવા દોને, સુજને ભેદ દાખવે.

---

૧ આ અનુક્રમે સૂ. ૩૫૮, ૩૬૫, ૩૮૭ અને ૪૦૬ને લગતાં છે.

સુભાષિતો—

પ્રસ્તુત કૃતિમાં વચ્ચે વચ્ચે સુભાષિતોની ગરજ સારે એવી પંક્તિ[1] છે પૃ. ૨૫-૨૬માં જે સુભાષિત છે તેના મૂળનો અંતિમ નિર્ણય કરવો મુશ્કેલ છે એટલે એનો સમયનિર્ણય માટે ઉપયોગ થઈ શકે તેમ નથી.

સંગીત—

સંગીતશાસ્ત્રનો વિષય જૈન આગમો વગેરેમાં નિરૂપાયો છે[2] એટલે જૈન ગ્રંથકારો એથી પરિચિત હોય તેમાં નવાઈ નથી. પ્રસ્તુત રાસકાર સંગીતના જાણકાર હોય એમ લાગે છે. એથી તો આ **સીમંધરસ્વામિ-શોભાતરંગ** જાતજાતના રાગ પૂરા પાડે છે. વળી ઘણી ખરી ઢાલને મથાળે એની વલણ–ચાલ–[3]દેશીનો નિર્દેશ છે. ૨૪, ૨૬, ૨૭, ૨૯ ને ૩૬ એ ક્રમાંકવાળી પાંચ ઢાલ માટે રાગનાં નામ નથી. તેમ જ ૭, ૮, ૨૦, ૩૪, ૩૮ ને ૩૯ ક્રમાંકવાળી ૭ ઢાલ માટે દેશીનો નિર્દેશ નથી. તાલને અંગે ફક્ત પહેલી જ ઢાલને ઉદ્દેશીને 'અડતાલ'નો નિર્દેશ છે.

આ રચના [4]આશાવરી, કાફી, કેદાર, દેશાખ, ધન્યાશ્રી (દીપકની રાગિણી) મલાર, સામેરી અને સારંગ આદિ ભિન્ન ભિન્ન રાગ-રાગિણીમાં રજૂ કરાય છે. વિશેષમાં પાંત્રીસેક જાતની [5]દેશીઓને અહીં સ્થાન અપાયું છે.

---

૧ આવી કેટલીક પંક્તિઓ પ્રથમ પરિશિષ્ટમાં રજૂ કરાઇ છે.

૨ આની માહિતી જૈ. સ. પ્ર. (વ. ૧૦, અં. ૮)માં છપાયેલ "સંગીત અને જૈન સાહિત્ય" નામના લેખમાં મેં આપી છે.

૩ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૧૮૩૩-૨૦૮૨)માં ૨૩૨૮ દેશીઓની નોંધ છે તેમ છતાં અહીં અપાયેલી દેશીઓનો એમાં ઉલ્લેખ જણાતો નથી. ઉપલક દૃષ્ટિએ તપાસ કરતાં તો અહીં નિર્દેશાયેલી સાતેક દેશીઓની નોંધ જણાય છે. એના ક્રમાંક ૧૦૮, ૧૮૮, ૨૪૫, ૫૪૮, ૯૭૮, ૧૪૨૨ અને ૨૦૦૬ છે.

૪ પ્રસ્તુત રાસમાં આવતા આ અને બીજા રાગોની નોંધ છઠ્ઠા પરિશિષ્ટમાં છે.

૫ આ તમામ દેશીઓની અકારાદિક્રમથી ઢાલના અંકપૂર્વકની નોંધ છઠ્ઠા પરિશિષ્ટમાં લેવાઈ છે. એમાં દુહાનો પણ 'દેશી' તરીકે ઉલ્લેખ છે.

આ જોતા તેમ જ કવિએ ગાઉં શ્રીશોભાતરંગો (પૃ ૨)મા અને 'એકતાન કરી ગાવતા રે' (પૃ ૪૮)મા સૂચવેલ ગાનના નિર્દેશથી આ સમગ્ર કૃતિ 'ગેય' હોવાનું ફલિત થાય છે

કેટલેક પ્રસંગે જૈન મંદિરોમાં પૂજા ભણાવાય છે આ સમયે હાજર રહેલી વ્યક્તિઓ એ ભણાવવામા રીતસર ભાગ લે છે ત્યારે ખૂબ રંગ જામે છે આવો આનંદ શ્રીપાલનાજાનો રાસ કે એ જાતની અન્ય કૃતિ પણ જ્યારે પાચ સાત માણસો ભેગા મળી બુલંદ અવાજે લનકારીને વાચે છે ત્યારે પણ મળે છે

લગ્નાદિપ્રસંગે તેમ જ પ્રભાતફેરી જેવા અવસરે એક જણ ગીત ઉપાડે છે અને બીજી બધી વ્યક્તિઓ એ ઝીને છે આ રીત પણ પ્રસ્તુત કૃતિને અંગે સભવે છે આમ આ કૃતિ સંગીતની દૃષ્ટિએ ઉપયોગી છે એમાં જે જાતજાતની દેશીઓનો ઉલ્લેખ છે તે આ દેશીઓનો ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરનારને સહાયક થઈ પડે તેમ છે

**ગેય કાવ્ય—**

૪૦મી ઢાલ સંસ્કૃતમા ગેય કાવ્યરૂપે છે એમા ધ્રુપદનો ઉલ્લેખ છે 'ગેય' કાવ્ય તરીકે જયદેવકૃત **ગીતગોવિન્દ** તેમ જ વિનયવિજય ગણિકૃત **શાન્તસુધારસ** એ સુપ્રસિદ્ધ કૃતિ છે 'અભિનવ ચારુકીર્તિએ **ગીતગોવિન્દ**ના અનુકરણરૂપે **ગીતવીતરાગ** યાને **જિનાષ્ટપદી** રચેલ છે

**સીમંધરસ્વામી અને કૃષ્ણ વાસુદેવ—**

**સીમંધરસ્વામી**ની વાણીથી ભરતક્ષેત્રમા કૃષ્ણ વાસુદેવ અને રુક્મિણી રાણી વગેરે એનો પરિવાર સુખી થયો એમ જે કહ્યું છે તે હકીકત **વસુદેવહિંડી** (પેઢિયા, પૃ ૮૪)મા જોવાય છે [1]

**આભૂષણ—**

મોતીની કંઠીના-એના કંઠાના નામો એમા કેટલી સેર છે એ ઉપરથી

[1] આ પ્રસંગ ચોથા પરિશિષ્ટ (પૃ ૨૧)મા વિચારાયો છે

યોજાય અને યોજાયાં છે એ સ્વાભાવિક છે. સામાન્ય રીતે મોતીની કંઠી એક સેરની હોય છે. કેટલીક વાર બે સેરની, પાંચ, સાત કે નવ સેરની પણ એ હોય છે સાત સરની કંઠીને 'સતલડો' અને નવ સેરની કંઠીને [1]'નવસેરો હાર' કહે છે. આ હિસાબે સો, પાંચસો અને હજાર સેર માટે પ્રાચીન આભૂષણ–શાસ્ત્રમાં સંજ્ઞા યોજાઇ લાગે છે. 'દેવ', 'વિજય' અને 'ઇન્દ્ર' એ પ્રત્યેક સાથે 'છંદ' શબ્દ જોડાતા જે નામો ઉદ્ભવે છે એ પૃ. ૧૯મા અપાયાં છે. આથી આ ત્રણ શબ્દો કોઈ આભૂષણ-શાસ્ત્રમાં સો પાંચસો અને હજાર એ સંખ્યા સૂચવવા માટેના પારિભાષિક શબ્દો તો નથી એવો પ્રશ્ન મને સ્ફુરે છે. વળી મોતીની અનેક સેરની કંઠીને 'છડો' કહે છે તો શું આ 'છડો' શબ્દ અને પ્રસ્તુત 'છંદ' શબ્દ સગોત્રીય છે ?

વિલક્ષણ વ્યુત્પત્તિ—

પૃ ૪૧માં 'ગૌતમ' શબ્દને અંગે નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

"ગો તરુઅર મણિ સાર"

આથી રાસકાર 'તમ'ને શ્રેષ્ઠતાસૂચક માની એનો સંબંધ ગૌ, ત અને મ એ વર્ણો સાથે જોડે છે. વળી 'ગૌ' થી ગાય, 'ત' થી તરુ અને 'મ'થી મણિ એવા અર્થ એઓ સૂચવે છે. આ જાતની એમની કલ્પના શાકપૂણિ આદિ કેટલાક નૈરુક્ત આચાર્યે આપેલી વ્યુત્પત્તિઓનું સ્મરણ કરાવે છે[2] શાકટાયને પણ 'નામ' પદોની વ્યુત્પત્તિ અનેક ધાતુઓ દ્વારા દર્શાવી છે[3] વિશેષમાં **શતપથ** બ્રાહ્મણ( ૧૪–૮–૪૧ )માં 'હૃદય'નો આ રીતે વિચાર કરાયો છે.[4] અને **મૈત્રાયણી** આરણ્યક–( ૬–૭ )માં 'ભર્ગ'ની આ રીતે વ્યુત્પત્તિ અપાઈ છે.[5]

---

૧ એક ગાયનમાં નીચે મુજબની પંક્તિમાં આ શબ્દ વપરાયો છેઃ—
"નવસેરો મોતીનો હાર મારા સાહિબા !"

૨ આની નોંધ યાસ્કે નિરુક્ત( અ. ૭, પા. ૪, ખં. ૧૪ )માં 'અગ્નિ' શબ્દને અંગે લીધી છે.

૩–૫ જુઓ **संस्कृत व्याकरणशास्त्र का इतिहास** (પૃ. ૧૨૦)

જૈન ગ્રંથકારોએ પણ આ શાસ્ત્ર શબ્દને સ્વીકારી છે દા ત વિદ્યાવારિધિ ઉમાસ્વાતિએ પ્રશમરતિ(શ્લો. ૧૮૬)મા 'શાસ્ત્ર' શબ્દને અંગે નીચે મુજબ કથન કર્યુ છે —

"शास्त्विति वाग्विधिविद्भिर्धातुः पापठ्यतेऽनुशिष्ट्यर्थः ।
त्रैङिति च पालनार्थे विनिश्चितः सर्वशब्दविदाम् ॥१८६॥"

આવસ્સયની નિજ્જુત્તિ(ગા ૬૮૬-૬૮૭)મા "મિચ્છા મિ દુક્કડં"ના અક્ષરોના અર્થ સૂચવાયો છે આ ગાથાઓ વિસેસાવસ્સયની ગા ૩૦૪૦ પછીમા અપાએલી છે.

પ્રકીર્ણક બાબતો

સ્ત્રીના ૭ ગુણો—

આનુ વર્ણન નિમ્નલિખિત પક્તિમા નજરે પડે છે –

"આલોચિ મંત્રી કાજિ દાસીકા, રૂપિ રમા ક્ષમા ભૂમિ રે ।
ભોજનિ માતઃ તે વેશિકા, કર્મ્ય ષટ્ શુભ સ્ત્રી ધૂમિ રે ॥"

–ઢા ૧૭, ગા ૧૪

આ પદ્ય સજ્ઝવતીચંદ(ભા ૭)મા આપાયુ છે અને સુભાષિત-રત્નભાંડાગાર(પૃ ૩૬૭)મા નોધાયેલા નિમ્નલિખિત પદ્યનુ સ્મરણ કરાવે છે એટલે એ હુ અહીં [1]સતુલનાર્થ નોધુ છુ –

" कार्येषु मन्त्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रम्भा ।
धर्मानुकूला क्षमया धरित्री
भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ॥"

[1] આ બાબતના સતુલનો ત્રીજા પરિશિષ્ટમા અપાયા છે તેથી આ સપાદનનુ ગૌરવ વધ્યુ છે.

**સમ્યક્ત્વનાં લક્ષણ, ભૂષણ અને દૂષણ—**

આનો ઉલ્લેખ પૃ. ૩૩માં છે.

**દાન અંગેનાં પાંચ દૂષણ અને પાંચ ભૂષણ—**

આનો નિર્દેશ પૃ. ૩–૪માં છે.

**વીરની સ્તુતિ–**

આ અધિકાર પૃ ૪૩માં છે.

**સુવર્ણના આઠ ગુણો—**

દસવેયાલિયની નિજ્જુત્તિ(ગા. ૧૫૩)ના આધારે પૃ. ૪૮માં આ આઠ ગુણો ગણાવાયા છે.

**શ્રેષ્ઠતાનાં ઉદાહરણ—**

કઈ વસ્તુ શેમાં શ્રેષ્ઠ છે એ હકીકત ઢાલ ૩૭(કડી ૪–૭)માં રજૂ કરાઈ છે.

**તેર પકાર—**

પૃ. ૩૯માં 'પ' થી શરૂ થતી તેર વસ્તુઓ ગણાવાઈ છે. એમાં જૈન જગત્ સાથે વિશિષ્ટ સંબંધ ધરાવનાર તરીકે [1]પરમેષ્ઠી, પર્યુષણ, પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન), પોસહ (પૌષધ), પડિક્કમણ (પ્રતિક્રમણ), પ્રતિલેખણ(ન), પરમાર્જન(પ્રમાર્જન) અને પાખી એ હું અત્ર નોંધું છું.

**પાખી—**

જે દિવસે પાપમય પ્રવૃત્તિથી અલિપ્ત રહેવા માટે પ્રબંધ કરાય તેને 'પાખી' કહે છે એમ એનો સામાન્ય અર્થ છે. આ સંબંધી વિશેષ

૧ અરિહંત યાને જિન કિંવા તીર્થંકર, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચે 'પરમેષ્ઠી' કહેવાય છે. જિનનાં તેમ જ સિદ્ધનાં સહસ્ર નામો રજૂ કરતી કૃતિઓ રચાયેલી છે. આની નોંધ મેં "'જિનસહસ્રનામસ્તોત્ર' નામની કૃતિઓ" એ નામના મારા લેખમાં લીધી છે. આ લેખ "દિગંબર જૈન" (વ. ૪૪, અં. ૧૦ ને ૧૧)માં બે કટકે હાલમાં છપાયો છે.

વિચાર "ગુજરાતી" (સાપ્તાહિક) ના તા ૧-૭-૫૧ના અંકમા છપાયેલ "આગૂ(ણો)જે, પાણી(ડી), વારો અને હડતાલ(ળ)" નામના લેખમા મે કર્યો છે એટલે એ વાત અહીં જતી કરુ છુ

અવતરણ—

નૈષધીય મહાકાવ્ય(સ ૨)નુ એક (સોળમુ) પદ્ય અવતરણ રૂપે પૃ ૨૬મા અપાયુ છે આ મહાકાવ્ય વિક્રમની તેરમી સદીના પૂર્વાર્ધમા-વિ સ ૧૨૩૦ની આસપાસમા રચાયુ છે

## પારિભાષિક શબ્દો

પ્રસ્તુત કૃતિ એક જૈન મુનિવરને હાથે યોજાઇ છે એટલે એમાં જૈનોના પારિભાષિક શબ્દો વપરાયેલા જોવાય એ સ્વાભાવિક છે આવા કેટલાક શબ્દોનો અર્થ આ મા પરિશિષ્ટમાથી મળી રહે છે તો કેટલાક વિષે "ભાવાનુવાદ"ગત [1]ટિપ્પણો પ્રકાશ પાડે છે, પરતુ એથી બધા પારિભાષિક શબ્દોનો પૂરેપૂરો અર્થ આવી જતો નથી એટલે અવશિષ્ટ શબ્દો વિષે તેમ જ અન્ય પણ કેટલાક શબ્દો વિષે કહેવાનું બાકી રહે છે પણ સમય અને સ્થળના અભાવે નહિ જેવી બાબત જ હુ વિચારુ છુ

---

૧ આ પૈકી નિમ્નલિખિત નોંધપાત્ર જણાય છે —

આઠ સપદા (૫૨)
પાચ ધાત્રી (૫૭-૮)
૨૫૦ અભિષેક (૬૧)
'પવક' નામની સમુચિતતા (૭૫)
પ્રભુના રૂપની તુલના (૭૮)
વૃત્તિદાન ને પ્રીતિદાનનુ સ્વરૂપ (૭)
પ્રશ્નની સમજણ (૮૧)
નિગોદના વ્યાખ્યાતા અગેના મતભેદનુ નિરાકરણ (૮૩-૮૫)
વિવિધ સેરના હાર (૮૮)
૨૮ નક્ષત્રોની સજ્ઞા (૯૪-૫)
વૈતાઢ્ય પર્વત (૧૦૦)
નાગરાજના દૃષ્ટાતનુ મૂળ (૧૦૪)
માનવદેહનુ મૂલ્ય (૧૧૫)
સમ્યક્ત્વના લક્ષણાદિ (૧૨૦-૧૨૧)
બળની તરતમતા (૧૬૧)

**મહાપાડિહેર( પૃ. ૧ )—**

બૌદ્ધ દર્શનમાં મહર્ષિ બુદ્ધને અંગે પંદર ચમત્કારોનો ઉલ્લેખ જોવાય છે તેમ જૈન ધર્મમાં તીર્થંકરની બાહ્ય વિભૂતિ તરીકે આઠ પ્રાતિહાર્યોનો ઉલ્લેખ છે. એ આઠ મહાપ્રાતિહાર્યો પહેરેગીરની જેમ સદા યે તીર્થંકરની પાસે હાજર રહે છે અને એ રીતે એનું નામ સાર્થક કરે છે. અશોકનું વૃક્ષ, દિવ્ય પુષ્પોની વૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ચામર, સિંહાસન, ભામંડલ, દુન્દુભિ અને છત્ર એ આઠ મહાપ્રાતિહાર્યો ગણાય છે. આના સંબંધમાં મારી વિવિધ કૃતિઓમાં મેં માહિતી આપી છે. તેમાં **ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ**( ભા. ૨ )ગત સ્પષ્ટીકરણ ( પૃ. ૧૫૯–૧૬૪ ) ગુજરાતી વાચકો માટે બસ છે[1]. અહીં તો **તિજયપહુત્તથોત્ત**(ભા. ૧ ને ૧૦ )માં **"અટ્ઠમહાપાડિહેર"** નો ઉલ્લેખ છે એટલી જ બાબત હું નોંધું છું.

**અષ્ટ પ્રવચનમાતા અને આઠ મદ (પૃ. ૨)—**

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના સમૂહને 'અષ્ટ પ્રવચનમાતા' કહે છે. એનું તેમ જ મદના પ્રકારો આદિનું સ્પષ્ટીકરણ મેં **આર્હતદર્શનદીપિકા**માં આપ્યું છે.

**ચંદ્રકાંત (પૃ. ૯) અને કામગવી (પૃ ૧૨)—**

આવા કેટલાક શબ્દો વિષે મેં ઉપદેશરત્નાકરની "ભૂમિકા" (પૃ. ૨૦–૨૩)માં વિચાર કર્યો છે. 'ચંદ્રકાંત' માટે એમ કેટલાક માને છે કે એ ચદ્ર ઊગતાં દ્રવે છે. [2]ચિન્તામણિ રત્નનો પ્રભાવ **ચંદલેહાસટ્ટય**માં વર્ણવાયો છે.

---

૧ આ વિષય( પારિભાષિક શબ્દો )નું નિરૂપણ અંગ્રેજીમાં મેં અનેકાંતજયપતાકા(ખં. ૨, પૃ. ૨૫૦)ના ટિપ્પણમાં કર્યું છે.

૨ "સુરમણિ, દ્યુમણિ, ચિન્તામણિ, પારસમણિ ઇત્યાદિ" નામનો મારો લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ. ૪૭, અં. ૨)માં છપાયો છે. "કામઘટ, કામકુંભ અને કામકળશ" નામનો મારો લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ. ૪૭, અં. ૧)માં છપાયો છે.

'કામગવી'નો અર્થ 'કામધેનુ' છે આ સબંધમા મે [1] 'કામધેનુ અને એના પર્યાયો" એ નામના મારા લેખમા કેટલીક હકીકત આપી છે

સમવસરણ (પૃ ૧૫-૧૭)–

સમવસરણને અંગે મે સ્તુતિચતુર્વિંશતિકાના સ્પષ્ટીકરણમા વિસ્તારથી વિચાર કર્યો છે

સમ્યક્ત્વ (પૃ ૩૩)–

આ સબંધી વિસ્તૃત નિરૂપણ મે ધનપાલીય "કૃતિકલાપ"ગત ઉસભપંચાસિયાના સ્પષ્ટીકરણમા કરેલુ છે.

કામદેવનાં પાંચ બાણ (પૃ ૩૭)–

રસકારે 'કામદેવ' સબધી પાચ બાણોનો નામોલ્લેખ પૃ ૩૭મા કર્યો છે 'કામદેવ'ને અંગે ભારતીય અને યુરોપીય મંતવ્ય ઇત્યાદિ વિવિધ બાબતો મે "કામદેવ, માર અને ક્યુપિડ (Cupid)" નામના [2] લેખમા વિસ્તારથી રજૂ કરી છે કામદેવની પ્રતિકૃતિ સપાદક તરફથી તૈયાર કરાવાઇ છે

રાજપિંડ (પૃ ૪૮)–

સેનાપતિ, પુરોહિત, શ્રેષ્ઠી, પ્રધાન અને સાર્થવાહ એ પાચની સહાયતાપૂર્વક રાજ્યનુ પાલન કરનાર અને મસ્તકે અભિષેક કરાયેલા એવા રાજા તરફનો અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર પાત્ર, કંબલ અને રજોહરણ એમ આઠ પ્રકારનો પિંડ તે 'રાજપિંડ' કહેવાય છે

બૂસટ (પૃ ૨૮)–

ઢા ૨૨(ગા ૧૨)મા આ શબ્દ પ્રયોજાયેલો છે આનો અર્થ 'ભીમ તની વિધિ તર્ગત ઘેણને દિવર તરફથી મગતો તમાચો' એવો

---

1 આ લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ ૪૭, અ ૩)મા છપાયો છે

2 આ લેખ "ગુ રા સ ત્રૈમાસિક" માટે સ્વીકારાયાને લગભગ એક વર્ષ થવા આવ્યુ છે, પણ હજુ એ છપાયો નથી.

થાય છે, પણ આ અર્થ ચીભડાંના ચોરને અંગે કેવી રીતે ઘટે એ વિચારવા જેવું છે.

**ભલે (પૃ. ૧૯)—**

ભાં. પ્રા સં. મં.માં મુંબઇ સરકારની માલિકીની જે લગભગ ૨૫૦૦૦ [1]હાથપોથીઓ છે તેમાં પાંચેક હજાર જેટલી જે જૈન હાથપોથીઓ છે તેમાંની ઘણીખરીના પ્રારંભમાં માથે જાણે રેફ જેવું ચિહ્ન હોય એવી [2]આકૃતિને (र्द) કે ૐનું સ્મરણ કરાવનારી અન્ય આકૃતિને સ્થાન અપાયું છે. આને 'ભલે' તરીકે ઓળખાવાય છે. "જૈન હસ્તલિખિત પ્રતિઓના વર્ણનાત્મક સૂચિપત્ર"માં મેં 'ભલે'-સૂચક આકૃતિ માટે ખાસ બીબાં તૈયાર કરાવરાવી એ આપી છે. આ **સીમંધર સ્વામિ-શોભા તરંગ**(પૃ. ૧૯)માં 'ભલે' શબ્દનો ઉલ્લેખ છે તે આ આકૃતિને અંગે જ હોવો જોઇએ એમ લાગે છે.

"પત્તનસ્થ-પ્રાચ્ય-જૈન-ભાંડાગારીય-ગ્રંથસૂચી"(પૃ. ૪૬)માં વિનયચન્દ્રકૃત કાવ્યશિક્ષામાંથી થોડોક ભાગ ઉદ્ધૃત કરાયો છે. એમાં પ્રારંભમાં બીજા પદ્ય પછી નીચે મુજબનું લખાણ છે:—

"भलेशब्दव्याख्या ।

आद्या शक्तिरसौ परा भगवती कुब्जाकृतिं बिभ्रती
रेपा(खा)व्यात....द्ददतीनपदा व्योमान्तविद्योतिनी ।

---

૧ આ હાથપોથીઓને વીસ વિભાગમાં વિભક્ત કરી દરેક વિભાગને પુસ્તક (Volume) તરીકે ઓળખાવાયેલ છે. છંદ, અલંકાર જેવા સાર્વજનીન વિષયો સિવાયના વિષયોને લગતી જૈન હાથપોથીઓનો સમાવેશ પુસ્તક ૧૭-૧૯માં કરાયો છે.

૨ આનાં રૂપાંતરો માટે જુઓ ઉપર્યુક્ત પુ. ૧૭, ભા. ૨નું દ્વિતીય પરિશિષ્ટ (પૃ. ૪ ને ૧૨).

प्रेक्ष्या पुस्तकमातृकादिलिखिता कार्येषु च श्रूयते
देवी ब्रह्ममयी पुनातु [ ] सिद्धिः भले विश्रुता ॥"

આમ અહીં 'ભલે' શબ્દની વ્યાખ્યા અપાઈ છે

'કક્કો' શીખવાની વેળા જે શબ્દ-શ્રેણિનો યથામેક વર્ષ પણ ઉપયોગ થતો તેનો [1]એક નમૂનો વિજયરાજેન્દ્રસૂરિકૃત **કલ્પસૂત્રાર્થપ્રબોધિની** (પૃ ૧૧૪-૧૧૮)મા અર્થ સહિત અપાયો છે

**સ્વાર્થમૂલક સાંસારિક સગપણો—**

ગ્રંથકારે પૃ ૪૫મા એવુ પ્રતિપાદન કર્યું છે કે આ સંસારમાના માતા, પિતા, પુત્ર ભાઈ અને પત્નીના સગપણો તેમજ [2]મિત્રતા સ્વાભાવિક, સરળ અને સાચા નથી પરતુ એ તો સ્વાર્થ સાધવા માટેના સાધનરૂપ છે આના સમર્થનાર્થે એમણે એકેક દૃષ્ટાતનો પણ નિર્દેશ કર્યો છે

**'સાહિબ'—**

આ શબ્દ આનન્દઘનજીકૃત વિમલનાથપ્રભુના સ્તવન (કડી ૪)માં વપરાયો છે વળી 'સાહિબ' શબ્દ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ 'અતરિક્ષ' પાર્શ્વનાથને વિજ્ઞપ્તિરૂપે રચેલા સ્તવનમા 'મેરે સાહિબ તુમહી હો પ્રભુ પાર્શ્વ જિણદા" એ પક્તિમા વાપર્યો છે વિશેષમા એમણે આ શબ્દ સાડી ત્રણસો ગાથાના સીમધરસ્વામીની વિનતિરૂપ સ્તવન"ની પહેલી ઢાલના પ્રારભમા પણ વાપર્યો છે

**ગણિતની પરિભાષા—**

પ્રસ્તુત કવિએ ગણિતશાસ્ત્રની પણ પરિભાષાનો ઉપયોગ કર્યો છે પૃ ૫મા 'મૂળ' શબ્દ 'વર્ગમૂળ'ના અર્થમા વાપર્યો છે 'વન' શબ્દનો પ્રયોગ એમણે પૃ ૨૪મા કર્યો છે

---

૧ બીજો એક નમૂનો "પ્રસ્થાન" (પુ ૧૪, અ ૫, પૃ ૪૧૯-૪૨૦)મા છપાયો છે

૨ મિત્રની મહત્તા પચતત્રમા ખૂબ જ વર્ણવાઈ છે

**સીમંધરસ્વામીનો જીવનવૃત્તાંત—**

'જંબૂદ્વીપમાના પૂર્વ 'મહાવિદેહ' ક્ષેત્રમાંના 'પુષ્કલાવતી' નામના વિજયમાં શ્રેયાંસરાજાની રાણી સત્યકીએ 'પુંડરિકિણી' નગરીમાં કુંથુનાથ અને અરનાથ એ બે તીર્થંકરના સમયના વચગાળામાં એક પુત્રરત્નને જન્મ આપ્યો, ૬૪ ઇન્દ્રોએ તેમ જ ૫૬ દિક્કુમારિકાઓએ પૂજનસમયે શુભ મર્યાદા ધારણ કરી એ ઉપરથી એમનુ નામ 'સીમંધર' રખાયું.

**સીમંધરસ્વામી** યૌવનાવસ્થાને પામ્યા એટલે માતાની વિજ્ઞપ્તિને તેમ જ ભોગકર્મને લક્ષ્યમા રાખી એમણે **રુક્મિણી** સાથે લગ્ન કર્યાં. કાલાંતરે 'લોકાંતિક' દેવો આવ્યા. આગળ જતાં **મુનિસુવ્રતસ્વામી** અને **નમિનાથ** એ બે તીર્થંકરના સમયના ગાળામાં-દશરથ રાજાના રાજ્ય દરમ્યાન અને રામચંદ્રના જન્મ પૂર્વે ઇન્દ્રોએ એમનો નિષ્ક્રમણ-મહોત્સવ કર્યો. આ સમયે એમને [1]મનઃપર્યવ નામનું ચોથું જ્ઞાન ઉદ્ભવ્યું. આ વખતે એમની ઉંમર ૮૩ લાખ પૂર્વની હતી. કેવલજ્ઞાનસમયે ઈશાન ઇન્દ્રનું ઇન્દ્રાસન ડોલ્યું, અને એઓ તેમ જ અન્ય ૬૩ ઇન્દ્રો કેવલજ્ઞાનનો મહોત્સવ કરવા 'પુષ્કલાવતી' વિજયમાં આવ્યા. 'બલિ' ઉછાળવી વગેરે બાબત આ પ્રસંગે વર્ણવાઇ છે. વળી કોણ કેવી રીતે વધામણીનો પ્રસંગ ઉજવે તે પણ અહીં (પૃ ૧૬માં) દર્શાવાયું છે.

૪૧મી ઢાલમાં **સીમંધરસ્વામીને** અંગે [2]૪૩ દ્વારો અર્થાત્ બોલ કહેવાની પ્રતિજ્ઞા કરાઈ છે, પરંતુ સ્પષ્ટ નિર્દેશ તો [3]૩૬નો છે. એ ઉપરથી નીચે મુજબની સોળ હકીકત જાણી શકાય છે:—

(૧) **સીમંધરસ્વામીનો** જન્મ 'ઉત્તરાષાઢા' નક્ષત્રમાં થયો હતો.

(૨) એમની જન્મ-રાશિ 'ધન' હતી.

---

૧ આ તેમ જ અન્ય જ્ઞાનો વિષે આર્હતદર્શનદીપિકામાં મેં વિસ્તારથી વિચાર કર્યો છે.

૨-૩ ૪૩ દ્વારો (બીજકો) તરીકે આની નોંધ "આત્માનુવાદ" (પૃ. ૧૪૯-૧૬૨)માં લેવાઇ છે.

(૩) એમનો દેહ શુભ લક્ષણોથી લક્ષિત હતો

(૪) **સીમંધરસ્વામીના** દેહની ઊંચાઇ ૫૦૦ ધનુષ્યની હતી.

(૫) એમને વૃષભ અર્થાત્ બળદનું લાંછન હતું

(૬) એમનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું એટલે (૮૪ લાખ)³ હતું

(૭) એમનું લગ્ન રુક્મિણી સાથે થયું હતું

(૮) એમની દરેકી આંગળીમાં અનંત ઇન્દ્રો જેટલું બળ હતું.

(૯) એમનું રૂપ અસાધારણ હતું

(૧૦) મહાવ્રતની સંખ્યા એમના તીર્થમાં ચારની હતી

(૧૧) **સીમંધરસ્વામીના** સાધુ-સાધ્વીઓ ઋજુ અને પ્રાજ્ઞ હતા એટલે કે એઓ સ્વભાવે સરળ અને જાણકાર હતા

(૧૨) એમના શ્રમણવર્ગને રાજપિંડ કલ્પતો હતો

(૧૩) એમના શ્રમણોના વસ્ત્ર વિચિત્ર હતા

(૧૪) એમના શાસનમાં ઉત્કૃષ્ટ તપશ્ચર્યા આઠ માસની હતી

(૧૫) **સીમંધરસ્વામીના** પરિવાર તરીકે સો કોડી અણગાર અને દસ લાખ કેવલીનો નિર્દેશ છે

(૧૬) **સીમંધરસ્વામી** જે નગરીમાં છે એ સિવાયની બીજી સાત નગરીઓમાં જિનેશ્વરો આજે પણ વિચરે છે.

**સીમંધરસ્વામીને અંગેના પ્રાચીન ઉલ્લેખો—**

વસુદેવહિંડી (પેઢિયા), દસવેયાલિયની ચૂલિયા (ચૂલિકા) સહિતની હારિભદ્રીય ટીકા તેમજ **ઇસિભાસિય** એ ત્રણ પ્રાચીન કૃતિઓમાં **સીમંધરસ્વામી** વિષે ઉલ્લેખ છે.

ઇસિભાસિયમાંનો પ્રસંગ નીચે મુજબ છે—

'શૌર્યપુર'માં સમુદ્રવિજય નામે રાજા હતા. ત્યાં યજ્ઞદત્ત નામે તાપસ હતો એની પત્ની(તાપસી)નું નામ સોમયશા હતું. આ દમ્પતીને

નારદ નામે પુત્ર હતો. દંપતી ભિક્ષા માંગીને જીવનનિર્વાહ કરતાં હતાં; એક દિવસ જમે અને એક દિવસ ઉપવાસ કરે.

એક વેળા આ દંપતી પૂર્વાહ્ણે નારદને 'અશોક' વૃક્ષની નીચે મૂકી ભિક્ષાર્થે ગયાં. એવામાં 'વૈશ્રમણ' નિકાયના 'તિર્યક્-જૃંભક' દેવો 'વૈતાઢ્ય' પર્વત પર રહેનારા ત્યાં થઇને જતા હતા. તેમણે આ બાળકને જોયો. એમણે અવધિજ્ઞાન વડે જાણ્યું કે એ જ દેવ-નિકાયમાંથી આ ચ્યવેલો છે. તેમની એના ઉપર અનુકંપા થતાં તેમણે છાયા થંભાવી દીધી. બાલપણ વ્યતીત થતાં આ નારદ આ 'જૃંભક' દેવો પાસે 'પ્રજ્ઞપ્તિ' વગેરે વિદ્યાઓ શીખ્યા. પછી કાંચનની કુંડિકા અને મણિમય પાદુકા સહિત એ આકાશમાં વિચરવા લાગ્યા.

એક વેળા નારદ 'દ્વારવતી'માં વાસુદેવ (કૃષ્ણ) પાસે ગયા. ત્યારે વાસુદેવે એમને પૂછ્યુંઃ **"किं सोयं?"** નારદ ઉત્તર આપી શક્યા નહિ. એઓ અહીંથી ઊડીને 'પૂર્વ'વિદેહમાં ગયા. ત્યાં તીર્થંકર સીમંધરસ્વામીને યુગબાહુ નામના વાસુદેવે પૂછ્યું કે **"किं सोयं ?"**. તીર્થંકરે કહ્યુંઃ **"सच्चं सोयं"**. યુગબાહુ આટલાથી બધું સમજી ગયા. નારદ આ સાંભળીને ઊડીને 'અપર'વિદેહમાં ગયા. ત્યાં પણ યુગંધર તીર્થંકરને મહાબાહુ નામના વાસુદેવે ઉપર મુજબ જ પૂછ્યું અને આ તીર્થંકરે પણ ઉપર મુજબ જ ઉત્તર આપ્યો અને મહાબાહુ બધું સમજી ગયા. નારદ આ સાંભળીને 'દ્વારવતી' ગયા અને વાસુદેવને કહ્યું કે તમે તે વારે શું પૂછ્યું હતું? વાસુદેવે કહ્યુંઃ **"किं सोयं ?"**. નારદે ઉત્તર આપ્યોઃ **"सच्चं सोयं"**. વાસુદેવે પૂછ્યું કે **"किं सच्चं ?"**. નારદ ક્ષોભ પામ્યા અને એમણે કશો ઉત્તર આપ્યો નહિ. એ ઉપરથી આ કૃષ્ણ વાસુદેવે કહ્યુંઃ જ્યાં મેં પૂછ્યું ત્યાં આ પૂછ્યું હતું ને? નારદ ખિસિઆણા પડી ગયા. વિચાર કરતાં એમને 'જાતિસ્મરણ' જ્ઞાન થયું.

એ બોધ પામ્યા પછી એમણે "सोयव्वं"થી શરૂ થતું પહેલું અજઝયણ (અધ્યયન) કર્યું ?

**ચૂલિકા ને સીમંધરસ્વામી—**

**દસવેયાલિય**ની નિજ્જુત્તિનું જે સંપાદન પ્રો. કે વી. અભ્યંકરે કર્યું છે તેમાં નીચે મુજબની ગાથા છે, જો કે હારિભદ્રીય ટીકાવાળી પ્રકાશિત આવૃત્તિમાં એ નથી –

"आओ दो चूलाओ आणीआ जक्खिणीए अज्जाए ।
सीमंधरपासाओ भवियाण विबोहणट्ठाए ॥"

કહેવાનું તાત્પર્ય એ છે કે **સીમંધરસ્વામી** પાસેથી આર્યિકા (સાધ્વી) યક્ષિણી ભવિકજનોનાં પ્રિબોધનાર્થે આ બે ચૂલિયા (ચૂલિકા) (રઇવક્કા અને **વિવિત્તચરિયા**) લાવી

હરિભદ્રસૂરિએ ઉપર્યુક્ત ગાથા વિષે કશું કહ્યું નથી તો શું આ ગાથા એમના સમય પછી નિજ્જુત્તિની ગાથારૂપે સંકલિત કરાઇ હશે ? ગમે તેમ પણ એમણે તો **દસવેયાલિય**ની ટીકામાં 'વૃદ્ધવાદ' તરીકે 'બીજી ચૂલિકા કોઇક આર્યા લાવી' એમ કહ્યું છે આ આર્યાનું નામ પણ જણાવ્યું નથી

**દસવેયાલિય** ઉપર અગસ્ત્યની ચુણ્ણિ હોવાનું કહેવાય છે[2] જો એ સાચું જ હોય તો શું એમાં આ ચૂલિકાઓ પૈકી એકેનો સંબંધ **સીમંધરસ્વામી** સાથે દર્શાવાયો છે ખરો ?

---

૧ આને લગતું મૂળ લખાણ "ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા" (રતલામ) તરફથી છપાયેલ "श्रीमद्भिः प्रत्येकबुद्धैर्भाषितानि श्रीऋषिभाषितसूत्राणि"ના અંતમાં છે.

૨ જુઓ "આત્માનંદ પ્રકાશ" (પુ ૪૮, અં. ૪).

**ચાર અધ્યયનો ને સીમંધરસ્વામી—**

'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ **પરિશિષ્ટપર્વ** (સ. ૯, ૬૫ ને ૯૭)માં **સીમંધરસ્વામી**નો ઉલ્લેખ કર્યો છે એટલું જ નહિ એમની પાસેથી મુનિગત **સ્થૂલભદ્ર**ની બેન સાધ્વી જક્ષા નીચે મુજબ નામવાળાં ચાર અધ્યયનો લાવ્યાની હકીકત આપી છે:—

**(૧) ભાવના, (૨) વિમુક્તિ, (૩) રતિકલ્પ** અને **(૪) વિચિત્રચર્યા**

છેલ્લાં બે નામ ઉપર્યુક્ત ચૂલિકાનું સ્મરણ કરાવે છે.

**અન્ય ઉલ્લેખ—**

સીમંધરસ્વામી વિષે **શીલાંકસૂરિ**એ **સૂયગડ** (સુય. ૨, અ. સુત ૨૯)ની ટીકા(પત્ર ૩૧૭ આ)માં ઉલ્લેખ કર્યો છે. અહીં એ આ તીર્થંકરને ક્ષેત્રાંતરમાં વર્તમાન એટલે કે વિદ્યમાન કહ્યા છે.

'શ્વેતાંબર' સંપ્રદાયમાં ઉપસંપ્રદાય તરીકે ઓળખાવાતા 'સ્થાનકવા અને 'તેરાપંથી' બત્રીસ જ આગમો માને છે. એમાં એકેમાં સીમં સ્વામી વિષે ઉલ્લેખ નથી, છતાં આ તીર્થંકરને તો તેઓ માને છે

અહીં એ ઉમેરીશ કે [1]મૂર્તિપૂજક અર્થાત્ મંદિરમાર્ગી તરીકે ઓ ખાવાતા શ્વેતાંબરો ઉપલબ્ધ ૪૫ આગમો વિષે બહુમાન ગણે છે. જેમ સમ્રાટ્ ખારવેલ વિષે ઉલ્લેખ નથી તેમ સીમંધરસ્વામી વિષે ઉલ્લેખ નથી; બાકી અન્ય પ્રકારે જે ૮૪ આગમો ગણાવાય છે પૈકી **ઇસિભાસિય**માં તો છે જ.

**સીમંધરસ્વામી સંબંધી સાહિત્ય—**

સીમંધરસ્વામીને અંગે સ્વતંત્ર સંપૂર્ણ કૃતિઓ મળે છે એટલુ નહિ પણ વિહરમાણ જિનોને અંગેના સાહિત્યમાં અંશતઃ એ ઉદ્દેશને લખાણ જોવાય છે.

---

૧. કેટલાક સ્થાનકવાસી આને બદલે 'દહેરાવાસી'નો પ્રયોગ કરે અસ્થાને છે.

સ્વતંત્ર કૃતિઓ ગુજરાતી, પાઇય અને સંસ્કૃત એમ ત્રણે ભાષામાં રચાયેલી મળે છે એ આપણે ક્રમવાર નોંધશું —

(અ) ગુજરાતી

(૧) પ્રસ્તુત કૃતિ.

(૨) સીમંધર-જિન-સ્તવન—

"પુખ્ખલવઈ વિજયે જયો રે"થી શરૂ થતું આ સાત કડીનું સ્તવન 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ રચ્યું છે એ ગૂ સા સં (ભા ૧, પૃ. ૫૫-૫૬)મા છપાયુ છે

(૩) સીમંધર-જિન-સ્તવન—

"શ્રીસીમંધર સ્વામીસ્યું છે"થી આ આઠ કડીનું સ્તવન શરૂ થાય છે. એના કર્તા 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિ છે એ ગૂ સા સ (ભા. ૧, પૃ. ૧૧૨)માં છપાયું છે.

(૪) સીમંધરસ્તવન—

વિજયપ્રભસૂરિએ વિ સં. ૧૭૧૩મા આ રચ્યુ છે

(૫) સીમંધરજિનસ્તવન—

આની રચના ૩૫૦ ગાથામા સત્તર ઢાલમા 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ કરી છે અને એ ગૂર્જર સાહિત્ય સંગ્રહ(ભા ૧)મા છપાયેલ છે. સજ્જન-સન્મિત્રની પહેલી આવૃત્તિમા પણ પૃ. ૨૫૯-૨૮૮માં આ છપાયુ છે.

(૬) સીમંધરસ્તવન—

આના કર્તાનું નામ જાણવામાં નથી.

(૭) સીમંધરજિનવિનતિસ્તવન—

આ ૧૨૫ ગાથાનું નયવિચારગર્ભિત સ્તવન અગિયાર ઢાલમાં 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ રચ્યુ છે. એ ગૂ સા. સ. (ભા. ૧,

પૃ. ૨૧૨-૨૨૮)માં તેમ જ સજ્જન-સન્મિત્ર(પૃ ૨૯૯-૩૦૯)માં છપાયું છે.

(૮) સીમંધરજિનસ્તવન—

આ ચાર ઢાલના સ્તવનમાં નિશ્ચય અને વ્યવહારનું નિરૂપણ છે. આના કર્તા 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિ છે. ગૂ. સા. સં. (ભા. ૧, પૃ. ૨૦૧-૨૧૧)માં તેમ જ સજ્જન-સન્મિત્ર(પૃ. ૩૧૪-૩૧૭)માં છપાયું છે.

(૯) સીમંધરજિનવિનતિસ્તવન—

આ એકત્રીશ કડીનું [1]સ્તવન દેવચંદ્રે રચ્યું છે. "પ્રભુ નાથ તું તિયલોકનો, પ્રત્યક્ષ ત્રિભુવણ ભાણ"થી આની શરૂઆત થાય છે.

(૧૦) [2]સીમંધરજિનસ્તવન—

આના કર્તા પદ્મવિજય છે. આની પ્રારંભિક પંક્તિ નીચે મુજબ છે:–
"સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો."

(આ) પાઇય

(૧) સીમંધર-જિણ-થવ—

આમાં ૩૧ પદ્યો 'અપભ્રંશ'માં છે. એના કર્તા મેરુનંદન છે. આ સ્તવન જૈનસ્તોત્રસંદોહ (ભા. ૧, પૃ. ૩૪૦-૩૪૫)માં પ્રસિદ્ધ થયેલું છે.

(૨) સીમંધર-જિણ-થુઇ—

આ સાવચૂરિક સ્તુતિસંગ્રહમાં "યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાલા" (મહેસાણા) તરફથી છપાયેલી છે. આદ્ય પદ્યમાં સીમંધરસ્વામીની સ્તુતિ છે.

---

૧ આ સ્તવન સજ્જન-સન્મિત્રની ઇ. સ. ૧૯૧૩ની પહેલી આવૃત્તિમાં પૃ. ૧૦૪-૧૦૬ માં છપાયું છે.

૨ દેવસિરાઈ "પ્રતિક્રમણસૂત્ર" નામનું જે પુસ્તક "જૈન શ્રેયસ્કર મંડળ" (મહેસાણા) તરફથી ઇ. સ. ૧૯૧૩ માં છપાયું છે તેમાં પૃ. ૯૧-૨ માં છે.

(ઇ) સંસ્કૃત

(૧) સીમંધરસ્વામિસ્તોત્ર—

આ સંસ્કૃતમાં ૨૫ પદ્યોમાં 'સહસ્રાવધાની' મુનિસુંદરસૂરિએ રચ્યું છે એ જૈન સ્તોત્રસંગ્રહ(ભા ૨)માં છપાયેલા "જિનસ્તોત્ર રત્નકોશ"ના પ્રથમ પ્રસ્તાવનું ૧૯મું સ્તોત્ર છે

(૨) સીમંધરસ્વામિજિનસ્તવન—

આ પણ ઉપર્યુક્ત મુનિસુંદરસૂરિની કૃતિ છે એમાં ૭ પદ્યો છે.

આની નોંધ ત્રિદશતરંગિણીનો પરિચય આપતી વેળા મેં ઉપદેશ-રત્નાકરની "ભૂમિકા" (પૃ ૩)માં લીધી છે

(૩) સીમંધરસ્વામિસ્તુતિ—

આના પ્રણેતા પણ 'સહસ્રાવધાની' મુનિસુંદરસૂરિ છે એના ઉપર કોઈકે અવચૂર્ણિ રચી છે. આના પદ્યની સંખ્યા જણાવ્યા વિના મુનિસુંદરસૂરિની ઉપર્યુક્ત બીજી બે કૃતિથી આ ભિન્ન છે કે કેમ તે જાણવું બાકી રહે છે.

(૪) સીમંધરસ્તુતિ—

આના કર્તા જિનહર્ષ છે

(૫) સીમંધરસ્વામિસ્તવન—

આ ૨૫ પદ્યમાં સંસ્કૃતમાં રચાયેલું છે એના કર્તા જિનસુંદરસૂરિ છે. એ જૈન સ્તોત્રસંગ્રહ (ભા. ૨)માં છપાયેલું છે

[1]વિહરમાણ વીસ તીર્થંકરો સંબંધી કૃતિઓ હવે વિચારીશું.

(૧) વિહરમાણ-વીસ-તીર્થંકર-સ્તવ—

આ સ્તવ વર્ગિતગ નામના કવિએ વિ. સં. ૧૩૬૮માં જૂની

૧ વિનયવિજયગણિએ વિ. સં. ૧૭૩૧માં રચેલા જિનસહસ્રનામ-સ્તોત્રમાં વિહરમાણ વીસ જિનેશ્વરોને નમસ્કાર છે.

ગુજરાતી ભાષામાં રચ્યો છે. સીમંધરસ્વામી એ વીસ વિહરમાણ તીર્થંકરો પૈકી એક હોવાથી એમને વિષે આ કૃતિમાં ઉલ્લેખ છે.

(૨) **વિહરમાણ-જિન-એકવિંશતિ-સ્થાન—**

**શીલદેવે** આની રચના કરી છે. આના ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ છે.

(૩) **વિહરમાણ-જિન-ચૌત્ત—**

આ જઘંણ મગદ્દીમા ૩૨૫ પદ્યમાં રચાયેલી કૃતિ છે. એના કર્તા લબ્ધિસાગર છે.

(૪) **વિહરમાણ-જિન-સ્તોત્ર—**

આની એક હાથપોથી લીંબડીના ભંડારમાં છે.

(૫) **વિહરમાણ-વિંશતિ(જિન)-સ્તવન—**

'તપા' ગચ્છના વિજયસેનસૂરિના શિષ્ય કમલવિજયગણિએ આ સ્તવન વિ. સં. ૧૬૮૨માં રચ્યું છે.

(૬) **વિહરમાણ-વિંશતિ-જિન-સ્તવ—**

આ અજ્ઞાતકર્તૃક કૃતિમાં સીમંધરસ્વામીને 'મહાવિદેહના મુગટ' કહ્યા છે આ કૃતિ **સ્તોત્રરત્નાકર** (સટીક)ના દ્વિતીય ભાગમાં પ્રસિદ્ધ થયેલી છે.

(૭) **વીસવિહરમાણ જિનની થોઈ—**

આ ચાર કડીની ગુજરાતી સ્તુતિ **સજ્જન-સન્મિત્ર** (પૃ. ૬૨-૬૩)માં છપાયેલી છે.

આ ઉપરાંત આગમિક જયતિલકસૂરિએ **ચતુર્હારાવલિ-ચિત્રસ્તવ** રચ્યો છે અને એ ઉપર્યુક્ત **સ્તોત્રરત્નાકર**(ભા. ૨)માં છપાયો છે. એમાં એમણે અંતમાં "વિહરમાણ-શાશ્વત-જિન-હારાવલિ-ચિત્રસ્તવ"માં સીમંધરસ્વામીને અંગે એક પદ્ય રચ્યું છે.

આ વિષય પૂર્ણ કરતા એક અભિલાષા પ્રદર્શિત કરવાનુ મન થાય છે કે વિહરમાણ વીસ તીર્થંકરોને અગેનુ સમગ્ર સાહિત્ય એક સગ્રહાત્મક કૃતિ તરીકે પ્રસિદ્ધ થવુ ઘટે

**સીમધરસ્વામીનાં મંદિરો—**

જે જૈન મદિરમા **સીમ**ધરસ્વામીની એકલાની મૂર્તિ હોય કે એમની મૂર્તિ મુખ્ય સ્થાને હોય–એઓ 'મૂળનાયક' હોય તેને 'સીમધરસ્વામીનુ મદિર' કહે છે. આવા મદિરો શ્વેતામ્બર તેમ જ દિગમ્બર એમ ઉભય સમાજે બંધાવેલા જોવાય છે, પરતુ એની સખ્યા ઋષભદેવાદિ અન્ય તીર્થંકરોના મંદિરોના હિસાબે જૂજ છે, તેમ છતા સદ્ભાગ્યે અહીં 'સુરત' શહેરમા તો **સીમંધરસ્વામીનુ** એક પ્રાચીન મદિર છે એ નાણાવટમાં આવેલુ છે કે જ્યા પહેલા મારા વડીલોનુ પોતાનુ ઘર–દહેરાસરવાળુ ઘર હતુ

અમદાવાદમા દોશીવાડાની પોળમા પણ **સીમ**ધરસ્વામીનુ મદિર છે આવા બીજા પણ શ્વેતામ્બરોના મદિરો કોઈ કોઈ સ્થળે હશે.

રાજકોટમા દિગબરોનું સીમધરસ્વામીનુ એક મદિર છે એમ સાંભળ્યુ છે ( )

**સહચારી તીર્થંકરો—**

પૃ ૪૮ પરની નિમ્નલિખિત પક્તિઓનો અર્થ બરાબર સમજાતો નથી

"દિશિકુમરી ઇંદ્રા સહી રે, જન્મ જિનાંતરિ સારો રે"
"સાત અન્ય નગરી સહી રે, વિચરિ શ્રી જિનરાજો ।
મોક્ષ ત્રીજિ ભાગિ રહી રે, મોક્ષાંતરિ જિનતાજો ॥"

આમા સહચારી જિનોની બાબત હોય એમ લાગે છે આ સબંધમાં [૧]**અઢી દ્વીપના નકશાની હકીકતનુ** પુસ્તક( પૃ. ૧૭ )માં નીચે મુજબ હકીકત છે—

૧ આ પુસ્તક **ભીમશી માણેકે** ઇ. સ. ૧૯૦૯મા છપાવ્યુ છે.

(૧) અત્યારે જે વીસ તીર્થંકરો 'મહાવિદેહ'માં વિહરમાણ છે તેમનો જન્મ સમકાળે—કુંથુનાથ અને અરનાથના સમયની વચગાળામાં થયો છે.

(૨) આ વીસેની દીક્ષા પણ સમકાલે જ—મુનિસુવ્રતનાથ અને નમિનાથના અંતગલ-સમયમાં થઇ છે.

(૩) આ દરેકે એક હજાર વર્ષ છદ્મસ્થ અવસ્થામાં પસાર કરી પછી સમકાલે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે.

(૪) આ વીસે તીર્થંકરો સમકાલે જ—આવતી ચોવીસીમાં સાતમા અને આઠમા તીર્થંકરના વચગાળાના સમયમાં મોક્ષે જશે.

(૫) આ પ્રત્યેક તીર્થંકરને પાંચસે ધનુષ્ય જેવડી કાયા, ૮૪ ગણધરો, દસ લાખ કેવલજ્ઞાનીઓ, સો કોટિ સાધુઓ તેમ જ સો કોટિ સાધ્વી છે.

(૬) વીસે વિજયમાં આ એકેક તીર્થંકરની સાથે બીજા સહચારી ૮૪ તીર્થંકરો છે. એમાંના એક કેવલી છે, અને બાકીના ૮૩ પૈકી કોઇ રાજા, કોઈ યુવાન, કોઇ બાળક એ રીતે છે. પ્રત્યેકનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું છે. આ ૮૪ તીર્થંકરોમાંથી એક મોક્ષે જતાં ૮૩મા તીર્થંકરને કેવલજ્ઞાન થશે. અને એ ૮૪મા ગણાશે. વળી એ સમયે એક તીર્થંકરનો જન્મ થશે. આમ ૮૪ની સંખ્યા મોજૂદ રહેશે. આ રીતે ૮૪ની પરંપરા સહચારી છે.

અહીં કોઇ એમ કહે કે એક જ ક્ષેત્રમાં એકથી વધારે તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ કે વાસુદેવ ન હોય તો પછી ૮૪ તીર્થંકરો કેવી રીતે હોય? આનો ઉત્તર એમ અપાય છે કે આ વીસ વિજયના શાશ્વત ભાવ જ આ જાતના છે.

સેનપ્રશ્ન(ઉ. ૨)માં ૧૮૦મા [1]પ્રશ્ન તરીકે એકંદર ચાર સવાલ નીચે મુજબ રજૂ કરાયા છેઃ—

---

[1] ચાલુ ક્રમાંક તરીકે આ ૩૧૬ છે.

(૧) 'જંબૂદ્વીપના 'મહાવિદેહ'માના ચાર વિજયમા વિહરમાણ ચાર જિનેશ્વરો વિદ્યમાન છે તો આ 'મહાવિદેહ'માના બીજા વિજયોમા વર્ત્તમાન કાળમા અન્ય જિનેશ્વરોના જન્મ, કુમારાવસ્થા ઇત્યાદિ સભવે કે નહિ?

(૨) 'વિહરમાણ' પદથી વર્ત્તમાન જિનો સમજવા કે સમવસરણમા બિરાજેલા?

(૩-૪) સંપૂર્ણ 'મહાવિદેહ' ક્ષેત્ર કોઈ પણ વખતે કેવલિ-પર્યાયવાળા જિનેશ્વરથી રહિત હોય કે સામાન્ય તીર્થંકર જેવાની વિદ્યમાનતા વિનાનુ હોય?

આ ચારના ઉત્તર નીચે પ્રમાણે અપાના છે–

(૧) વર્ત્તમાન કાળમા જે વિજયોમા વિહરમાણ જિનેશ્વરો છે તે સિવાયના વિજયોમા કોઈ તીર્થંકરના જન્મ, કુમારાવસ્થા ઇત્યાદિનો અસભવ જાણવામા નથી.

(૨) 'વિહરમાણ' પદથી કેવલિ-પર્યાયવાળા તીર્થંકરો જાણવા.

(૩-૪) સપૂર્ણ 'મહાવિદેહ' ક્ષેત્ર કોઈ પણ કાળે કેવલિ-પર્યાયવાળા તીર્થંકર વિનાનું હોતુ નથી તેમ જ સામાન્યથી જે તીર્થંકર ગણાય તે તીર્થંકર વિનાનુ પણ હોતુ નથી

વીસ વિહરમાણ તીર્થંકરો સમકાલે જ જન્મ્યા છે એમ માનતા તેઓ સમકાલે મોક્ષે જશે એમ એમનુ આયુષ્ય જોતા મનાય એ સમયે અન્ય વીસ તીર્થંકરોને કેવલજ્ઞાન થવુ જ જોઈએ એમ **સેનપ્રશ્ન**નો ઉત્તર વિચારતા જણાય છે આ પ્રમાણે કવચી બનતા માટે આ વીસે તીર્થંકરોનો જન્મ મોક્ષે જનાર વીસ તીર્થંકરોના જન્મ પછી એક લાખ પૂર્વ અને વધારામા એક હજાર વર્ષ વ્યતીત થયા બાદ થયેલો ગણાવો જોઈએ

આ સહચારી તીર્થંકરોની માન્યતા 'દડવા' મતની છે એમ કોઈ સ્થળે વાચ્યાનું મને સ્ફુરે છે, પણ અત્યારે એ સ્થળ યાદ આવતુ નથી.

**જિનસંખ્યાવિચાર** નામની એક કૃતિ 'પૂર્ણિમા' ગચ્છના **આનંદરુચિએ** રચી છે અને એને સ્વોપજ્ઞ બાલાવબોધથી વિભૂષિત કરી છે. આની એક હાથપોથી પાટણના ભંડારમાં છે. શું એમાં આ સદ્યોગી તીર્થંકરોનો અધિકાર છે?

નેમિચંદ્રસૂરિકૃત **પવયણસારુદ્ધાર** (ગા. ૩૨૭) પ્રમાણે જઘન્યથી તીર્થંકરો વીસ અથવા દસ હોઈ શકે એમ બે વિકલ્પ રજૂ થયા છે. આ રીતે વિચારતાં પણ ગાથામાં આવેલ અન્ય સાત નગરીનો ઉલ્લેખ બંધબેસતો થતો નથી.

સાતને બદલે ત્રણ શબ્દ હોય તો સંગતિ થઈ શકે.

**સંપ્રદાય—**

કવિએ પોતાનો પરિચય આપ્યો નથી, પરંતુ તેઓ જૈનધર્મી છે એ વાત મંગલાચરણરૂપે અપાયેલાં પદ્યો વિચારતાં જાણી શકાય છે. વિશેષમાં એમણે ગર્ભાવસ્થાને અંગે [1]ચૌદ સ્વપ્નોનું, નહિ કે સોળનું વર્ણન કર્યું છે, તેમ જ જન્મમહોત્સવ અને કેવલજ્ઞાનના પ્રસંગે [2]૬૪ ઇન્દ્રોના, નહિ કે સોના આગમનનો નિર્દેશ કર્યો છે એટલે આ કવિ 'શ્વેતાંબર' સંપ્રદાયના છે, એ વાત તરી આવે છે.

પ્રસ્તુત કૃતિની ચાણસ્માની હાથપોથી કલ્યાણે ચિત્રાવી છે અને એમાં 'કડવા' મતના શ્રાવકોનાં ચિત્રો છે. એ ઉપરથી એવી કલ્પના થઈ શકે છે કે આ ગ્રંથકાર 'કડવા' મતના–'અંચલ' ગચ્છના હશે.

ચારણ મુનિ દીક્ષા ન આપે એમ આ ગ્રંથકારનું માનવું છે.[3]

---

૧ જુઓ પૃ. ૫–૬.

૨ આનાં નામ પૃ. ૧૪માં અપાયાં છે.

૩ સરખાવો (સં.) કુવલયમાલા (પ્ર. ૨, પત્ર ૨.) અહીં કહ્યું છે હું ચારણ-શ્રમણ ગચ્છ સાથે સંબદ્ધ નહિ હોવાથી તને દીક્ષા આપવા અસમર્થ છું.

૩૭મી ઢાલમા અનશનની શ્રેષ્ઠતા વર્ણવતા દેવલોકોમા 'અચ્યુત'ની શ્રેષ્ઠ તરીકે ગણના કરાઇ છે એ શુ કોઈ સપ્રદાયને અનુસરતી વાત છે કે કવિની પોતાની આ કલ્પના છે?

## 'કડવા' મત—

ઉપાધ્યાય રવિવર્ધનગણિકૃત [1]પટ્ટાવલીસારોદ્ધારમા આને અગે નીચે મુજબની હકીકત છે –

(૧) વિ સં. ૧૫૬૨મા કટુક (કડવા) મત નીકળ્યો [2] આ મતની મુખ્ય પ્રરૂપણા એ હતી કે આ કાળમા અહીં સાધુઓ જણાતા નથી.

(૨) ગૃહસ્થો-શ્રાવકો વ્યાખ્યાન વાચી શકે એમ આ મતનુ માનવુ છે [3]

(૩) ત્રણ થોઇવાળા મતથી વાસિત અંત કરણવાળા ગૃહસ્થથી આ મતની ઉત્પત્તિ થઇ છે

**સીમંધરસ્વામિશોભાતરંગના** (પૃ ૪૯)મા જીવરાજ અને તેજપાલનો અને પૃ ૫૧મા તેજનો ઉલ્લેખ છે એ 'કડવા' મતના અનુયાયીઓનો છે એમ લાગે છે એટલે એમનો હુ અહીં વિચાર કરુ છુ.

## જીવરાજ—

જૈ ગૂ. ક.(ભા ૩, ખ ૨, પૃ ૨૨૨૭-૪)મા કડૂઆ-કડવાગચ્છની પટ્ટાવલી અપાઇ છે તેમા જીવરાજ વિષે નીચે મુજબ નોધ છે—

---

૧ આ **પટ્ટાવલી-સમુચ્ચય**(ભા. ૧, પૃ. ૧૫૭)મા છપાયેલ છે

૨ પૃ. ૧૬૨મા 'ગુરુપટ્ટાવલી' જોવાય છે તેમા પણ વિ. સ. ૧૫૬૨નુ જ વર્ષ અપાયુ છે.

૩ **પટ્ટાવલી-સમુચ્ચય**(ભા. ૨, પૃ. ૨૪૬-૭)મા આ 'કડવા'મતની પ્રરૂપણાને અગે બાવીસ બાબતોની નોધ છે.

"અમદાવાદના શ્રીમાળી પરી જગપાલ પિતા, સોભી માતા, જન્મ સં. ૧૫૭૮, સંવરી વીરા પાસે સં. ૧૫૯૦, પટ્ટધર સં. ૧૬૦૧ ને સ્વ. રાજનગરમાં સ. ૧૬૪૪."

તેજપાલ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે.—

"પાટણના શ્રીમાળી દોશી રાયચંદ પિતા, કનકાઈ માતા, તેરમે વર્ષે સંવરી જીવરાજ પાસે, પછી ૨૧ વર્ષે પટ્ટધર સ. ૧૬૪૪, પછી બે વર્ષે ૩૬ વર્ષની વયે સ ૧૬૪૬માં પાટણમાં સ્વર્ગવાસ."

ચાણસ્માની હાથપોથી ચિતરાવનાર કલ્યાણ આ તેજપાલના ભક્ત કે એમના વંશજ હશે એમ જણાય છે વળી આ પોથી કર્તાના જીવનકાળ દરમ્યાન તૈયાર થઈ હોય એમ લાગે છે.

"જૈન સાહિત્ય સંશોધક"ના વિ સ ૧૯૮૪ના ત્રીજા ખંડના ત્રીજા અંકમાં કડુઆ **મતની લઘુ પટ્ટાવલી** છપાઇ છે [1]**પટ્ટાવલી–સમુચ્ચય** (ભા ૨, પૃ ૨૪૭)મા આની નોંધ છે. વિશેષમાં અહીં નાડોલાઇના મહં૦ કાનજીના પુત્ર કડવાનુ અવસાન 'વિ સં. ૧૫૬૪ (૧૫૬૨)'માં થયાનું જણાવ્યું છે. એમના પછી અવસાન પામનારા એમના પટ્ટધરોના નામ અને સાલ નીચે મુજબ અપાયાં છેઃ—

| નામ | વિક્રમસંવત | નામ | વિક્રમસંવત |
|---|---|---|---|
| ૧ ખીમજી | ૧૫૭૧ | ૪ તેજપાલ | ૧૬૪૬ |
| ૨ વીરા | ૧૬૦૧ | ૫ રતનપાલ | ૧૬૬૧ |
| ૩ જીવરાજ | ૧૬૪૪ | ૬ જિનદાસ | ૧૬૭૦ |

એમના પછી થયેલા તેજપાલ અને કલ્યાણ વિ. સં. ૧૬૮૪માં વિદ્યમાન હતા. ભલ્લુ અને ભાણુનો પણ અહીં ઉલ્લેખ છે.

આમ અહીં એક જીવરાજ અને બે તેજપાલનો નિર્દેશ છે.

---

૧ પટ્ટાવલી–સમુચ્ચય (ભા. ૨, પૃ. ૨૪૬)માં કહ્યું છે કે "આંચલિક શ્રાવકનાં ઉપદેશથી વૈરાગ્ય પામી ૧૫૫૨ માં આગમિયા ગચ્છના પં. હરિકીર્તિ પાસેથી શાસ્ત્રજ્ઞાન મેળવી કડવાએ 'કડુઆ મત' ચલાવ્યો.

## 'અંચળ' ગચ્છની વિશિષ્ટ માન્યતાઓ—

ધર્મસાગરગણિએ ગુરુપરિવાડી યાને તપગચ્છપટ્ટાવલીની ૧૩મી ગાથાની સ્વોપજ્ઞ વૃત્તિમાં 'અચળ' ગચ્છની ઉત્પત્તિ વિ. સં. ૧૨૧૩માં થયાનું સૂચવ્યું છે[1] **પ્રવચનપરીક્ષા**માં આ ગણિએ આ ગચ્છની કેટલીક માન્યતાઓનું ખંડન કર્યું છે. એ પૂર્વે 'તપા' ગચ્છના મુનિસુન્દરસૂરિના શિષ્ય હર્ષસેનના શિષ્ય હર્ષભૂષણગણિએ વિ સં ૧૪૮૦માં **અંચલમતદલનપ્રકરણ** નામનો ગ્રંથ રચી આ ગચ્છના કેટલાક મન્તવ્યોનું ખંડન કર્યું છે આની એક બીજી કૃતિ 'તપા' ગચ્છના દેવસુન્દરસૂરિના શિષ્ય ગુણરત્નસૂરિએ પણ રચી છે એ [2]**અંચલમતનિરાકરણ, વામોન્તિકાદિપ્રકરણ** તેમ જ [3]**મુખવસ્ત્રિકા** એ નામથી ઓળખાય છે [4]'ખરતર' ગચ્છના ગુણવિનયે વિ સં ૧૬૭૪માં ગુજરાતીમાં **અંચલમતસ્વરૂપવર્ણન** રચ્યું છે શાન્તિસૂરિના શિષ્ય અમરચન્દ્રે **તત્ત્વબોધપ્રકરણ** રચી એ દ્વારા 'અચળ' મતની કેટલીક માન્યતાઓનું ખંડન કર્યું છે કોઈકે **અંચલમતસ્થાપન** નામની પણ કૃતિ રચી છે 'તપા' ગચ્છ વગેરેના અનુયાયીઓની

---

૧ પટ્ટાવલીસારોદ્ધાર( પટ્ટાવલીસમુચ્ચય ભા ૧, પૃ. ૧૫૪ )માં આ જ વર્ષ અપાયું છે ગુરુપટ્ટાવલી(પ. ૧૭૦)માં કહ્યું છે કે દેવચંદ્રસૂરિના શિષ્ય હેમચન્દ્રસૂરિની સામે શ્રાવક મુખવસ્ત્રિકા રાખે તે યોગ્ય નહિ એટલે વન્દન માટે અંચલનો (વસ્ત્રના છેડાનો) ઉપયોગ કરાવા માંડ્યો, અને એમાંથી આ મત ઉદ્ભવ્યો

૨ આના પરિચય માટે જુઓ "જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર" (પુ. ૧૮, ભા. ૧, પૃ. ૧૩૧–૧૩૩).

૩ જિનરત્નકોશ (ભા. ૧, પૃ. ૩૪૮)માં આમ ઉલ્લેખ છે, પણ એ વિચારણીય જણાય છે.

૪ તપા–ખરતર–ભેદ નામનું પુસ્તક હાલમાં પ્રસિદ્ધ થયું છે. એમાં 'તપા' અને 'ખરતર' ગચ્છના ક્રિયાકાંડ વિષયક મન્તવ્યોની નોંધ છે.

માન્યતાથી અંચલગચ્છના અનુયાયીઓની માન્યતા મુખ્યત્વે કરીને નીચેની બાબતોમાં જુદી પડે છે.

(૧) 'અંચળ' ગચ્છના શ્રાવકો મુહપત્તિ (મુખવસ્ત્રિકા) અલગ ન ગણતાં પોતાના ખેસ જેવા વસ્ત્રના છેડાનો એ માટે ઉપયોગ કરે છે.

(૨) જેમ 'તપા' વગેરે ગચ્છના સાધુઓ અને શ્રાવકો ભેગું પ્રતિક્રમણ કરી શકે છે તેવી વ્યવસ્થા 'અંચળ' ગચ્છ માટે નથી, કેમકે સાધુઓના અને શ્રાવકોના પ્રતિક્રમણની વિધિમાં વિશેષ તફાવત છે.

પ્રણેતાનું નામ—

સામાન્ય રીતે વિચાર કરતાં સેવક એ પ્રણેતાનું નામ હશે એવો ખ્યાલ આવે જ આવે, પરંતુ ૪૦મી ઢાલના અંતે (પૃ. ૪૭)માં તેમ જ છેલ્લી ઢાલ (પૃ. ૫૦)માં 'સેવક' અને સાથે સાથે 'તેજ' શબ્દ છે એ જોતાં તેમ જ સેવકના નામથી અન્ય કૃતિઓ રચાયાના અન્યત્ર મળી આવતા ઉલ્લેખ વિચારતાં પ્રણેતાનું નામ સેવક હોય એમ ભાસે. પાટણની એક હાથપોથીમા કર્તા તરીકે શાહ સાહેબ તેજપાલનો ઉલ્લેખ છે અને પૃ. ૪૯માં 'જીવરાજ' અને 'તેજરત્ન' એ નામો દર્શાવાયાં છે. આ ઉપરથી પ્રણેતાનું નામ તેજપાલ હશે એમ અનુમનાય. કર્તાનાં આ બન્ને નામ સંગત થઇ શકે. સેવક એ ઉપનામ હોય અથવા સંસારી અવસ્થામાં એમનું નામ તેજપાલ હોય અને દીક્ષા લેતાં એમનું સેવક નામ રખાયું હોય એમ સંભવે છે.

પૃ. ૧૩માં જે બે તેજપાલ ગણાવાયા છે તે પૈકી બીજા પ્રસ્તુત કૃતિના કર્તા છે, નહિ કે એમનાથી સોએક વર્ષ પૂર્વે વિદ્યમાન સેવક એમ અત્યારે તો હું માનું છું.[1]

જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય(પૃ. ૨૧૦-૨૧૧)માં તેજરત્નસૂરિની સજ્ઝાય છપાયેલી છે. એમાં કહ્યા મુજબ રૂપા નામના

૧. સંપાદકનો પણ આ જ મત છે. જુઓ તેમનું વક્તવ્ય (પૃ. ૧૪).

વણિકની પત્ની કુંવરીના પુત્ર તેજપાલે ભાવરત્નસૂરિ પાસે વિ. સં. ૧૬૨૯માં દીક્ષા લીધી અને ૧૬૭૫માં એમના એઓ પટ્ટધર બન્યા અને તેજરત્નસૂરિ એ નામથી પ્રખ્યાતિ પામ્યા. આ તેજપાલ આત્ર પ્રસ્તુત છે કે કેમ એ એક પ્રશ્ન છે

## સેવક અને તેમની કૃતિઓ—

'અંચળ' ગચ્છના અનુયાયીઓની માન્યતા એવી છે કે તપ દ્વારા ચક્રેશ્વરી દેવીનો સાક્ષાત્કાર કરી [1]આર્યરક્ષિતસૂરિએ 'અંચળ' ગચ્છને વિસ્તાર્યો. [2]આ 'અંચળ' ગચ્છને 'વિધિપક્ષ' પણ કહે છે. આ પક્ષની સ્થાપના ચક્રેશ્વરી દેવીને હાથે થયાની વાત આદિનાથદેવરાસ-ધવલના પ્રારંભમા એના કર્તા સેવકે કહી છે. આ કૃતિ એમણે વિ સં ૧૫૯૦મા કાર્તિક માસમા શુક્લપક્ષમા નોમ ને ગુરુવારે રચી છે.[3] આ કૃતિના અંતમાં એમણે સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. એ દ્વારા આપણે જાણી શકીએ છીએ કે 'વિધિ'પક્ષના ભાવસાગરસૂરિની પાટે [4]ગુણનિધાનસૂરિ થયા. એમની કૃપાથી સેવકે ઉપર્યુક્ત પદ્યાત્મક ધવલની

---

૧ પવયણપરિક્ખા (વિ. ૫, ગા. ૫) પ્રમાણે એમનુ અસલ નામ નરસિંહ છે.

૨ જુઓ જયશેખરસૂરિએ ઉવએસચિંતામણિ ઉપર વિ. સં. ૧૪૩૬મા રચેલી સ્વોપજ્ઞ વૃત્તિની પ્રશસ્તિ.

૩ જુઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૫૮૧).

૪ જૈ. ઐ. ગૂ. કાવ્યસંચય(પૃ. ૨૨૩)મા ગુણનિધાનસૂરિસ્તુતિ છપાઇ છે. એમા કહ્યુ છે કે આ સૂરિનો જન્મ નગરાજની પત્ની લીલાદેવીની કુક્ષિથી વિ. સં. ૧૫૪૮મા થયો. સિદ્ધાંતસાગર પાસે વિ. સ. ૧૫૫૨માં એમની દીક્ષા થઇ. એઓ ૧૫૬૫માં સૂરિ થયા અને ૧૫૮૪માં ગચ્છનાયક બન્યા (એઓ વિ. સં. ૧૬૦૧માં સ્વર્ગે સંચર્યા).

રયણસંચય (ગા. ૫૪૧-૫૪૨) પ્રમાણે 'અંચળ' ગચ્છના નાયક ગુણ-નિધાનસૂરિના ઉપદેશથી 'બટુક' હર્ષસૂરિએ આ કૃતિ રચી. આ ગુણનિધાનસૂરિ તે કયા ?

રચના કરી છે. આ ધવલની પહેલી ચાર પંક્તિઓ તેમ જ અંતની બાર પંક્તિઓ જૈ ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૫૮૧–૨)માં અપાઇ છે. આ કૃતિ કોઇ સ્થળેથી પ્રકાશિત થઇ હોય એમ જાણવા–જોવામાં નથી.

ઉપર્યુક્ત સેવકે **ઋષભદેવ–[1]વિવાહલુ–ધવલ** વિ. સં. ૧૫૯૦ની માહ વદ અગિયારશ પહેલાં ચુમ્માલીસ ઢાલમાં રચ્યું છે. આ પદ્યાત્મક કૃતિની આદ્ય અને અંતિમ પંક્તિઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૫૮૨–૩)માં અપાઈ છે. અંતમાં કર્તાએ પોતાના નામ તરીકે સેવકનો ઉલ્લેખ કર્યો છે. આ કૃતિની અનેક હાથપોથીઓ મળે છે.

જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૫૮૫)માં **નેમિનાથના ચંદ્રાઉલા** એ નામની સેવકે રચેલી કૃતિમાંથી પ્રારંભની ૭ પંક્તિ અને અંતની ચાર પંક્તિ અપાઇ છે. એ જોતાં આ કૃતિમાં એકંદર ૧૦૬ પંક્તિ હશે એમ લાગે છે. વિશેષમાં આ પૃષ્ઠમાં ૪૬ ગાથામાં સેવકે રચેલા **આર્દ્રકુમારવિવાહલઉની** નોંધ છે ખરી, પણ એમાંથી કોઇ પંક્તિ અહીં અપાઇ નથી.

"સંદેશ"ના વિ. સં. ૨૦૦૫ના "દીપોત્સવી અંક"માં આ૦ કેશવરામ કા૦ શાસ્ત્રીનો "આદિ–ભક્તિયુગમાં રાસયુગ" નામનો લેખ છપાયો છે. એમાં એમણે રાસ, ફાગુ અને પ્રકીર્ણ કવિતા એવા વિભાગ પાડી સેવકની કૃતિઓ તરીકે નીચે મુજબ નિર્દેશ કર્યો છે:–

**આદિનાથદેવનાથચાઉલ** (સં. ૧૫૯૦).

**ઋષભદેવવિવાહલુધવલ** (સં. ૧૫૯૦) ઢાલોમાં રચના.

---

૧ 'વિવાહલુ' તરીકે ઓળખાતી કેટલીક કૃતિઓ વિષે મેં "વિવાહલુ સાહિત્યનું રેખાદર્શન" નામના મારા લેખમાં વિચાર કર્યો છે. આ લેખ "જૈન સત્ય પ્રકાશ" (વ. ૧૦, અં. ૧૦–૧૧)માં છપાયો છે.

સીમંધરસ્વામીશોભાતરંગ

આનંદકુમારવિવાહલુ

ઉપદેશગીત

અહીં જે આનંદકુમારવિવાહલુ એમ છપાયુ છે તે આર્દ્રકુમાર-વિવાહલુ જ હશે એમ લાગે છે જો તેમ ન જ હોય તો આ કૃતિની નોંધ જૈ ગૂ ક મા નથી એટલી એની વિશેષતા ગણાય. ઉપદેશગીતનો નિર્દેશ અન્યત્ર જોવામાં નથી તો એ શા આધારે કરાયો છે તે જાણવુ બાકી રહે છે[1]

સમય—

'ગુર્જરી' ગિરાનો ઉદ્ગમકાલ તે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિનો સમય છે વિ સં. ૧૨૪૧મા ભરત–બાહુબલિ–રાસ 'રાજ' ગચ્છના વજ્રસેનસૂરિના પટ્ટધર શાલિભદ્રસૂરિએ રચ્યો છે એ પૂર્વે કોઇને હાથે ગુર્જર ગિરામાં પદ્યાત્મક કે ગદ્યાત્મક કૃતિનુ નિર્માણ થયુ હોય તો તે જાણવા–જોવામા નથી, પરંતુ આ રાસ પછી ગુર્જરીય સાહિત્યનુ ઉદ્યાન આજ દિન સુધી ખૂબ ફાલતુ ફૂલતુ રહ્યુ છે આમ આ આશરે સાડીસાતસે વર્ષના ગાળાના લગભગ મધ્ય કાળમા સીમંધરસ્વામિ-શોભાતરંગ નામનુ ગેય કાવ્ય રચાયુ છે એમ એની ભાષા, પ્રણેતાનો સમ્પ્રદાય ઇત્યાદિ વિચારતા જણાય છે

મર્યાદા—

સીમંધરસ્વામી તેમજ એમના ગુણગાનરૂપ આ કૃતિ વિષે સમય અને સાધન અનુસાર મે વિચાર કર્યો છે સંપાદક તરફથી રજૂ થયેલા

---

૧ આ સંબંધમા મે અ કે શા. શાસ્ત્રીને પત્ર લખી પૂછાવ્યુ હતું પણ એમની તરફથી હજી સુધી તો કશો ઉત્તર મને મળ્યો નથી.

વિવિધ[1] પ્રશ્નો પૈકી કેટલાકના સંતોષકારક ઉત્તર આપવા માટે જે સાનુકૂળતા જોઈએ તે ન હોવાથી એ કાર્ય હાલ તુરત તો મારે મોકૂફ રાખવું પડે છે. મારે હાથે એ થાય તે પૂર્વે વિદ્વાન તરફથી એના સપ્રમાણ ઉત્તર અપાશે તો એથી આનંદ થશે.

ગોપીપુરા, સુરત
તા. ૧૩-૪-૫૧

હીરાલાલ ર. કાપડિયા

---

ઉત્તમ કહનિ માંગિઊ ભલૂં, પરં યાચન-ભંગ ।
નીચ માગ્યિ આશા ફલી, તુહું નહીં ચંગ ॥ (૨-૧૯-૩)

સરખાવો–

याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥

(મેઘદૂત-પૂર્વમેઘ, શ્લો. ૬, પા. ૪)

---



---

૧ આ પ્રશ્નો સહિત કેટલીક દુર્ગમ મનાતી કડીઓ નવમા પરિશિષ્ટમાં રજૂ થયેલી છે.

# શ્રી સીમંધર-શોભા-તરંગમાં વર્ણવાયેલી

## શ્રી કામગજેન્દ્રની કથાનો

# ટૂંક સાર

ગ્રંથકારે પંચ-પરમેષ્ઠી-ભગવંતોને નમસ્કાર કરી શ્રી સરસ્વતીનું ધ્યાન ધરી આદ્ય-વિહરમાણ-વિભુ **શ્રી સીમંધર-પરમાત્માના** દેવોએ ઉજવેલ કલ્યાણક-મહોત્સવ, માતાએ હુલામણામાં કરેલ પ્રભુના લોકોત્તર અદ્ભુત ગુણોનું ગાન આદિ વર્ણના સાથે ચ્યવનથી કેવળજ્ઞાન સુધીનું સાદ્યંત સુગમ વર્ણન કર્યા પછી **શ્રી સીમંધર-પરમાત્માના** સમાગમને પામી કૃતાર્થ બનેલ ભવ્યાત્માઓના નામોલ્લેખ પ્રસંગે પ્રસ્તુત ગ્રંથમાં વિસ્તારથી વર્ણવાયેલ **શ્રી કામગજેન્દ્રનું** અદ્ભુત ચરિત્ર વર્ણવવા ઉપક્રમ કરેલ છે

શ્રાવસ્તિનગરીમાં **શ્રી** મહાવીરપ્રભુના સમવસરણમાં એક માણસ **'આ સાચું કે તે સાચું'** નો મોઘમ પ્રશ્ન પૂછે છે, તેના જવાબમાં પ્રભુએ **'આ સાચું'** કહ્યું જેથી આદ્ય-ગણધર **શ્રી ગૌતમસ્વામીજીએ** જિજ્ઞાસાપૂર્વક પૂછવા આવેલ ભાગ્યશાળીનો પરિચય મેળવવા વિનંતી કરી-એટલે પ્રભુએ નીચે મુજબનું જણાવ્યું

"અરુણાભપુરના' રાજા રત્નગજેન્દ્રનો કામગજેન્દ્ર નામનો પુત્ર છે તેને **પ્રિયંગુમતી** સ્ત્રી છે, તે પતિ-ભક્તિ-પરાયણ સ્ત્રીએ **કામગજેન્દ્રને** વશ કરી પોતાથી કોઈ વાત ગુપ્ત ન રાખવાનું વચન લીધું, એક કોઈ ચિત્રકાર પાસે **ઉજ્જયિનીના** રાજાની પુત્રીનું ચિત્રપટ જોઈ મોહિત થઈ, પુત્રીના પિતાના તેડાવ્યાથી પિતાની આજ્ઞા લઈ **ઉજ્જયિની** પરણવા માટે જાય છે, વચમાં એક સ્થાને જંગલમાં પડાવ નાખ્યો છે, ત્યારે મધ્યરાત્રિના સમયે કોઈ બે **વિદ્યાધરીના** સ્પર્શથી કામગજેન્દ્ર જાગી જાય છે, અને **વિદ્યાધરીઓની** કાકલુદીભરી વિનવણીથી **વૈતાઢ્યપર્વત**

પર **બિંદુમતી** નામની વિદ્યાધર-પતિની પુત્રીને પરણવા જાય છે, ત્યાં **બિંદુમતીને** મરેલી જોઈ તેડવા આવેલી અને વિદ્યાધરીઓ વિષાદગ્રસ્ત બની ચિતામાં રાજપુત્રીના શબ સાથે ભસ્મીભૂત થઈ જાય છે, કામગજેન્દ્ર આ બનાવથી આઘો બને છે, પાસેની વાવડીમાં જઈ જલાઞ્જલિ દઈ જેવો બહાર નિકળે છે તેવો તે **કામગજેન્દ્ર** પોતાને પાંચશે ધનુષ્યની કાયાવાળા મહાકાય માનવીઓની વસ્તીવાળા **મહાવિદેહક્ષેત્રમાં** વિચરમાણ વિભુ **શ્રી સીમંધરપ્રભુના** સમવસરણમાં રહેલો જુએ છે.

તે સમયે ત્યાંના રાજાએ **શ્રીસીમંધરપ્રભુને** ત્યાંના મહાકાય માનવીઓની અપેક્ષાએ કીટમાત્ર જેવા દેખાતા તે અલ્પકાય માનવી (કામગજેન્દ્ર) બાબત જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું કે-આ કોણ છે! પ્રભુએ તેના જવાબમાં-આવેલ રાજપુત્રને **ભરતક્ષેત્રના** **અરૂણાભપુરના** રાજા **રત્નગજેન્દ્રના** પુત્ર **કામગજેન્દ્ર** તરીકે ઓળખાવી-પૂર્વભવના સંકેતિત દેવોએ ધર્મ-બોધિની પ્રાપ્તિ કરાવવા માટે તેની વાસનાને અનુરૂપ પરણાવવાની લાલચ આપીને (એ બ્હાને) અહીં લાવ્યાનું-જણાવ્યું. તે પ્રસંગે પ્રભુએ **સમ્યક્ત્વ** અને તેના **લક્ષણ-ભૂષણ-દૂષણોને** સવિસ્તર વર્ણવી **કામગજેન્દ્રના** અંતઃકરણમાં **બોધિ-બીજ** પ્રગટાવ્યું, ફલતઃ વિષયાંધતાને દૂર કરાવી કામગજેન્દ્ર નિર્મલ **સમ્યક્ત્વ-રત્નને** પામી વિવેકાન્વિત બની જાગૃત થયો.

ત્યાર બાદ ત્યાંના રાજાએ **શ્રી સીમંધરપ્રભુને** પુનઃ-અહીં લાવી **સમ્યક્ત્વ** પમાડવાના સંકેતને પાળવાવાળા દેવો સાથે **કામગજેન્દ્રનો** પૂર્વજન્મનો શો સંબંધ છે! આદિ-પૂછ્યું, એટલે પ્રભુએ દેવો સાથેનો **કામગજેન્દ્રનો** પૂર્વ-સંબંધ વર્ણવતાં કહ્યું કે-

'**પાટલિપુત્રના** **જયવર્મ** રાજાના **શબરશીલ** નામના પુત્રને **મોહદત્ત** નામનો પુત્ર હતો, તે એકદા ઉદ્યાનક્રીડામાં **સુવર્ણદેવા** નામની ધાઈની સાથે આવેલ ત્યાંના રાજદૂતની પુત્રી **વનદત્તાને** જોઈ તેના રૂપમાં

મુગ્ધ બની એકાંતની તપાસ કરે છે તેટલામાં ત્યાંના રાજાની સેવા માટે દેશાંતરથી આવેલ **તોસલકુમાર** નામનો રાજપુત્ર તેના પ્રેમમા પડી તેને સ્વાધીન કરવા વિનવણી કરે છે, છેવટે તરવારના જોરે ધમકી આપે છે, **મોહદત્ત** આ જોઈ-સાંભળી ક્રોધાન્વિત બની **તોસલકુમાર** સાથે ઝપાઝપીમાં ઉતરી તલવારના એક ઝાટકે પ્રતિસ્પર્ધીને ઠાર કર્યો બાદ **વનદત્તા** સાથે કામક્રીડાની તૈયારી કરતાં અચાનક **દિવ્ય-વાણી** સંભળાણી કે–

**"ધિક્કાર છે વાસનાને! પોતાના સગા બાપને મારી પોતાની માતા સમક્ષ સગી બ્હેનને ભોગવવા તૈયાર થયો છે."**

**મોહદત્ત** અચાનક દિવ્ય-વાણી સાંભળી સ્તબ્ધ થઈ ગયો. આમ તેમ તપાસ કરી, કોઈ ન દેખાવાથી પુનઃ વિષય-ક્રીડા માટે પ્રવૃત્ત થાય છે, પુનઃ વાણી સંભળાય છે, એટલે ક્રોધ-કુતુહળની લાગણીઓથી ઘેરાયેલો બોલનારની તપાસમા નિકળે છે, કોઈનો પત્તો લાગતો નથી પણ એક જગ્યાએ એક મુનિને જોઈ શંકાનુ નિરાકરણ જ્ઞાની મુનિ કરશે એમ ધારી વિનયભાવે નમી પોતાની વાતનો ખુલાસો પૂછતા **મુનિવર** કહે છે કે–

'**કોશલ** દેશની **કોશલા** નગરીના **કોશલ** રાજાને **તોસલ** નામનો પુત્ર હતો, તેજ નગરના **નંદન** નામના શેઠની રૂપવતી **સુવર્ણદેવા** નામની પ્રોષિતપતિકા (જેણીનો પતિ ઘણા કાલથી દેશાવર ગયો છે) પુત્રી સાથે તે રાજપુત્રને વ્યભિચાર પ્રસંગ થાય છે, ફલત ગર્ભવતી થાય છે, પાપ પ્રકટ થવાથી રાજપુત્રને દેહાંતદંડની સજા તેના પિતાએ કરેલી પણ મંત્રીની કુનેહથી બચી **પાટલિપુત્રના જયવર્મરાજાની** સેવામાં રહે છે, અને પેલી **સુવર્ણદેવા** કુટુંબિયોથી તિરસ્કૃત થયેલી ગતોરાત પલાયન કરી જંગલમાં પુત્ર-પુત્રી યુગલને જન્મ આપે છે, તે યુગલને કપડામાં પોટલીની જેમ બે છેડે બાંધી શરીર શુદ્ધિ માટે નદી પર જાય છે, પાછળથી તુરતના જન્મેલા તે બાલ-યુગલની ઉપર લાગેલ

લોહીની ગંધથી ખેંચાયેલ વાઘણે આવી આખી પોટલીને વચમાંથી પકડી પોતાના મુકામ ભણી ચાલી, રસ્તે દૈવયોગે પોટલીની એક બાજુની ગાંઠ ઢીલી પડવાથી છોકરી પડી ગઇ, વાઘણને તેની ખબર નહિં, તે પડી ગયેલી પુત્રી **પાટલિપુત્રના રાજદૂતે** કાર્ય પ્રસંગે ત્યાં થઇને જતાં જોઇ. વત્સલભાવથી લઇને પુત્રી તરીકે પાલી-પોષી મોટી કરવા માંડી અને **વનદત્તા** નામ પાડ્યું પેલી વાઘણ થોડીક આગળ ગઇ હશે કે **પાટલિપુત્રના** રાજાનો **શબરશીલ** પુત્ર શિકારાર્થે નિકળેલો, તેણે તાકીને મારેલા બાણથી વાઘણ તડફડી મરી ગઇ, પોતાની બહાદુરીનાં યશોગાનનો અભિલાષુક રાજપુત્ર વાઘણની પાસે જાય છે, તો ત્યાં વાઘણના મોઢામાં રહેલ પોટલીમાં મનોહર એક નવજાત શિશુને જોઇ કરૂણા-રસથી આપ્લાવિત બની ઘરે લઇ જઈ પુત્રની જેમ લાલન-પાલન કરે છે, તે પાલિત-પુત્ર વાઘણ પાસેથી મળી આવેલ હોઇ **વ્યાઘ્રદત્ત** નામ રાખ્યું, પણ તેની મોહઘેલી અનેક ચેષ્ટાઓથી લોકોએ **મોહદત્ત** નામ રાખ્યું.

આ બાજુ નવજાત શિશુ-યુગલને વસ્ત્રની પોટલીમાં બાંધી શરીર-શુદ્ધિ અર્થે ગયેલી **સુવર્ણદેવા** પાછી આવે છે, ત્યારે પોતાના સંતાનને નહિં જોવાથી ગાભરી બની વિલાપ કરે છે, છેવટે વાઘણના પગલાં જોઇ બન્ને નવ-જાત-સંતાનો વાઘણે મારી ખાધાનો નિર્ણય કરી સંતપ્ત-હૃદયવાળી ફરતી ફરતી **પાટલિપુત્રમાં** તેજ રાજદૂતને ત્યાં તેની પુત્રી **વનદત્તા**( ખરી રીતે પોતાની પુત્રી )ની ધાઇ તરીકે રહે છે.

એકદા વસંતક્રીડાએ **સુવર્ણદેવા** ધાઇ સાથે વનમાં વિચરતી રાજપુત્ર **શબરશીલ**ના પુત્ર ( ખરી રીતે વનદત્તાનો ભાઇ, સુવર્ણ-દેવાનો પુત્ર ) મોહદત્તના સુંદર રૂપ પર મોહિત થાય છે, પરસ્પર પ્રીતિસંબંધ થાય છે, અને એકાંતવાસની તપાસ કરતાં **પાટલિપુત્રના** રાજાની સેવા માટે આપેલ **તોસલકુમાર** નામનો રાજપુત્ર (જે કે **કોશલદેશના** રાજાનો પુત્રછે, અને ત્યાંના **નગરશેઠ**ની પુત્રી **સુવર્ણદેવા**

સાથે ~રભિચારના દોષથી પ્રાણ બચાવવા ભાગીને પાટલિપુત્રમા આવેલ છે) વનદત્તા( જો કે વાસ્તવિક રીતિએ પોતાની પુત્રી છે )ના રૂપ પર આસક્ત થઇ વિવાહિલાષ ી પ્રાર્થના-ઇચ્છા પૂર્ણ ન થયે મારી નાખવાની ધમકી બતાવી-કરે છે, તેથી મોહદત્ત પોતાની પ્રેમિકાને આમ આગ્રહથી ફસાવનાર તે તોસલકુમારને ( જો કે ખરી રીતે પોતાનો પિતા છે ) રોષાવેશમા તલવારથી ...ર કરે છે, બાદ અજ્ઞાણપણે પણ સગી માતાની સમક્ષ સગી બ્હેનને ભોગવવા તૈયાર થતા મોહદત્તને દિવ્ય વાણી ચમકાવે છે વ બાદ શુ થયુ તે તુ જાણે જ છે

'ઉપરના વૃત્તા ત ઉપરથી તુ સમજી શક્યો હોઇશ કે જેણીના રૂપ પર આસક્ત થયો તે તારી સગી બ્હેન, પોતાની પ્રેમિકાના પ્રતિસ્પર્ધી તરીકે માની જેનુ ખુન કર્યું તે તારો સગો બાપ, અને જે ધાઇ આ કામમા પ્રેરણા-સહકાર આપનારી છે તે તારી અને વનદત્તા બન્નેની સગી માતા, તથા તુ પોતે મોહદત્ત છે'

આ વાત સાંભળી મોહદત્તે દીક્ષાની પ્રાર્થના કરતાં ચારણ-મુનિ પોતાને દીક્ષા દેવાનો અનધિકાર જણાવી કૌશાંબી નગરીમા શ્રી ધર્મનંદન મુનિની પાસે દીક્ષા લેવાનુ સૂચવ્યુ બાદ તે મોહદત્ત દીક્ષા લઇ બીજા ચાર કલ્યાણમિત્ર મુનિઓ સાથે શુદ્ધ સયમ પાળી સૌધર્મ દેવલોકમા એક જ વિમાનમા દેવ તરીકે થયો એકદા શ્રી ધર્મનાથપ્રભુના સમવસરણમા આસન્નભવ્ય મૂષકરાજનો પ્રસગ સાભળી ધર્મની પ્રાપ્તિ આગામિ ભવમા સુલભ થાય માટે તે મોહદત્તાદિક પાચ દેવોએ પરસ્પર ધર્મપ્રાપ્તિ કરાવવાનો સકેત-વ્યવસ્થા કરી બાદ તે મોહદત્તનો જીવ દેવભવમાથી ચ્યવી રાજપુત્ર-દેવનો ભવ કરી આ કામગજેન્દ્રકુમાર થયેલ છે, પૂર્વભવની સ કેત વ્યવસ્થા પ્રમાણે કલ્યાણમિત્ર તે દેવો આને સમ્યક્ત્વ-ધર્મ પમાડવા વૈતાઢયના વિદ્યાધરેન્દ્રની પુત્રી પરણાવવાના બ્હાને અહીં મારી પાસે લાવેલ છે"

આ વૃત્તાંત સાંભળી **કામગજેન્દ્ર** જ્યાં વિનયાવનત મસ્તકે પ્રભુને નમીને ઉંચું જુએ છે કે તરત પોતાને ઉજ્જૈન ગજપુત્રી પરણવા જતા જંગલમાં કરેલ પડાવમાં જુએ છે, તેથી તે **કામગજેન્દ્ર** વિસ્મયાન્વિત થઇ 'આ હમણાં જ મેં મહાવિદેહક્ષેત્રમાં શ્રી સીમંધરપ્રભુનું સમવસરણ આદિ જોયુ, પૂર્વભવની બીના સાંભળી અને ઘડીકમાં પાછો હું અહીં ક્યાંથી'ના સંદેહને દૂર કરવા **હે ગૌતમ!** તે **કામગજેન્દ્ર** હમણાં પૂછવા આવેલ, અને મારા ખુલાસાથી તે પ્રસન્ન થઇ હવે તુરત જ આત્મકલ્યાણની ભાવનાથી દીક્ષા લેવા આવશે."

આટલું કહેતાં જ તે **કામગજેન્દ્રે** સપરિવાર આવી પ્રભુ પાસે દીક્ષા લીધી. પૂર્વભવ-સાંગતિક કલ્યાણમિત્ર તે ચારે મિત્રોનો પણ સમાગમ થઇ આવ્યો.

તે બાદ કામગજેન્દ્રાદિ પાંચે મુનિઓ પ્રભુ **મહાવીરસ્વામી** પાસે વિશુદ્ધ સંયમ-આરાધના કરી પ્રભુ **મહાવીરસ્વામીના** સૂચનથી આયુના અવશેષભાગે સંલેખના આરાધનાપૂર્વક અનશન કરી **કેવલજ્ઞાન** પામી તુરત કાલ કરી **નિર્વાણપદને** પામ્યાનું **રાસકારે** સૂચવ્યું છે.

આ રીતે પૂર્વભવમાં સગી માતાની સમક્ષ, સગી બ્હેનને ભોગવવાના ભયંકર પાપને આચરનાર અને પિતૃહત્યા કરનાર પણ **કામગજેન્દ્ર** વિહરમાણ વિભુ **શ્રી સીમંધરસ્વામી** અને ચરમતીર્થંકર **શ્રી મહાવીર-પરમાત્માના** અમૂલ્ય ઉપદેશ અને સમાગમ પામી આત્માની વિશુદ્ધિ કરનાર સંયમની નિર્મલતર આરાધના કરી પરમ-સુભગ મુક્તિ-પદ મેળવી કૃતાર્થ બન્યાનું સૂચવી **શ્રી સીમંધરપ્રભુના** ગુણ-ગાનપૂર્વક રાસની સમાપ્તિ કરી છે.



નિત્ય-વિનય-જીવન-મણિવિજયજી પુસ્તકાલય-ચાણસ્માની સોનેરી ચિત્રોવાળી પ્રતનું આદ્ય પાનું,
જેમાં પંચપરમેષ્ઠી-સરસ્વતી તથા પ્રાચીન લિપિમાં રાસનો આદ્યભાગ છે."





॥ श्रीशंखेश्वर पार्श्वनाथाय नमः ॥



# શ્રીસીમંધર-શોભા-તરંગ



॥ श्रीसीमंधरस्वामिने नमः ॥

ઢાલ ૧

રાગ ગુડી, તાલ અડતાલુ–ઋષભ અજિત સંભવ જિનો–એ દેશી.

શ્રી જિનેંદ્ર દિવાકરા, અરિહા ત્રિભોવન ચંદા રે ।
અટ્ઠ મહા–પાડિહેર જે, તેણિ જુત્તા સુખ–કંદા રે ॥

ત્રૂટક

સુખ–કંદા કનક–કેતકી–કાંતિ કદલી–કોમલા ।
માનુપો અવતાર માનું, પવિત્ર–કારણિ ભૂતલા ॥
અષ્ટ કર્મ–નિર્મુક્ત–સિદ્ધા, આઇરિયા જગિ સોહીઇ ।
અટ્ઠ ગણિ–સંપદા જુત્તા, આચાર–શ્રુત–તનુ મોહીઇ ॥ ૧ ॥

ઢાલ

વચન–વાચન–મતિ જાણીઇ, પ્રયોગ–સંગ્રહ સારી રે ।
સંગહ–પરિન્ના–અટ્ઠમી, ઉવજ્ઝાય ગુણધારી રે ॥

ત્રૂટક

ગુણધાર માના આઠ પાઠક, સાધુ આઠ-મદ-જયકરા ।
પરમેષ્ઠિ-પંચક એહ નમતાં, દુષ્ટ આપદ દુઃખ-હરા ॥
સરસ્વતી મુઝ આવિ વદનિ, શ્રીસીમંધર ળંધુરો ।
ગાઉં શ્રી શોભાતરંગો, અભિનવુ એ સિંધુરો ॥ ૨ ॥

ઢાલ ૨

રાગ કેદારૂ-આદિ ધર્મની કરવા એ-એ દેશી.

જંબૂદ્વીપ સોહામણું, પૂર્વવિદેહ રલિયામણું,
ભામણું કરીઇ જિહાં સીમંધરૂએ ।
સાગર સીતા એગસેલુ, નીલવાન્ ચુથુ મેલુએ,
ભેલું પુષ્કલાવતી વિજયવરૂએ ॥

ત્રૂટક

બાવીસ શત નિ બારસ જોયણ, આઝેરાં સુખધામ ।
વ્યાસપર્ણિ પુષ્કલાવતી દેવો, તેણિ પુષ્કલાવતી નામ ॥
વખારાગિરિ જિન-પ્રાસાદો, તેણિ પાસિતું સાર ।
વીસા સુ જિનબિંબ નમીનિ, સફલ કરૂં અવતાર ॥

ઢાલ

શ્રી પુંડરિકિણી વરનયરી, સતર શત સાઇ નયરી,
છિહયરી અઠાવીશ વલી જાણીઇએ ।
ગાઉં પ્રમાણ એ સળ જાણી, છત્રદંડ રહિઓ તાણી,
અહી પાણી દાર-કર્મ જિહાં આણીઇએ ॥

ત્રૂટક

માનું વિધાતા સુર-પુરી તોલી, તેણિ ગઇ ઉંચી લઘુર
બારિ કરી ભૂ-પીઠિ લાગી-એ નગરી ગુણ-ગુરૂથી ॥

દિન શોભાલું નિશિ ઉજ્જુઆલું, અચરિજ એ અસમાન ।
ચૈત્ય-ધજા લહકતી માનું, લૂંછ કરિ એક તાન ॥ ૨ ॥

ઢાલ ૩

રાગ ગમગિરી-નયનો ગય સંવેગીઓ-એ દેશી

તે રાજધ્યાની પુંડરિગિણી, જિહાં સીમંધર પાર (સાર) રે ।
સુગલી સબ જન હીંડીઈ, વનિ દીપી સુખકાર રે ॥ ૧ ॥
જલ સિંચ્યા વિણુસાર રે, ચંદ્રકલા જિમ ભાર રે ।
ઈંદ્ર-ધનુષિ કરી તાર રે, સબ જગ નેત્ર આધાર રે-તે રાજધ્યાની ॥

તિહાં શ્રેયાંસ નર-નાયકો, દાનિ કરી માનું અંગ રે ।
આઈ-અક્ષર-માઝિલુ, નવિ કરિઉ નજાનું સંગ રે-તે રાજ૦ ॥૨॥

અથવા પઠિત-વીસારિઉ, કર ઉપરિ કર કીદ્ધ રે ।
તે દિન લેખિ અવતરિઉ, જાણિ વંછિત્ત સીદ્ધ રે-તે રાજ૦ ॥૩॥

આશા ભંગ જેણિ કરિઉ, તેણિ કીધું ભૂ-ભાર રે ।
પણ ભારે નવિ એણિ કરી, ગિરિ તરૂઅર જલધાર રે-તે રાજ૦ ॥૪॥

વદનાદિકે મોટિ તજે કે, તે સબ નર નિકલંક રે ।
દ્વિજ-પતિ નિ એક હરિણલુ, પણ નૃપ નિં નહીં અંક રે-તે રાજ૦ ॥૫॥

*દેતા વાધિ બહુ ધન, જિમ કૂપ નિ આરામ રે ।
તપા પ્રમુખા જાણીઈ, પામિ અતિ સુખ-ધામ રે-તે રાજ૦ ॥૬॥

દાન-દૂષણ પંચ જાણિંઈ, અનાદર-નિ-વિલંબ રે ।
વિમુખપણું-વિપ્રિયગિરા-વલી અનુતાપી બિંબ રે-તે રાજ૦ ॥૭॥

---

*સરખાવો—
ધેનૂ કૂપ આગમેં સ્વભાવે, દેતાં દેતાં સંપત્તિ પાવે ।
તિમ મુજનેં જો તુમ ગુણ દેશો, તો જગમાં જશ અધિકો લ્હેશો ॥
સૂરજમંડણ પાસ-જિણંદા ॥
( ઉપા. યશોવિ. મ. કૃત શ્રી સૂરજમંડણ પાર્શ્વજિન સ્તવન )

દાન-ભૂષણ પંચ જાણયો, આનંદાશ્રુ-રોમંચ રે ।
બહુમાન-વાણી શુભા-વલી અનુમોદન-સંચ રે-તે રાજ૦ ॥૮॥

### ઢાલ ૪

રાગ ગુડી-એક દિન રાજસભા ઢિઉએ-એ દેશી

તસ ઘરણી હરણી-દશી, સાવ સલૂણી રે નારિ ।
સત્યકિ રાણી સોહીઇ, જસ સીમંધર સારો રે
શીલિ સોહામણી જાણી રે—
જસ કીરતિ ઘણી, નિજ-પતિ-રંજની ધારી રે-શીલિ૦ ॥૧॥
શુભ-લક્ષણિ સાલંકૃતા, ચરણિ રાતડી થાય ।
તે માનું જગ-સુંદરી, મસ્તકિ દીધા છિ પાયો રે-શીલિ૦ ॥૨॥
તસ અંગિ કહું કિમ ન હવિ, કલા ચઉસઠિ વાસ ।
જસ અંગિ ચઉ ચંદ્રમા, જસ કર અંગુઠ આસો રે-શીલિ૦ ॥૩॥
જસ લોચન ચંચલ થકાં, જે ન મલિ તે જાણિ ।
શ્રવણ-કૂપ ભીતિ કરી, પડતા કોણ રાખિ તાણિ રે
વીણા જીતી છે વાણિ રે—શીલિ૦ ॥ ૪ ॥
સા રામા મુખ કહું કદા, એક શોભાઇ રહિત ।
ચંદ્ર-કમલ નિજ મૂંકતાં, શોભા દિન નિશિ ભીતો રે-શીલિ૦॥૫॥

### ઢાલ ૫

રાગ-શ્રીરાગ-દેખુ સુપણાં રે

ઇક દિન રાણી પુણ્યિ ભરાણી, કુંથુ-અર કે અંતરાલિ ।
પુત્ર અનોપમ સા શુભ પ્રસવિ, દુખીઆના દુખ ગાલિ રે-ઈક૦ ॥૧॥
દિશિ-કુમરી ઈંદ્રાદિક પૂજ્યુ, શુભ મર્યાદા ધારી ।
તેણિ કરી શ્રી સીમંધર નામં, ઠવિયં દુર્ગતિ-હારી રે-ઈક૦ ॥૨॥

ચંચચ્ચારૂ-ચંદ્ર-ચંદ્રિકા, તાસ પરિ વૃધિ પાવિ ।
જિન-જનની નિજ-કરિ જિન લેઈ, સીમંધરકૂં હુલરાવીરે-ઇક૦ ॥૩॥

જણ પૂતા ! તું ઉદરિ આયુ, હું આણંદ બહુ પાઈ ।
એકસુ-છન્નૂં મૂલ જે સંખ્યા, તેણિ સુપનિ હું ગાઇ રે-ઇક૦ ॥૪॥

પ્રથમો ગજ ઐરાવણ આવી, મુઝનિ બહુ નમેવી ।
કહિ સોભાગિણી ધિન કૂખડલી, જિન ધરીઉ સુરસેવી રે-ઇક૦ ॥૫॥

મુઝ સામી ઈંદ્રો તુજ સુતનિ, રોમંચીઅ થુણેસી ।
તેણી કરી સામિની ! હું કિમ નાવું,
તુઝ સુત મુક્તિ વરેસી રે-ઇક૦ ॥૬॥

બીજુ ધોરી મુઝ આવી કહી, તુઝ સુત ધોરી ઈંદ્રો ।
ત્રીજિ સિંહી-સુત મિં દીઠુ, નવિ બીહિ મૃગ-ચંદ્રો રે-ઇક૦ ॥૭॥

ઢાલ ૬

ગગ કેદારૂ-નમું ય નિરંજન વિમલ સભાવિએ-એ દેશી

ચુથિ લખિમી આવી બોલી, મુઝ ચાપલ હવિ જાસિ રે ।
પંચમિ માલ કહિ તુઝ સુતથી, જગત્ સુગંધી થાસિ રે ॥૧॥

ચંદ્ર કહિ ચંદ્રવદની ! જો મુઝ ચંદ્ર સમો સુત હોસી રે ।
છટ્ઠિ, સત્તમિ સૂરય દેખૂં મુઝ નયનાંબુજ પોસી રે ॥૨॥

હે સીમંધર ! મુઝ વજ સંધઇ, અઠમિ કુલ ધજ જોસી રે ।
જ્ઞાન-જલિ ભરીઉ સુતકુંભો, નવમિ જન મલ ધોસી રે ॥૩॥

જન-તૃષ્ણા છેદિ તવ પુતો, તેણિ સર દસમું આવિ રે ।
પુણ્ય વિના નારી કુણ દેખિ, ધિન તે તુઝકું ગાવિ રે ॥૪॥

ઢાલ ૭

ઢાલ-અંદોલા, બીજૂં નામ અઢીઆ

ગાયું ઈંદ્ર નરેંદ્ર, આયુ સાગરચંદ્ર,
બોલિ મુઝ હસીએ, એકાદશ વસીએ ।

તુઝ સુત અતિહિ ગંભીર, તેણિ હું થયુ અધીર,
પદ નવિ લીજીઇએ, મુઝ હિત કીજીઇએ ॥ ૧ ॥

ભિસસિ ત્રિગડિ સાર, સીમંધર ગુણભાર,
રયણ-કુંભ-ધારિઆ એ, કરૂં અઉઆરીઆએ ।
હું છું દેવવિમાન, મુઝ દેજે એક માન,
ઈમ કહી આવીઉએ, બારમ ભાવીઉએ ॥ ૨ ॥

ગુણ-મણિ-રત્ન-ભંડાર, આપે જિનજનનિ સાર,
તુઝ સુત દીવડુએ, રત્નરાશિ વડુએ ।
હમકી રાખુ મામ, ૧નુહુરિ દીજિ ગામ,
તેરમ હું સહીએ, આવીઉ અગ વહીએ ॥ ૩ ॥

કર્મ-ઈંધણની રાશિ, દહિસિ ચિંતિ વિમાસિ,
આવ્યુ તુમ્હ ભણીએ, તુઝ પૂતો ગુણીએ ।
નિર્ધૂમ-વહ્નિ સરૂપ, સકલ તેજકુ ભૂપ,
ચઉદસ સુપનમિએ, તું મુઝનિ ગમિએ ॥ ૪ ॥

ઢાલ ૮

ફાગ

ચઉદ સુપંન આવી ઈમ શુણી, દિ આસીસ એકંતિ ।
વદનિ પઈઠા સુપનસૌં, તીને ભુવનકી કંતિ ॥ ૧ ॥

તું જનિમ સુણિ નંદના !, દિશિકુમરી આવંતિ ।
પ્રથમ આઠ મુઝ પ્રણમીય, બોલિ પ્રેમ ધરંતિ ॥ ૨ ॥

માત મ ધરયે ભય મનિ, હમ તુમ્હ પુતા કાજિ ।
પુણ્ય તાણી આવીઆ, આપે સુગતિનુ રાજિ ॥ ૩ ॥

---

૧ નહુરિ.

સૂતિ-કર્મ કરી આપસ્યું, ઈમ કહી પંકે હરંતિ ।
આઠ ગંધોદકિ વરસિએ, આવી પાઈ પડંતિ ॥ ૪ ॥
વલી આવી મુઝ પ્રણમીઅ, આઠ કહિ સુણી માત ।
દર્પણ જોઈને અમ્હેતણા, જિમ થાઇ અધ-પાત ॥ ૫ ॥
આઠ ભિંગારની ધારણી, આઠિ વીજણી ધારિ ।
તુઝ પુણ્યિ હું વીંજીય, આઠ હુઇ ચામરહારિ ॥ ૬ ॥
ચ્યારિ દીવી ધરી ગેમિ, ઑલિ મંગલ-માલ ।
ચ્યારિ રક્ષા કરી જન્મકુ, હરખ ધરિ સુર-બાલ ॥ ૭ ॥

---

તુમ્હ જનમો સુણી સુર-પતી, આઈ હમકે પાસિ ।
પચ-ઈન્દ્ર ભએ મારગિ, પોહતા મેરૂ આવાસિ ॥ ૮ ॥

ચઉસટ્ઠિ ઈન્દ્ર તિહાં મિલી, ઉછવ બહુપરિ કીદ્ધ ।
સબ સુર-નાયક વિનવી, કાજ હમારા મીદ્ધ ॥ ૯ ॥

યક્ષ-કર્દમ કરી લીંપએ, કુકમ અગર કપૂર ।
કસ્તુરી ચંદનિ કરી, મહાસુગંધનુ પૂર ॥ ૧૦ ॥

ઉચિ થાનકિ આવીઆ, ગ્રહ માનૂં જોવા રત્ત । રત્ન(?)
તુઝ દર્શનિ મુઝ દૂખ ટલિ, ફાલુગને (ફાલ્ગુને) જિમ પત્ત ॥ ૧૧ ॥

[1]ધિન પુષ્કલાવતી વિજ્યો, ધિન પુંડરિગિણી રાજિ ।
માનૂં સીતાઈ રહિયો, સીતા જાવા કાજિ ॥ ૧૨ ॥

---

૧ આ ગાથા શ્રી કૈશરબાઈ જૈન જ્ઞાન મંદિર પાટણની "શ્રી સીમધર શોભા તરંગ"ની પ્રતમાં નથી

ઈલાદેવી નિ સાર કિ, વૃતનૂં ફલ હવૂં રે ।
તુઝ પદ-પંકજ-પૂજન, પામિઉં [1]અભિનવૂં રે ॥ ८ ॥
ઈંદ્રાદિકની કોડિ કિ, ભિઠી એક મિલી રે ।
પૂતા! તુઝ રૂપ આગલિ, સબ જાઈ ગલી રે ॥ ૯ ॥
તુમ્હ શીતલતા તેજકે, વિધિઈ મનિ ધરી રે ।
ચંદ-સૂરકું કુંડલી, પરિવેષિ કરી રે ॥ ૧૦ ॥
[2]દૈવતણી બલિ જાઉકે, અનિમિષ-લોચના રે ।
જાસ નહીં અંતરાય કિ, ધિન ગત-શોચના રે ॥ ૧૧ ॥
અભ્યાસિ વાધંતિ કિ, પૂન્યની રોચના રે ।
નયન-કમલ-દલ તુમ્હકા, સબ દુઃખ-મોચના રે ॥ ૧૨ ॥
તિલક તીન ભુવનમિ, સુરલોકો સહી રે ।
સ્વર્ગ-ખંડ-લલામ, સુરરેખા રહી રે ॥ ૧૩ ॥
સબ સુરકુ મણિ નાયક, ઈંદ્રો જલહલિ રે ।
તે તુમ્હ દેખું લાલ નૂ. તુઝ ચરણાતલિ રે ॥ ૧૪ ॥
જબ નવિ દેખૂં મોહન, તુઝકૂં લાડિલા રે ।
તવ જે ભિન્ન ન થાઈ, ચિત-કજ કોડિલા રે ॥ ૧૫ ॥
ધાઈ આવિ પાસિ કિ, તેણિ મુખચંદલિ રે ।
પ્રત્યક્ષ દીસિ એહ કિ, પદ્મસરિ જલિ રે ॥ ૧૬ ॥
રમિઝમિ કરતુ પૂત કિ, આવી લાગિ ગલિ રે ।
ધિન્ય પૂતા ! જગિ માત કે, તુઝ સરિખુ મલિ રે ॥ ૧૭ ॥
ચંદ્ર-કલા જિમ દેખિ કિ, જલ-નિધિ ઉછલિ રે ।
તિમ આવંતુ દેખિ કિ, સુતકૂં મન વલિ રે ॥ ૧૮ ॥
સબ જાણિ સખી દેહ કિ, કોઈલિ સામલી રે ।
પણ શબદ સામલીઉ કેમ કિ, બોલું મતિકલી રે ॥ ૧૯ ॥

---

૧ અભનું રે. ૨ દેવ.

તિહાં બહુ તમકુ વ્યાપ કિ, માસિ માસિ ચંદલુ રે ।
તે મુઝ પૂતકે વદનિ, જહલુ ફંદલુ રે ॥ ૨૦ ॥

તુમ્હારે વિરહકે તાવિ[1] કે, હમ નયનાવલી રે ।
હેરવણી-દલ-કાંતિ કે[2], કમલાણી મલી રે ॥ ૨૧ ॥

તુમ્હ દર્શનકું ચહ, સુધા નવિ માંગીઈ રે ।
લીલા-લહરી-તરંગ, તુપારે સીંચીઈ રે ॥ ૨૨ ॥

લાલન મુખ-ચંદ દેખીનિ, સત્યકી સરસની રે ।
આણંદ-આસૂં સુતકું, માતા વરસતી રે ॥ ૨૩ ॥

ચંદ્રકાંતિ મણીઈ કરી, માતા-મુખ ઘડિઉં રે ।
માનૂં અન્યથા મુખથી, આંસુ કિમ[3] પડિઉં રે ॥ ૨૪ ॥

મહી કૃતાર્થ માનૂં કિ, જિહાં તૂં અવતરિઉ રે ।
દેવથી આવીઉ જુ[4]તૂં, સુર-લોકો તરિઉ રે ॥ ૨૫ ॥

નાગ-ભુવનિ જુ હેઠુ, ઉચૂ કિમ ન હવૂ રે ।
અલંકરિઉ તે[5] થાનક, પાવન તેહવું રે ॥ ૨૬ ॥

સુંદરતાકું સાગર, શ્રી સીમંધરો રે ।
જેણઈ બનાઉ તેજકે, સબ જગ સિંધુરો રે ॥ ૨૭ ॥

પરમાનંદકી માલકે, ગાતા પામીઈ રે ।
લલી લલી રંગ-તરંગ કિ, મસ્તક નામીઈ રે૮ ॥ ૨૮ ॥

ઢાલ ૧૦

રાગ-મારૂણી, ત્યાગુદો મંત્રિ-એ દેશી.

જિનકુ રૂપ દેખિ સખી જંપિ, સુણિ માતા સસનેહો રે ।
સબ સુર-નરકું નાયક-રત્ન, ત્રિભોવનિ વાલી રેહો રે ॥ ૧ ॥

૧ ૦૫, ૨ કિ, ૩ કિ, ૪ જુત્તં, ૫ તે.

તે નયણાં રે જંગિ ધિન ધિંન, શોભા વરણી ન જાઇ રે ।
રોગ-શોગ-સંતાપ-આપદા, જિન-નામિ અલગા થાઇ રે-તે૦ ॥૨॥

લોક કહિ છિ જેહ વિધાતા, તેણિ તુમ્હ અંખિઆં વંચી રે ।
તુમ્હ મુખ-શોભા જુ નવિ દીઠી, ત્રિભોવન-કાંતિ પ્રપંચી રે-તે૦ ॥૩॥

હવિ નિજ-સુત-મુખ જોઈ જોઇનિ, સફલ કરું નિજ-નયણાં રે ।
ઇમ કરતાં જુ ચિતમાંહિ આવિ, તુ આપિ નિજ-વયણાં રે-તે૦ ॥૪॥

એક ચંદલુ તુમ્હ દો નયણાં, કબહી સંચિ ન આવિ રે ।
નયનાનંદ કરો એ ફળજુ, ચંદ તેણિ તુઝ ભાવિ રે-તે૦ ॥ ૫ ॥

માતજી ! મન્મથ-સરિખું જિન, કિમ એ [1]શીતલ-જલ-લહરી રે ।
મન્મથ તુ જિહાં રહિ તેહ ટાલિ, નિજ-ઘરિ ન જાઈ કિહરી રે-તે૦ ॥૬॥

નાભિ રૂડું મનમિ કૂડું, રતિ-પતિ નામ કહાવિ રે ।
અથવા શંકર દાહ કરિઉ જબ, તબથી જનકૂં તાવિ રે-તે૦ ॥૭॥

તુઝ પૂતાકૂં જે જન સમરિ, રોગ ક્ષયાદિક જાવિ રે ।
એ દુષ્ટકુ અધ્યયન દેખુ, રોગ-ક્ષયાદિક થાવિ રે-તે૦ ॥ ૮ ॥

જુ ધરત હથીઆર લોહકે, તુ સબ પ્રલય પાડે રે ।
અંગ-સહિત શ્રવણિ જુ આણત, ક્ષણમિ માંમ ગમાડિ રે-તે૦ ॥૯॥

તુઝ સુતકું આવત દેખીનિ, કોણ જીવ હરખ ન પાવિ રે ।
કોણ નિર્દ્ધન લછિમી દેખીનિ, નિજ કમાડ દેવરાવિ રે-તે૦॥૧૦॥

એ અંગ-શોભા સહસ-લોચન વિણ, બીજું કોણ અવગાહિ રે ।
વચન-કાંતિ એ નાગ-પતિ વિણ, કોણ બોલવાનિ ચાહિ રે-તે૦ ॥૧૧॥

ચંદ-સમો એ જિન કિમ કહીઈ, તુમ્હ પુતુ નિકલંકી રે ।
દ્વિજ-રાજો પણિ વારૂણી-સેવી, વિરહી-વધૂ-પાતક-અંકી રે-તે૦ ॥૧૨॥

ઇંદ્ર-મુગટ-મણિ-મયૂખ-મંજરી, શોભા અતિ ઝલકંતી રે ।
ગંગાકે દો પ્રવાહ હુતઉ, મોતિન માલ કહંતી રે-તે૦ ॥૧૩॥
રેનાનિ ચિત્રં કેશ-કલાપી, તુઝ સુત વદનિ છાજિ રે ।
તે માનૂં વાદલમિ ચંદો, અથવા ચિન્હ વિરાજિ રે-તે૦ ॥૧૪॥

ઢાલ ૧૧

રાગ-સારંગ*-ઇડરિ આંબા-એ દેશી

જિન-શોભા કોણ વર્ણવિ રે, અનોપમ રૂપ-નિધાન ।
બાલપણિ જુ સુંદર રે, યૌવનિ કોણ ઉપમાન ॥ ૧ ॥

સીમંધર સકલ ત્રિલોકી સાર, એ તુ દુઃખિયાં ઠારણહાર ।
એ જિન-વચનામૃત સાર, તે તુ શ્રી સંઘનિ સુખ-કાર-સીમં૦ ॥૨॥
જિન-મુખિ જીત્યા પંકજો રે, સરોવરિ-માઝિ[1] પઇઠ ।
કોપિ તપ્યા માનૂં તપ કરિ રે, જલ-ગઢ-માઝિ દીઠ-સીમં૦ ॥ ૩ ॥
પૂત-પ્રતાપિ જીત્યુ રવિ રે, જિન-યશ-મિત્રં ચંદ ।
માનૂં કાંતિ [2]ઓછી કરી રે, કજ-વિરી સુખ-કંદ-સીમં૦ ॥૪॥
મધુપાનિ જે સુખ-કરિ રે, ગજઘનિ કરી જેહ ।
તે જાણું શ્રી જિનજીઇ રે, ગતિ જીત્યુ કરી તેહ-સીમં૦ ॥ ૫ ॥
જિન-મુખ-દ્વેષી પંકજો રે, સેવક ભૃંગ જાણિ ।
ઇમ જે પરદ્વિષિ દમિ રે, તેહનિ બહુલી હાણિ-સીમં૦ ॥૬॥
પવનિ કમલ જે નાચીઇ રે, તે માનૂં સખિ રેહ ।
જલ તુપિ જિન-મુખ-ઉપમા રે, પામી નાચિ એહ-સીમં૦ ॥૭॥
[illegible] કલાપી નાચીઇ રે, તે જાણું સુણિ માત ।
તુઝ સુત કેશ-ઉપમ લહી રે, પરમાનંદ ન માત-સીમં૦ ॥૮॥

---

* સારંગ-મલ્હાર. ૧ °ઝ, ૨ ઉ°,

નિજ-ધનુ મદનિ આપીઉં રે, જિનકી ભ્રૂ-રચનાઈ ।
નવિ જાણિઉં મુઝ જીતસિ રે, અતિ-ગાઢહૂ છેતરાઈ-સીમં૦ ॥૯॥

ચંદ્ર-સૂર નિ સાગરૂ રે, મેરુ-ચિંતામણિ સાર ।
કામ-ગવી કામ-કુંભલુ રે, કામ-તરુ ગુણભાર-સીમં૦ ॥

કમલ-મતંગજ-સીંહલુ રે, ઘોરી ઉપમ વંક ।
ઈત્યાદિક સકલંકીઆ રે, એ જિનજી નિકલંક-સીમં૦ ॥૧૧॥

ઈત્યાદિક પ્રેમિ[1] કરી રે, માત સખી જિન ગાઈ ।
મનકી કરગર સબ ટલી રે, તેજ પ્રતાપ સવાઈ-સીમં૦ ॥૧૨॥

ઢાલ ૧૨

રાગ-આસાઉરી-નંદનકૂં ત્રિસલા-એ દેશી

ગુણ સાથિ સીમંધર વાધિ, શ્રેયાંસ રાજા રંગ રે ।
યૌવન-વય મલપંતુ દેખી, માતા બોલિ ચંગ રે ॥૧॥
સકલ-કલા જિન-અંગિ રમતી, ભમતી આવી હેજિ રે ।
એહવું ઉત્તમ પુરુષ ન દીઠું, જિહાં રહીઈ સુખ-સેજિ રે-સકલ૦ ॥૨॥
ગુણ દેખીનિ સબ કો રાચિ, માચિ પ્રેમિ અપાર રે ।
દેહનું વ્યાધિ અહિનિ ભણીઈ, વનનૂં ઉષધ સાર રે-સકલ૦ ॥૩॥
માતજી બોલી જેહની લખિમી, ધનપરિ ભોગ ન આવિ રે ।
જલ-નિધિની પરિ વિરસ તુઝ રૂપ, લોગા કિમ ન ગાવિ રે-સકલ૦ ॥૪॥
સઘલિ દર્શનિ મત બહુ દીસિ, માત-મતં નવિ દીસિ રે ।
તે પીડાતાં કિમ દેખીજિ, હા કહિ મન હીંસિ રે-સકલ૦ ॥૫॥
તૂં પરણિય અમ્હનિ સુખ સાતા, ઈમ કહી આગ્રહ કીદ્ધ રે ।
માત-મનોરથ ભંગ ન કરિઉં, સબકૂં વંછિત-સીદ્ધ રે-સકલ૦ ॥૬॥

ભોગ-કર્મ જાણીનિ પરણી, રુક્મિણી રૂપિ અભંગ રે ।
નિજ-દેહ-કાંતિ-જીત-ઈદ્રાણી, જિનજી મનિ મત-રંગ રે-સકલ૦॥૬॥
જાણીનિ લોકંતિક આવી, બોલિ અમૃત-વાણી રે ।
'બુઝિ બુઝિ અરિહા જગ-પાવન,
ગ્રભ જગનિ હિતજાણી રે'-સ૦॥૭॥
મુનિસુવ્રત-નમિ-કે અંતરાલિ, ઈદ્રાદિક ઉચ્છવ કરીઉ રે ।
ત્યાંમી લાખ પૂર્વ થયિ જિન, તુરીય-જ્ઞાન વરીઉ રે-સકલ૦॥૮॥
શુભ-ધ્યાનિ વિભુ કેવલ પાયા, કીધુ જગ-ઉદ્યોત રે ।
કીર્તિ-દૂતી ગઈ સુર-લોકિ, ઈદ્રાદિ-સુખ જોત રે-સકલ૦ ॥ ૯ ॥

## ઢાલ ૧૩

ગગ-ગામેરી-મિથિના-નયરી-એ દેશી

તેણિ કાલિ અનિ તેણિ સમિ, સ્વર્ગિં ઈંદ્ર ઈશાનજી[1] ।
નિજ ઇંદ્રાસન ડોલ્યું જાણી, બોલિઉ હરિ વીર-માનીજી-
સુરપતિ ઈકચિત્તિ ધ્યાઈ સીમંધરકૂંજી ॥ ૧ ॥
ચાતક ચાહિ જિમ મેઘ-માલા, વલી ગજ વંધ્યાચલકુ જી-સુરપતિ૦॥
દેવની કોડાકોડિ મલિ જુ, સિંહાસન નવિ હાલિજી ।
મેરુ-ગિરિ-સમ તુ કિમ હાલ્યું, જિન દેખી મનિ માહાલિજી-સુર૦॥૨॥
પ્રભુ દેખત જે પ્રેમ ઉપનુ, ત્યાની વિણુ કોણુ[2] ભાસિજી ।
ધિન્ય ધિન્ય પુષ્કલાવતી-વિજયો, અરિહા વાણી પ્રકાસિજી-સુર૦॥૩॥
સાત આઠ પગ ઉસરી, એગ-સાડી ઉત્તરાસંગીજી ।
નેમોથણુ(અથુણ) કરિ રોમાંચિત, સીમંધરકુ રંગીજી-સુર૦ ॥૪॥
ઘંટ-નિનાદિ સુણ સુર મેલી, ઉછવ-કારણિ [3]ચલીઉજી ।
દેવતાણી કોડિ પરવરિઉ, વિભુ-ચરણિ જઈ મલીઉજી-સુર૦ ॥૫॥

૧ ન્નીજી.   કો ભાસિજી. ૩ ચા.

ઈમ ત્રિસઢિ દુરયુવના આવ્યા, નામો-નામિ ગણીઈજી ।
સુધર્મ્મ નિ સનતકુમારો, માહિંદ્રો બ્રહ્મ શુણીઈજી-સુર૦ ॥૬॥

લાંતક શુક્ર અનિ સહસારો, પ્રાણત અચ્યુત સુરસામીજી ।
દેવલોકના [1]દસ એ મઘવા, પુન્યતણા છિ કામીજી-સુર૦ ॥૭॥

ભવન-પતિના વીસજ કહીઈ, ચમર બલિ ધરણિંદાજી ।
ભૂતાનંદ નિ વેણુદેવો, વેણુદાલી સુર-ચંદાજી-સુર૦ ॥ ૮ ॥

હરિકંત હરિસહ અનિ અગ્નિસીહો, અગ્નિમાણવ પુન્ન [2]જાણુજી
વસિટ્ઠ જલકંત જલપ્રભ જાણું, અમિતગતિ મિતવાહણુ[3]જી-સુ૦ ૯

વેલંબ અનિ પ્રભંજન ઘોષો, મહાઘોષ નિ વસિ નીચાજી ।
જુ એ જિનનિ વંદનિ આવ્યા, તુ કિમ ન થયાં ઉંચાજી-સુર૦ ॥ ૧૦ ॥

ઢાલ

રાગ-ધન્યાસી, સયુ જગરૂ રે-એ દેશી

હવિ બત્રીસ રે, વ્યંતર-ઈંદ્રા આવીઆ ।
કાલ મહાકાલ રે, સુરુવ પડિરૂવ જાણીઆ ॥
પુન્નભદ્દો રે, માણિભદ્દ ભીમ સુરપતી ।
મહાભીમો રે, કિંનર કિંપુરસો મતી ॥

સપુરિસ મહાપુરિસ અતીકાયો, મહાકાય ગીયરતિ લહિઆ ।
ગીતજસા-હવિ સોલ બીજા, સંનિહિત સામાણિ કહિઆ ॥

ધાતા વિધાતા ઋષિ ઋષિપાલ, ઈશ્વર મહેશ્વર સહી ।
સુવચ્છ વિશાલ હાસ હાસરઈ, તુરાસાઢ આવ્યા વહી ॥

૧ ના એ દશ મ૦, ૨ જાણુજી, ૩ °હણુજી, ૪ દેશાખ.

શ્વેતમહાશ્વેત રે, ¹પચક પચકપતિ દીપતા ।
હવિ યોતિષી રે, આવ્યા પર-મદ જીપતા ॥
પૃતનાષાઢ રે, અસંખ્યાતા આવએ ।
જાતિ માટિ રે, ચંદ સૂર દોઇ ભાવએ ।

ત્રૂટક

ભાવતા આણંદ ઇમ ચઉસટ્ઠિ, કોશિકા જિનકૂં નમિ ।
ત્રણિ ગઢ અશોક-પમુહા, રચીનિ પાતગ ગમિ ॥
શ્રીસીમંધર ચુમુખિ કરી, ત્રિ-જગનિ જે ધર્મ કહિ ।
તે માનૂં ચ્યારિ ગતિ, કષાયા, લોકથી અલગા રહિ ॥ ૨ ॥
હવિ જાણુ રે, સમોસરણિ પિહલિ સહી ।
પ્રભુ ભાખત રે, રાજા તિહાં આવિ વહી ॥
સાલિ-કલમના રે, આઢુ એક અનોપમા ।
દુબલિઆ રે, ખડિયા બલી છડીઆ સમા ॥

ત્રૂટક

સમાં વાજિત્ર વાજતિ, ઘન-ઘોર નીસાણિ ગડિયા ।
પૂર્વ-પોલિ ભૂપાલ પિસિ, પરમ-શોભાઇ જડિયા ॥

---

૧ બૃહત્સંગ્રહણી આદિ ગ્રંથના આધારે આ નામને બદલે પતંગ પતંગપતિ નામ યોગ્ય લાગે છે.

"हासे हासरई विय, सेअे य भवे तहा महासेअे ।
पयंगे पयंगवई विय, सोलस इंदाण नामाइं ॥

ઈમે ત્રિસટ્ઠિ દુચ્યવના આવ્યા, નામો-નામિં ગણીઈજી । ૧
સુધર્મો નિ સનતકુમારો, માહિંદ્રો બ્રહ્મ શુણીઈજી-સુર૦ ।

લાંતક શુક્ર અનિ સહુસારો, પ્રાણત અચ્યુત સુરસામીજી ।
દેવલોકના [1]દસ એ મઘવા, પુન્યતણા છિ કામીજી-સુર૦ ॥

ભવન-પતિના વીસજ કહીઈ, ચમર બલિ ધરણિંદાજી ।
ભૂતાનંદ નિ વેણુદેવો, વેણુદાલી સુર-ચંદાજી-સુર૦ ॥ ૮ ॥

હરિકંત હરિસહુ અનિ અગ્નિસીહો, અગ્નિમાણવ પુન્ન [2]જાણુ
વસિટ્ઠ જલકંત જલપ્રભ જાણું, અમિતગતિ મિતવાહણ[3]જી-સુ

વેલંબ અનિ પ્રભંજન ઘોષો, મહાઘોષ નિ વલિ નીચાજી ।
જુ એ જિનનિ વંદનિ આવ્યા, તુ કિમ ન થયાં ઉચ્ચાજી-સુર૦ ॥ ૧

ઢાલ ૩૪

રાગ-ધન્યાસી, સખૂ જગુરૂ રે-એ દેશી

હવિ બત્રીસ રે, વ્યંતર-ઈંદ્રા આવીઆ ।

કાલ મહાકાલ રે, સરૂપ પડિરૂપ જાણીઆ ॥
પુન્નભદ્દો રે, માણિભદ્દ ભીમ સુરપતી ।

મહાભીમો રે, કિંનર કિંપુરસો મતી ॥

સપુરિસ મહાપુરિસ અતીકાયો, મહાકાય ગીયરતિ
ગીતજસા હવિ સોલ બીજા, સંનિહિત સામાણિ

ધાતા વિધાતા ઋષિ ઋષિપાલ, ઈશ્વર મહેશ્વર
સુવચ્છ વિશાલ હાસ હાસરઈ, તુરસાઢ આવ્યા વ

પ્રથમોસરણિ દેવ, નિશ્ચિ સમકિત, તિહાં જિનિ લાભ કહિઉ સહીએ ।
પ્રદક્ષણ[1] જિન-ચૈત્ય, તરૂઅરનિ દેઈ, પછિ ધર્મ-કથા કહીએ ॥૫॥
જ઼ત્થ અપુવી પૂજા, અહિટ્ઠ-પુવ્વં, જે તે શ્રમણા[2] નાવિ યદાએ ।
બારસ જોયણમાહિ, પ્રાછિત પામએ, શ્રીગુરુજી કહનલિ (!) તદાએ ॥૬॥
મંડલિક જે ભૂપ, તસ ભૂ-મંડલિ, રૂપ અનોપમ સહુ ભણિએ ।
તેથી અનંતૂં રૂપ, બલ-હરિ-ચક્રીનૂં, વ્યંતરનૂં પંડિત મુણિએ ॥૭॥
જીવ અનુત્તર-દેવ, આહારક-ગણધર, અનંત-ગુણિ(ણી) સીમંધરુએ ।
તીન ભુવનની કંતિ, જે ભામંડલ, સંઘ સકલનિ સુખ-કરુએ ॥૮॥

ઢાલ ૧૬

ગગ-ધન્યાસી, સગ જગ ભૂષણ-એ દેશિ

ધિન ધિન તે વર વિદેહમાનવ, જે તુમ્હનિ નિત વંદિજી ।
જે પ્રભુજી એક સાબ્ધિ[3] ધ્યાઈ, નિશ્ચિ ન પડિ ફંદિજી ॥
શ્રી સીમંધર ! તુમ્હ વાણીથી, ભરતખેત્ર નરનારીજી ।
સુખ-સમાધિ પામ્યા પામિ છિ, પામશિ દુઃખ નિવારીજી ॥ ૧ ॥
હલધર-બાંધવ દેવકી-નંદન, પૂજ્ય થકી સુખ પાયુજી ।
રૂક્મણી રાણી સપરવારિ, સુખ પામ્યિ તૂં ગાયુજી ॥
કાલિકસૂરિ આર્યરક્ષિત, ધિન જસ તુમ્હ પ્રસાદોજી ।
નિગોદતણી[4] વિસ્તાર અપૂરવ, કુણ ન કરિ જેહસ્યું વાદોજી ॥૨॥
ઈત્યાદિક પ્રાણી બહુ તુમ્હથી, પામ્યા શાતા સારજી ।
અપ્રસિદ્ધ માટિ વલી બોલું, કામગજેંદ્રો તારજી ॥

---

૧ °ક્ષિણ, ૨ શ્રમણો, ૩ ભાવિ, ૪ °તણા,

જિન-ચરણ-મૂલિ આવી નરપતિ, ઉછાલિ બલિ સુંદરી ।
તસ અર્દ્ધ દેવા ગ્રહિ પ્રીતિ, અર્દ્ધ ભૂપતિ કરિ ધરી ॥ ૩ ॥
શેષ થાકની રે, બલિ લીઈ પ્રાકૃત-જના ।
જસ માથિ રે, સીથ પડિ તે શુભ-મના ॥
તસ જાઈ રે, રોગા નવિ આવિ વલી ।
પટ્માસી રે, મર્યાદા આવશ્યકિ મલી ॥

ત્રૂટક

જાસ દેસન દુઃખ નુ હવિ, ક્રિદ-દાસી મનિ ધરૂ ।
અનંત-ગુણ-મણિ શ્રી સીમંધર, સંઘનિ જય-જય-કરૂ ॥
પાથ-ચંદન-પદ્મ-પમુહા, એહ શીતલ છીરીઆં
ચંદ્ર દર્શન માટિ નયણાં, [1]આજ ઉપોપિત પારીઆં ॥ ૪ ॥

ઢાલ ૧૫

રાગ-ગુડી, બિંભસારનું પુત્ર-એ દેશી.

હવા અછિ અનિ હોસિ, જે તીર્થંકરા, તાસ વધામણી સંભલુ એ ।
પર-નગરી જણ આંવ્યા, પ્રભુજી સંભલી ચક્રી વરસિ દીઇ ભલુ એ ॥૧॥
બાર લાખ સુવર્ણ, સાઢા સ્વનગરિ, કોડિ નવરં જાણીઈ એ ।
કેસવ દિ ખજુર, (!) નવરં મંડલિઆ, સહસ બિત્તીસ માણીઈ એ ॥૨॥
લાખ ટકાની પ્રીતિ, એહ જિનાગમિ, કાલ અનંતિ નવિ ફરિ એ ।
સેઠ પ્રમુખ હુઈ જેહ, વિભવાનુસારિ, વધામણી આપી તરિએ ॥ ૩ ॥
ઈમ તે ધિન નર-નારી, જિનજી કારણિ, જેઅ વલી ધર્મિ ધણીએ ।
લખિમી ખરચિ સાર સંગ દુખે ખરચએ, થાંઈ ત્રિ[2]ભુવનકુ ધણીએ ॥૪॥

---

૧ અજ. ૨ ભોવન.

પ્રથમોમરણિ દેવ, નિશ્ચિ સમકિત, તિહાં જિનિ લાભ કહિઉ સહીએ ।
પ્રદક્ષણ[1] જિન-ચૈત્ય, તરૂઅરનિ દેઈ, પછિ ધર્મ-કથા કહીએ ॥૫॥
જૂત્થ અપુવી પૂજા, અહિટ્ઠ-પુવ્વ, જે તે શ્રમણા[2] નાવિ યદાએ ।
બારસ જોયણમાહિ, પ્રાછિત પામએ, શ્રીગુરુજી કહનલિ (!) તદાએ ॥૬॥
મંડલિક જે ભૂપ, તસ ભૂ-મંડલિ, રૂપ અનોપમ સહુ ભણિએ ।
તેથી અનંતૂં રૂપ, બલ-હરિ-ચક્રીનૂં, વ્યતરનૂં પંડિત મુણિએ ॥૭॥
જીવ અનુત્તર-દેવ, આહારક-ગણધર, અનંત-ગુણિ(ણી) સીમંધરએ ।
તીન ભુવનની કંતિ, જે ભામંડલ, સંઘ સકલનિ સુખ-કરુએ ॥૮॥

ઢાલ ૧૬

રાગ-ધન્યાશ્રી, સમ જગ ભૂષણ-એ દેશી

ધિન ધિન તે વર વિદેહમાનવ, જે તુમ્હનિ નિત વંદિજી ।
જે પ્રભુજી એક ભાવિય[3] ધ્યાઈ, નિશ્ચિ ન પડિ ફંદિજી ॥
શ્રી સીમંધર ! તુમ્હ વાણીથી, ભરતખેત્ર નરનારીજી ।
સુખ-સમાધિ પામ્યા પામિ છિ, પામશિ દુઃખ નિવારીજી ॥ ૧ ॥
હલધર-બાંધવ દેવકી-નંદન, પૂજ્ય થકી સુખ પાયુજી ।
રૂક્મણી રાણી સપરવારિ, સુખ પામ્યિ તૂં ગાયુજી ॥
કાલિકસૂરિ આર્યરક્ષિત, ધિન જસ તુમ્હ પ્રસાદોજી ।
નિગોદતણી[4] વિસ્તાર અપૂરવ, કુણ ન કરિ જેહસ્યું વાદોજી ॥૨॥
ઈત્યાદિક પ્રાણી બહુ તુમ્હથી, પામ્યા શાતા સારજી ।
અપ્રસિદ્ધ માટિ વલી બોલું, કામગજેંદ્રો તારજી ॥

૧ ०ક્ષિણ, શ્રમણો, ૩ ભાવિ, ૪ ०તણા.

નિજ ભગિની વ્યભિચાર મુકાવ્યું, પૂરવ-ભવિ મુનિ પામીજી ।
તુમ્હ દર્શનથી વીર કહનિ, દીક્ષા તદ્‌ભવ મુગતિહં ગામીજી ॥૩॥
કામગજેંદ્ર-કથા સાંભલતાં, કોહનિ નાવિ વિરાગજી ।
મંગલ-માલ અનોપમ પામી, સાધિ સુખનુ માગજી ॥
પૂર્વ-ભવના ચ્યાર મિત્રસ્યૂં, મિલીઉ મનનિ પ્રેમિજી ।
તે કેવલીનિ નિત-નિત ગાઉં, કાલ જાઈ જિમ એમિ
સાવધાન સંભલીઈ લોગા, કિમ મોહ-રાજા ચ પરિઉજી
વીર-ધર્મ સીમંધરજીનિ, કિમ આનંદિ ભેટિઉજી ।
વર્ત્તમાન સીમંધરજીના, જે ગુણ ગાવિ ભાવિજી
અભંગ-ભાગ્ય સૌભાગ્ય-લક્ષ્મી, એક પુલકનિ પા

॥इति श्रीसीमंधर-स्वामि-शोभा-तरंगे पंचम प्रथमो

॥ ભલે ॥ શ્રીવીતરાગાય નમઃ ॥

ઢાલ ૧૭

ગુણ-કેદારુ, વીસ થાનક વર રેમંડલ-એ દેશી.

ઈક દિન વીર-મુખ-ચંદ્રમા, ઉગીઉ સાવત્થીમાંહિ રે ।
તન્નગરી-જન-કુમુદિની-દલતણી કાંતિ ઉચ્છાહી રે-ઈક૦ ॥ ૧

વીર-મુખ-ચંદલુ અભિનવુ, કુમત-રાહુ નવિ લેઈ રે ।
કલંક નિ દુર્દિનં નવિ હવિ, અખંડ સકલ સુખ દેઈ રે-ઈક૦ ॥ ૨

સમવસરણું ઈંદ્રાદિકા, કરીઅ બિઠા નિજ ઠામિ રે ।
ભૂપતિ તિહાંનુ રત્નાંગદા, બિઠુ છિ શુભ-પરિણામિ રે-ઈક૦ ॥ ૩

એહવિ એક નર આવીઉ, ઈંદ્ર-છંદા વિજય-છંદ રે ।
દેવ-છંદાદિ વિરાજિતો, રત્નના વૃક્ષનુ કંદ રે-ઈક૦ ॥ ૪

જય-જય-શબ્દ પ્રકાસતુ, વીરનિ વંદી વદંતિ રે ।
'નાથ ! મિ જે નિશિ અનુભવિઉં, દૃષ્ટશ્રુતં એકંતિ રે-ઈક૦ ॥ ૫

સત્ય કિ સુપનેંદ્રજાલકં,' વીર કહિ સર્વ સત્ય રે ।
સંભલી હર્ષિત નીસરિઉ, પૂછિ ગૌતમ પ્રણિપત્ય રે-ઈક૦ ॥ ૬

વીરજી ! એ મુઝ કૌતક, શોષિ સંદેહ રવિ શાહ રે ।
વીરે કહિ સુણિ ગોયમા !, દુખ-દાવાનલ યાદ રે-ઈક૦ ॥ ૭ ॥

અહીંથી અદૂર અરુણાભિધે, રત્નગજેન્દ્ર તિહાં રાય રે ।
સૂરપરિ કવિ અુધ કરી, વિયોગ નહીં સુખ થાય રે-ઈક૦ ॥ ૮

કામગજેંદ્ર સુત જાણીઈ, માત-પિતા સુખ ચંદ રે ।
વિનયપુતા જગિ તે સહી, મહા-વિનય-ગચ્છકા કંદ રે-ઈક૦ ॥૯॥

અન્યદા નારી પ્રિયંગુમતી, સહિત ગિહુ ગુખિ દેખિ રે ।
ગુખિ ગિહી એ કન્યકા, દેવ-કન્યા ઉવેખિ રે-ઈક૦ ॥૧૦॥

નિજ-વશા નિકટ માટિ કરી, આકારે ગોપવ્યુ સંચિ રે ।
રાગ જાણીનિ નારીઈ, પરણાવ્યુ તે પરપંચિ રે-ઈક૦ ॥૧૧॥

સુકુલીણી સુખકારિણી, અત્ર પ્રભાકર સાથ રે ।
ઉત્તમ-સંગતિ સુખ યશો, લોહ-કમલ-સીપ-પાથ રે-ઈક૦ ॥૧૨॥

ઉત્તમા હુઈ આનંદા, નીચનિ દેસહુંનુ વોહઠ રે ।
ચંદ્રનિ ઈથિર શિશિરહિ, રાહુ અસિ વડુ ગાહઠ રે-ઈક૦ ॥૧૩॥

આલોચિ મંત્રી, કાજિ દાસિકા, રૂપિ રમા, ક્ષમા ભૂમિ રે ।
ભોજનિ માતર, તે વેશિકા, કર્મ્મ પડ્ શુભ સ્ત્રી-ભૂમિ રે ઈક૦ ॥૧૪॥

પ્રશ્ન-ગૂઢાદિ કેલી કરિ, રામચંદ્રિ નેત્ર સીત રે ।
મોચીઆ ચંદ્રકૂં દિખતા, ઉત્તર દિ મૃગ ભીત રે-ઈક૦ ॥ ૧૫ ॥

કામગજેંદ્ર આનંદિઉ, નારીનિ કહિ સુણિ દેવિ રે ।
તોરી ભક્તિ હું રંજીઉ, માગિ તૂં વર કાંઈ હેવ રે-ઈક૦ ॥ ૧૬ ॥

નારી કહિ જે તુમ્હિ સુણ્યુ, દેખુ અનુભવુ જેહ રે ।
સર્વ કહિવૂં સુઝનિ, પતિ કહિ ઈમ હુયો તેહ રે-ઈક૦ ॥ ૧૭ ॥

ઢાલ ૧૮

ગગ-ગુડી, ત્રણિ પલ્યોપમ ભોગવી-એ દેશી.

ઇક દિન કામગજેંદ્રનિ, ચિત્રકારિ પટ એક ।
આપ્યું દેખી કન્યકા, પૂછિ કોણ વિવેક ॥ ૧ ॥

કોહનું રૂપ કે ચાતુરી, તવ બોલિ રંગાજીવ ।
ઉજેણીપુરી જાણીઇ, અવંતી નૃપ-દીવ ॥ ૨ ॥

તસ કુમરી-પ્રતિ છંદુ, કુમર સુણી મનિ હરખી ।
નિજ સીમંતિનીનિ કહિ, અહી આણુ તુમ્હિ પરખી ।

કહિ યોષા સુણુ કંતજી, તુમ્હ રૂપ તત્ર જુ વ્યાપિ ।
રૂપ દેવિની ચમક્તિ, નિજ પૂત્રી પછિ આપિ ॥ ૪ ॥

વચન નિતંબિની સાંભલી, નિજ-રૂપં ચિત્રી સાથિ ।
મોકલિઉ રાજા અર્પિતં, પુત્રી ચઢાવીઉં માથિ ॥ ૫ ॥

ઉજેણી શક્ર ચીંતવી, એહ અનોપમ વાત ।
પુત્રી નરની દ્વેષિણી, અહીં રાચી દુખ-પાત ॥ ૬ ॥

રાઈ કહાવિઉં પરણવા, આવયો પુરુષ-રતન ।
તાતાદેશિ વામાસ્યું, ચાલિઉ સૈન્ય યતન ॥ ૭ ॥

સૂરો અસ્તો સાગરિ, નવિ ઉદયુ મનિ આણી ।
મુઝ સુતનિ એહી છતિ, નલિણી પણ કમલાણી ॥ ૮

પશ્ચિમ-દિશિ ગણિકાઇ, સૂરિજ સાગરિ નાખ્યુ ।
રક્ત-લોચન નિ ગત-વસ્ત્ર, ગત-ધન નવિ કોણિ રાખ્

એહવી યત્ર સંધ્યાઇ, રહીઉ તત્ર આવાસિ ।
બીજિ પુહરિ નિશીથિ, નિદ્રિ ફરસ વિમાસિ ॥ ૧૦ ॥

અદ્દભૂત-રૂપ દો કન્યા, દેખી બોલિ સંભલીઇ ।
તુમ્હિ દેવી કે માનુષી, મુઝ મનોરથ ફલીઇ ॥ ૧૧ ॥

તવ બોલી અમ્હિ અછું વિદ્યાધરી તુમ્હિ જાણુ ।
કાઈક હેતિ આવીઆ, તેહ કાર્ય ચિતિ આણુ ॥ ૧૨ ॥

ઢાલ ૧૯

રાગ-રામગિરિ, છઠ્ઠિ ભવિ મહાવિદેહિમાહિ-એ દેશી.

સકલ-કુમર-મણિ-નાયકો, પ્રભુ તૂં જાણિઉ સાર ।
સજ્જનમાહિ શિરોમણિ, પુરિસોત્તમ આધાર ॥ ૧ ॥

ધિન ધિન પર-ઉપગારીઆ, યાચન-ભૃત સાધાર ।
પુષ્કરાવર્ત્ત-વંશિ ઉપનુ, સુખકારી જલધાર-ધિન૦ ॥ ૨ ॥ (ધ્રુપદ)

ઉત્તમ કહનિ માંગિઊ ભલૂં, વરં યાચન-ભંગ ।
નીચ માગ્યિ આશા ફલી, તહુઁ નહીં ચંગ-ધિન૦ ॥ ૩ ॥

નિજ-ઉદરકે પૂરણે, જે હુઈ અસમર્થ ।
તે જનનીઇ કાં જણ્યા, શક્તિ નાપિ અર્થ-ધિન૦ ॥ ૪ ॥

તસ માતા ધિક્કારણી, પર-યાચક-ઓઘ ।
યાચન-ભંગ કરિઉ જેણિ, તસ જનની સોધ-ધિન૦ ॥ ૫ ॥

એ દ્વિજ-રાજની ઉપમા, વલી ચંદ નિ સૂર ।
તરુઅર સત્પુરુષા જિકે, આશા ભરપૂર-ધિન ॥ ૬ ॥

તન-ધન-યૌવન કારિમૂં, કારિમૂં જીવિત જાણી ।
કીરતિ એક છિ સાસતી, સાચી નિરવાણિ-ધિન૦ ॥ ૭ ॥

તુઝ દીઠિ જુ અમ્હતણા, દુખ જાઈ નવિ દેવ ।
તુ અપભ્રાજન તુઝનિ, કુણ કરસ્યિ સંત-સેવ-ધિન૦ ॥ ૮ ॥

દિનકર ઉગતિ નવિ ટલિ, જુ અંધારું ઘોર ।
જલધરિ તૃષ્ણા નવિ ટલિ, તુ કર્મિ કરિઉં જોર-ધિન૦ ॥ ૯ ॥

ઉપગારિ ઉપગારીઆ, જગિ દીસિ બહુ લોક ।
વિણુ ઉપગારિ ગુણ કરિ, તેહના નુહિ થોક-ધિન૦ ॥ ૧૦ ॥

[1]ગતિ-ભંગો સ્વર-દીનતા, દેહિ સ્વેદો ભીતિ ।
કીનાશ-ઘરિ ગમનિ યથા, તિમ એ મગ્ગણ-રીતિ-ધિન૦ ॥ ૧૧ ॥

ભંગ ન કરવી યાચના, તૂં છિ વિખ્યાત ।
મયા કરી હવિ સંભલું, હમ કેરી વાત-ધિન૦ ॥ ૧૨ ॥

તવ કુમરો વલતૂં ભણિ, તુમ્હ સાધસિઉં કાજ ।
વિદ્યાધરી હર્ષિત કહિ, સુણીઈ મહારાજ-ધિન૦ ॥ ૧૩ ॥

---

૧ સરખાવો—

गतेर्भंगः स्वरो दीनो, गात्रे स्वेदो महद्भयम् ।
मरणे यानि चिह्नानि, तानि चिह्नानि याचके ॥

—શ્રી સુભાષિત રત્નભાંડાગાર પા. ૭૬
યાચકનિંદા પ્રકરણ શ્લો. ૯

ઢાલ ૨૦

રાગ-ત્રિપદી

વીર કહિ સુણિ ગૌતમ! વાણી, તે વિદ્યાધરી નિજ-હિત જાણી,
બોલી અતિસયપરાણી ॥ ૧ ॥

વૈતાઢ્યોત્તર-શ્રેણિ વખાણી, ગુણિ મણિ-રત્નં બહુત ભરાણી,
ધર્મ-પ્રેમકી હાણિ ॥ ૨ ॥

આણંદમંદિર પુર ગુણ-ખાણી, પૃથિવીસુંદર તિહ ભિડુપાણી,
જગિ જાગતી કૃપાણી ॥ ૩ ॥

મેખલા ઈતિ નામિ છિ રાણી, પુન્યતણી માનૂં પટરાણી,
કમલ-દલં-જિત-પાણી ॥ ૪ ॥

નિજ-દેહિ ચઉ-ધન કલઆણી, બીજી નારી વહિ છિ પાણી,
શીલ-ગુણિ અંજાણી ॥ ૫ ॥

બિંદુમતી પુત્રી ઈંદ્રાણી, તસ આગિ દેવી ચંદ્રાણી,
નાગ-કુમરિ કંદ્રાણી ॥ ૬ ॥

સા કુમરી નરસ્યૂં દ્વેષાણી, વિદ્યાધરિ પુણ નવિ રંજાણી,
જન કહિ અકહ કહાણી ॥ ૭ ॥

તાત કહિ તૂં કોહની રાણી, નહીં [1]થાઈ તુ મોટી હાણી,
ઈમ નવિ તૂં શોભાણી ॥ ૮ ॥

નિજ-મતિ સિઉં જાણી વંચાણી, દક્ષિણ-શ્રેણિ તે ખંચાણી,
હમ સાથિ સંવાણી ॥ ૯ ॥

વનિ રામતિ રંગિ રંગાણી, કરિ કંચણ દીસિ પિંજાણી,
નહીં કો તિહાં ભંગાણી ॥ ૧૦ ॥

---

૧ આવઈ.



ચમાં અતિપ્રસિદ્ધ, કવિઓના કથનના પ્રાણસમા
અનંગ કહેવાતા કામદેવનું અનુપલબ્ધપૂર્વ ચિત્ર





પ્રાચ્ય સાહિત્યસૃષ્ટિમાં વિખ્યાત મહાકાય પક્ષિરાજ ગરૂડનું
આજ સુધી અનુપલબ્ધ અદ્ભુત ચિત્ર

### ઢાલ ૨૧

રાગ સામેરી–આ તીસ ભાઈ ગોગિણી–એ દેશી

કુમર ! સંભલિ અમ્હિ રમતા, યુગલ–કિંનર સાર ।
કામગજેંદ્ર–કુમારના, ગુણ–ગ્રામ કરત ઉદાર ॥ ૧ ॥
સંભલી જણ પૂછીઉં, તવ કિનરી કહિ મુદ્ધિ ! ।
કામગજેંદ્ર ન સુણીઉ ન દીઠું, તુ કવણ [1]તાહરી બુદ્ધિ ॥ ૨ ॥
રંગ–સાગરિ ઝીલતિ, તવ અમ્હિ પૂછિઉં રંગિ ।
સંબંધ સઘલુ તુમ્હતણુ, તેણિ કહિઉ પ્રેમ અભંગિ ॥ ૩ ॥
તાહરા ગુણ સંભલી, બિંદુમતી પ્રીતિ ધરંતિ ।
[2]વિયોગિ તાહરિ અતિહી દુખિણી, તવ અમ્હિ કહિઉં એકંતિ ॥૪॥
તોરા ચિત્તિમિ સખી જે અછિ, તે આણુમિઉં તતકાલ ।
ઇમ કહી અંબરિ ચાલીઆ, ઇકિ ઠાણિ મૂકી બાલ ॥ ૫ ॥
પન્નત્તી-વિદ્યાથકી, અમ્હિ લહિઉ અહી તૂ દેવ ।
હવિ પ્રભો ! જઈ તિહાં કારીઇ, બિંદુમતી કરસ્યિ સેવ ॥ ૬ ॥
તવ કહિ કુમરો સુભગિ ! સુંદરિ !, નિજ-દેવી કહિવા લાગ ।
વિદ્યાધરી કહિ શાહઆ એ, નીતિનું કોણુ માગ ! ॥ ૭ ॥
ગુહ્ય સ્રીનિ કિમ કહીઇ !, નવિ સુણિઉ તઇં સ્યૂં શ્લોક ।
દૃષ્ટાંત નાગરાજાતણુ, તેણિ કષ્ટ પામિઉં રોક ॥ ૮ ॥

[3]શ્લો॰ नीयमान (स्तु) सुपर्णेन, नाराचश्चाब्रवीदिदम् ।
यः स्त्रीणां गुह्यमाख्याति, तदंतं तस्य जीवितम् ॥१॥

निर्नायकं सैन्यं हतं, स्त्रीनायकं गृह नष्ट ।
वालराजा हतं सैन्यं, ઇત્યાદિ નુહિ લટ્ટ ॥ ૯ ॥

કુમરો કહિ વર આપીઉ, તેણિ કહિઉ જોઇઇ જાણુ ।
પ્રિયંગુમતીનિ જવ કહિઉં, તવ કહિ સ્વામી પ્રમાણુ ॥ ૧૦ ॥

તવ ગોયમા! તેણી નારીઇ, વિદ્યાધરી પ્રતિ યાચ ।
મુઝ હાથિ મોરુ નાહલુ, તુમ્હિ આપવુ દિઉ વાચ ॥ ૧૧ ॥

જગમિ ઉત્તમ નારિનિ, ધણી વિના નહીં કાંઇ સાર ।
જુ ક્રોધ કરી સાહમૂં લવિ, તુ કીઉ પતિનિ ભાર ॥ ૧૨ ॥

છીછી કરી જુ ઉચ્ચરિ, તુ પ્રેમ ણિમણુ થાઇ ।
ક્લેસ કરતી નવિ રહિ તુ, પતિ યોગી થઇનિ જાઇ ॥ ૧૩ ॥

રાઢિ બહુ જેહનિ ઘરિ, તસ લખ્મિી નાસી દૂરિ ।
સીતાનિ પરિ થાય યો, નામ લીજિ ઉગતિ સૂરિ ॥ ૧૪ ॥

ઇમ પુત્રનિ શિષ્ય-સેવકા, ધન વિના એ જસ થાઇ ।
ઇમ સંભલી વિદ્યાધરી, રચી વિમાનં તે જાઇ ॥ ૧૫ ॥

સંભારવી મુઝ સ્વામીઇ, પતિ કહિ નહી સમરેસિ ।
સંભારવું ચિત્ત-ધર્મ છિ, મુગધે! હરિઉં તિં પ્રેમિ ॥ ૧૬ ॥

જાતા કહિ પ્રિયૂં! પંથિ કુશલં, આવયો લઘુ હેવ ।
નિજ-ઇષ્ટ સકલં સાધયો, સંભારવા અમ્હ દેવ ॥ ૧૭ ॥

यदुक्तं नैषधे[1]—तव वर्त्मनि वर्त्ततां शिवं, पुनरस्तु त्वरितं समागमः ।
अयि ! साधय साधयेप्सितं, स्मरणीयाः समये वयं वयः ॥१॥

૧ શ્રીહર્ષ-કવિ-રચિત શ્રીનૈષધીય-ચરિત-મહાકાવ્ય-સર્ગ ૨-શ્લોક ૬૨.

ગગનાંગણિ લેઈ ગયિ, ચિંતિ પ્રિયા મુઝ કંતિ ।
કિં આવસ્યિ નાવિ વલી, એહવિ વિમાનં સંત ॥ ૧૮ ॥

નિશાવશેષિ આવિઊં, વિદ્યાધરી કંત થાપિ ।
નિજ-થાનકિ બિહુ ગઈ, હવિ નારિ પૂછિ આપિ ॥ ૧૯ ॥

ઢાલ ૨૨

રાગ-ગુડી, એણિ અવસરિ જયગય-એ દેશી

પ્રિયંગુમતી કહિ દેવ! કહીઈ વાત ખરીરી ।
વિદ્યાધરી મુઝ બિહનિ, આયુ કેથિ ધરીરી ॥ ૧ ॥

જે દિઠં અનુભૂત, સંભલિઊં જેહ તુમ્હિરી ।
આપણા વાહલેશર પાસિ, પ્રછન્ન નુહિ કિમ્હિરી ॥ ૨ ॥

બોલિ કામગજેંદ્ર, સુણીઇ પ્રાણપ્રીઆરી ।
કહીઈ અગ સગ વાત, મુઝકી જાણિ મયારી ॥ ૩ ॥

નવિ જાણિ ઉપગાર, તે તુ મૂઢ વડુરી ।
ચંદન-રાસભ જેમ, તસ ધિક્કાર પડુરી ॥ ૪ ॥

જેણિ કીધુ ગુણ સાર, તેહનું જુ નવિ જાણિઉ ।
તેણિ મુત્તાહલ મૂકી, પ્રેમિ પત્થર તાણિઉ ॥ ૫ ॥

અહીથી વિમાનિ બિસિ, ગિરિ-વૈતાઢ્ય-હરીરી ।
તત્થ કુમારી દીઠું, ભુવન-માઝિ ધરીરી ॥ ૬ ॥

દોઈ સખિ કહિ ઉઠિ, આયુ જીવનજીરી ।
કુમરી બોલી નાહિ, માનૂં મૂન્ય ભજીરી ॥ ૭ ॥

હું પણ પામિઉ મૂર્છા, પુનરપિ બોધકું પાયુ ।
કોઈ સખી કહિ જાગિ, બિંદુમતી! એ આયુ ॥ ૮
કુમરો તુઝ મુખ ચંદ, કામગજેંદ્રો પામી ।
કાં તૂં નાપિ વચન, ચિત્ત-ઠારણકુ સામી ॥ ૯ ॥
અબેર ભઈ તેણિ સુભગે!, કુમરી તૂં રીસાણી ।
સજ્જનસિઉં જે રોસ, તે કીજિ વા પાણી ॥ ૧૦
છોરી પ્રીતિ જે દ્વેષ, તે તુ બિંદુ! મશીકુ । ?
તુઝ મુખ-વેણી યુદ્ધ, માનૂં રાહુ-શશાંકુ ॥ ૧૧ ॥
સુણિ થોડિ અપરાધિ, બોહલુ રોસ ન કીજિ ।
ચીભડનું જે ચોર, તસકૂં [1]ખૂસટ દીજિ ॥ ૧૨ ॥
અહો વનદેવત! સંત, પરકૂં નિજ પ્રાણ આપિ ।
મુઝનિ માહરા પ્રાણ, આપતા સિઉં દુખ વ્યાપિ ॥ ૧૩
એહી પ્રેમકુ અવસર, રૂસણું કાહિકૂં લીજિ ।
રૂસણકે દિન બહોત, આવહી ચિત્ત ન ખીજિ ॥ ૧૪ ॥
ઇતિ વિલપંતી દેખી, હું બોલિઉ તવ રાણી ।
ઇનકૂં દીજિ દાઘ, યમ-મંદિર ગઈ જાણી ॥ ૧૫ ॥
નિજ-કુમરી લેઈ સાથિ, દો વિદ્યાધરી પિઠી ।
ચહિસિ તે તતકાલ, ભસ્મ થઈ મિ દીઠી ॥ ૧૬ ॥
તબ વજ્રાહત ચિંતૂં, કસ્યૂં દીસિ એ સોહણું ।
દુઃખ-સાગર સંસાર, એ પણ મોટૂં જોણું ॥ ૧૭ ॥

[1] ઇસટ.

ચંગિ રાગ ન બાજિ, તૂટિ ગયિ જબ તારા ।
શૂં કરિ ચંગ બિચ્ચારો, ગયા બજાવણહારા ॥૧૮॥
ઈસુ કૌન મિલિ જે, જાકૂ મહીઈ લાગિ ।
સબ જગ જલતા દેખુ, આપ આપણી આગિ ॥ ૧
દેહા કાચકા કૂપા, તિસા પિંડ પરાણા ।
રાખીઈ બહુત જતનિ, પણ ઠબકિ નિરવાણા ॥ ૨૦
ધમણિ ધમંતી રહી, બુઝિ ગયિ અંગારા ।
અહિરણ ઠબગા જાઈ, ઉઠિ ચલે લોહારા ॥ ૨૧ ॥

ઢાલ ૨૩

રાગ-મારુણી દૂહા

મુઝ મોટુ જીવ આલસૂ, જે બલતા ઘરમાહિ ।
નિચિંતૂ ભર-નીંદ્રડી, જાવા નવિ ઉમાહિ ॥ ૧ ॥
હઈડા ફૂટિ તડતિ કરી, કાંઇ વિમાસિ હયાસ ।
પછિ વિધાતા નિર્દયો, કિહા કરશિ દુખવાસ ॥ ૨ ॥
માણસ ધનવિણ જે નરા, તેણિ જીવી સ્યૂં કીદ્ધ ।
કમ્મંહ ધમ્મંહ બાહિરા, એકૂ કાજ ન સીદ્ધ ॥ ૩ ॥
[1]ચિંતા ચિંતા સમ ભયે, પણ બિંદુ વિશેષિ જાણિ ।
ચિંતા દહિ નિર્જીવિઉ, ચિંતા પ્રાણી-હાણિ ॥ ૪ ॥

---

૧ સરખાવો—
चिंता चितासमा प्रोक्ता, विन्दुमात्रविशेषतः ।
सजीवं दहति चिंता, चिता दहते निर्जीवम् ॥ १ ॥

રાગ ઘણુ નર જે કરિ, પામિ દુખ-સયાંઇ ।
મંછિ ટ્રિ અછરત્તીઇ, ફેરસ્યા કષ્ટ ઘણાંઈ ॥ ૫ ॥

સજ્જન દુજ્જણુ અંતરુ, મિ નવિ કોઇ દીઠું ।
સજ્જન દુખ દિ દૂરથી, દુજ્જણુ પાસિ બઇઠ ॥ ૬ ॥

કષ્ટ પડિયા જે નર ઉદ્ધરિ, તે નર નવિ દીસંતિ ।
સાહમૂં પર-દુઃખીઆતણી, વાતડીઇ વિહસંતિ ॥ ૭ ॥

એહવુ જગિ કો નવિ મલિ, જે કરિ હારણકી વાત ।
ઉદ્દેગ ઉહાઈનિ વલિ, સબ કીજુ જુઈ ઘાત ॥ ૮ ॥

દીગિ ધનવંતા સુખી, પણ મનની દાઝિ અતાગિ ।
કોહનિ કહવાઈ નહી, એ નિર્ધૂમી આગિ ॥ ૯ ॥

સુર-કોટિ-મણિ-નાયકો, પવિ-શોભિઉ ભુજ-દંડ ।
ઈંદ્રો ભૂ-છત્રં કરિ, તે પણ તુહિ અખંડ ॥ ૧૦ ॥

જસ આગિ સબ કિંકરા, દેવ અનિ દેવ-રાજ ।
તેહું પ્રભુ જુ નવિ રહિયા, જે સકલ-ભુવનકે તાજ ॥ ૧૧ ॥

જીવિઉ કાસ ન વલ્લહુ, ધણુ પણ કાસુ ન ઈટુ ।
દોન્નિ વિ અવસર નિવિડિ આઈ, તિણ-સમ ગિણિ વિસિટુ ॥૧૨॥

જીવત ધમિ કલેવરો, જં વાહિઉ તં સાર ।
જઈ ડંકઈ તુ તે કુહઈ, અહ ડજ્જઈ તુ છાર ॥ ૧૩ ॥

ભમરા એત્થવિ લિંબડિ, કેવિ દિહડા વિલંબુ ।
ઘણુ-પત્તલ છાયા-બહુલુ, ફુલ્લિ જાવ કયંબુ ॥ ૧૪ ॥

જાવઈ વિરમી કજ્જ(મ્મ)ગઈ, છુટહુ-મજ્ઝે એઈ ।
તાવઇ અચ્છઈ ઇયિરૂ જણુ, સુયણુ નિ અંતર દેઈ ॥ ૧૫ ॥

સુર નર દુખીઆ દેખીઈ, સુખીઆ શ્રી વીતરાગ ।
કરગર સઘલી તુ ટલિ, જુ સેવિ જિનમાગ ॥ ૧૬ ॥

વલી મનમિ હૂં ચિંતવૂં, પગિ કંટક દિ દુખ ।
અણીઠમણું જે સાલ ચિતિ, તે કિમ દેખિય સુખ ॥ ૧૭ ॥

ઢાલ ૨૪

અવિદત્તા આવી જિમ્મ રે–એ દેશી

રામા વધિ(ધી) થયુ કલંકી રે, એહ અનલિ પિસૂં શંકી રે ।
ઇમિ ચિંતવતાં બોલી નારી રે, વિદ્યાધર પતિસિઉં સારી રે ॥ ૧ ॥

એ કુમરો નિર્દય જૂઉ રે, કુમરી મરતિ નવિ મૂઉ રે ।
જુ લજ્જાવિઉ પ્રેમ અભંગરે, તુ કુમરીસિઉં સ્યું રંગ રે ॥ ૨ ॥

વિદ્યાધર કહિં ચિતિ ધરીઈ રે, સ્ત્રી મરતિ પુરૂષિ ન મરીઈ રે।
તણ ચિંતિ કામગયંદા રે, એ સાચૂં હું મતિમંદા રે ॥ ૩ ॥

કુમરી સરખી જે વાપી રે, તિહા પિસિ જલાંજલિ આપી રે ।
સુભગે ! નીસરીઉ એહવિ રે, અપૂરવ દીઠૂં તેહવિ રે ॥ ૪ ॥

શત-પંચ-ધનુપ નરનારી રે, દીઠું કૌતક મનોહારી રે ।
મિં ચિંત્યૂં એ નવિ હુઈ રે, નિજ-થાનક જે છિ સોઈ રે ॥ ૫ ॥

તવ વાપી વિમાનં થાઇ રે, તવ મુઝ ચિતિ હરખ ન માઇ રે ।
પાકયુગ્મં એહવિ બોલિઉ રે, તાહરું ભાગ્ય દીસિ છિ ખોલિઉ રે ॥૬॥

ઈમ કહી [1]કંથુ(ધુ) પરિ લીધુ રે, સીમંધરનિ જઈ દીધું રે।
ત્રિગડિ સિંહાસનિ બિઠુ રે, જિન પીયૂષથી અનિ મીઠું રે ॥૭॥

તિહાં બિઠુ હું અતિ હરખી રે, એ સૂરતિ જોવા સરખી રે।
આનંદ પાયુ જે નિરખી રે, ન કહવાઈ તે કુણિ પરખી રે॥૮॥

પુષ્કલાવતી-વિજયો ધિન્ન રે, જિહા એહવા પુરુષ-રતન્ન રે।
નર-નારીના ધિન કન્ન રે, વલી ધિન ગામા-ગર-વન્ન રે ॥ ૯ ॥

એહ રૂપ નીપાયૂં જેણિ રે, જગ પવિત્ર કીઉ વલિ તેણિ રે।
પરમાનંદ-સાગરિ ઝીલૂં રે, એ તુ તીન ભુવનકૂં ટીલૂં રે ॥૧૦॥

જગિ કુણ ઉપમ ઉસ દીજિ રે, ગિરા શ્રવણ-કચોલિ પીજિ રે।
કુગતિ-નારી જુ ખીજિ રે, સુગતિ-નારી તુ ભીંજિ રે ॥ ૧૧ ॥

સર્વનિ ગમતું કિમ થાઈ રે, શઠ-લોક બહુ નિવાહઈ રે।
જિન-નાદિ જલધર નડીઉ રે, દંત-ખૂંણ-મસિ ગડગડિઉ રે ॥૧૨॥

ધિક્કાર પડુ વિધિ-પાણી રે, પુરૂ ચંદ કરિ અજાણી રે।
તૂં સમર્થિં અર્ધ્યું તાડિ રે, પછિ ભવનિ માથિં પાડિ રે ॥૧૩॥

[3]જેણિ વંદિઉ તૂં જિન ! જાણી રે, ધિન તે પસૂઆં ગુણ-ખાણી રે।
તે પસૂઆ નરનિ હાણી રે, જેણિ ન સુણી તોરી વાણી રે ॥૧૪॥

તૂં કોડિ-સૂર્ય-પરિ દીપિ રે, તૂં જોતા તરસ ન છીપિ રે।
આપતિ વિણ તૂં કિમ સુણીઇ રે, કોડિ જીભ હુઈ તુ ગુણીઇ રે ॥૧૫॥

---

૧ કંધુ, ૨ અતિ, ૩ જિણિ,

ઢાલ ૨૫

રાગ-ધન્યાસી, માઈ ધિન સુપન-એ દેશી

મુઝ ચિંતવત પૂછિ, સીમંધર એક રાય ।
એ કુણ છિ સામી જેણિં, પ્રણમ્યા તુઝ પાય ॥ ૧ ॥

તવ જિનજી બોલી, અરુણાભં પુર સાર ।
રાજ-કુમરો તિહાં જે, કામગજેંદ્રો તાર ॥ ૨ ॥

સ્ત્રી-લંપટ જાણી આ, બિઠા દો દેવ ।
એણિ સ્ત્રી-રૂપ ધારી આણિઉ, મુઝ કહનિ હેવ ॥ ૩ ॥

સમકિત દેવાનિ, આણી પ્રેમ અપાર ।
ઈમ જે પરગજ્જુ[ ગરજ્જુ ], તે પામિ ભવપાર ॥ ૪ ॥

સમકિત નિ ભવ્યના, લક્ષણ પંચ એ જાણુ ।
શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-સ્તિક આણુ ॥ ૫ ॥

પંચ દૂષણ શંકા, આકાંક્ષા-સંદેહ ।
મિથ્યાપ્રશંસન-સંસ્તવ કરવૂં જેહ ॥ ૬ ॥

પંચ ભૂષણ સુણીઈ, સ્થૈર્ય-પ્રભાવન-ભક્તિ ।
કૌશિલ-તિત્થસેવા, કરવી તે યથાશક્તિ ॥ ૭ ॥

તવ પૂછિ રાજા, કુણ એ સ્યૂં સંબંધ ।
સિઊં કરણી કીધૂં પૂરવ-જન્મિ પ્રબંધ ॥ ૮ ॥

તવ જિન વિસ્તારિ, વાણી જિમ ઘન-ઘોર ।
તેણિ પ્રેમ-કલાપિ, નાચિ શ્રાવક-મોર ॥ ૯ ॥

## ઢાલ ૨૬

સંભારી જન બોલડાં-એ દેશી

પાડલીપુરવર જાણીઈ, જયવર્મ નૃપ સોહિ રે ।
રાજપુત્ર શબરશીલો, વીર-માની જનમોહિ રે ॥ ૧ ॥

કર્મ-ગતિ-વિચિત્રતા, કુણ નવિ પામિ પાર રે ।
ધિન્ય તે કે તીર્થંકરા, કર્મ-રિપુ ગુણ-ભાર રે-કર્મ૦ ॥

શબરશીલનું પુત્ર જે, મોહદત્ત ઈતિ નામિ રે ।
દૂત વસિ એક ભૂપનું, રાજ-કાજિ સૂર કામિ રે-કર્મ૦ ॥ ૨ ॥

સેવક સુંદર તે સહી, જે પ્રભુનિ કામિ આવિ રે ।
બાણાસરીખા સેવકા, કુડી મૂલ ન પાવિ રે-કર્મ૦ ॥ ૩ ॥

અલીક બોલી જે પ્રીછવિ, તે ઘરં સરિખી નહી યાત્ર રે ।
સત્ય-વાદી દેવિ અધિષ્ઠીઆ, તુ માનવ કુણ માત્ર રે-કર્મ૦ ॥૪॥

હવિ તે દૂતકૂં વલ્લહી, વનદત્તા નામિ બેટી રે ।
યૌવનિ સુંદરતા સહી, સુવર્ણદેવા છિ ચેટી રે-કર્મ ॥ ૫ ॥

તોસલકુમરો તેણિ પુરિ, રાજ-સેવાસ્યૂં લીનુ રે ।
નિજ-પ્રભુ-ચિત્તકુ રંજણ. નૃપ-હિત-રસસ્યૂં ભીનુ રે-કર્મ૦ ॥૬॥

## ઢાલ ૨૭

દેશે પુન્ય-નિધાન-એ દેશી

વનદત્તા ઈકદિનિ વનિ, આવિ રાગ જાગીઉ એ ।
કુમર તોસલ વલી દેખી, વનદત્તોપરિ રાગીઉ એ ॥ ૧ ॥

વનિ એકાંતિ દેખિ, લોક-ક્રીડા અવગુણી એ ।
બોલિ મારું કિ માનિ, રત સુવર્ણદેવા સુણી એ ॥ ૨ ॥

હાહાકાર કરંતિ, તવ મોહદત્તો આવિઉ એ ।
બોલિ પાપી ! દુષ્ટ !, ઈમ કહિ સન્મુખ ધાવિઉ એ ॥ ૩ ॥

ઋષિ (!) યુદ્ધ કરંત મોહ-દત્તિ ઘા જાલવિઉ એ ।
તોસલકુમર નિ ધાઈ, દેઈ કીનાશનિ ભાલવિઉ એ ॥ ૪ ॥

વનદત્તા થઈ રાગિ, જીવિત સો દાતા જાણીઈ ।
સુવર્ણદેવા પણ પ્રેમિ, નિજ પુત્રીકુ ધણી ગણીએ ॥ ૫ ॥

જણ આલિંગી પ્રેમિ, રમવા જાઈ હરખસિઉં એ ।
તવ એક મધુર નિનાદ, સુણીઉ તેણિ અમર પસિઉં એ ॥૬॥

ઢાલ ૨૮

રાગ-કેદાર, લોગા! વાસુપૂજ્ય-એ દેશી

**લોગા ! સ્વારથ જનનિ વાહલુ, સ્વારથ જિનનિ ન વાહલુ-રે લોગા૦ ॥**

જનક મારીનિ જનની આગિ, ઇછિ રમિવા જામી ।
મૂઢપણું વલી બીજૂં કેહું, એહવું કોણ હુઈ કામી-રે લોગા૦ ॥૧॥

સીમંધર કહિ તે તેણિ કાલિ, તેણિ સમિ ચમકંતુ ।
સર્વ નિહાલિઉં નવિ કાંઈ દીઠું, જાઈ રમવા મલપંતુ-રે લોગા૦ ॥૨॥

પૂર્વલીપરિ વાણી સંભલી, ધનંજય માન જાણુ ।
નિજ-મનસ્યૂં મોહદત્ત શંકાણુ, કૌતક કોપિ ભરાણુ-રે લોગા૦ ॥૩॥

ખડ્ગ-રત્ન-વિરાજિત-પાણી, હીંડિ કાનન જોતો ।
એહવિ એક મુનીશ્વર દીઠુ, સાગરમિ જિમ પોતો-રે લોગા૦ ॥૪॥

ભૂખિઉ જિમ અન્ન દેખી હરખિ, ત્રસીઆનિ જિમ પાનં ।
શ્રમ-બાધિતનિ જિમ વલી યાનં, સુખીઆનિ જિમ ગાનં-રે લોગા૦ ॥૫॥

તાપિતનિ તરૂઅર આનંદી, ભીતાનિ જિમ શરણમ્ ।
ચંદ્ર ચકોરો જિમ સુખકારી, સુરો કજ-દુખ હરણમ્-રે લોગા૦ ॥૬॥

ચંદ્ર-કલાઈ જિમ પાથોધિ, કૈરવણી મોદ-ધારી ।
જિમ ઘનાઘન કેકી દેખી, ભૂષણ વિણ મનોહારી–રે લોગા૦ ॥૭॥
બહુલા પુન્ય વિના કોણ પામિ, એહવુ પર-ઉપગારી ।
માનૂં ધર્મ એ મૂરતિવંતુ, ધિન્ન નમિ નર નારી–રે લોગા૦ ॥૮॥
આનંદ-સાગર મુઝનિ રેલિ, પ્રીતિ ઘણી મુનિ પાશિ ।
જગ હું પુરિસોત્તમ બોલાવીશિ, તવ સુખ મુઝ કોણ થાસિ-રે લોગા૦ ॥૯॥
અમી રસાયણ આગલા રે, માયતાય ગુરૂ [1]બોલિ ।
માનિ સુકુલીણ ઉત્તમા રે, તેહનિ નિત રંગરોલ રે–રે લોગા૦ ॥૧૦॥
વસુધા આભરણં નરા રે, લખિમી નર-શણગાર ।
લખિમી આભરણં છિદાનં, દાન ભૂષણ અણગારો રે–રે લોગા૦॥૧૧॥
સુધકૂં વંછિ જગિ યોધા રે, વેદા પીડિત પંથ ।
મૃતક બહુલા વાડવા રે, એમ સુભિખ્ય નિગ્રંથ રે–રે લોગા૦ ॥૧૨॥
ખલ ગલિ દુગ્ધ હવિ રે, તે વિષ થાઇ નાગિ ।
તેણિ પાત્ર પ્રમાણીઇ રે, તિમ ઘન અંબ નિંબ ભાગિ રે–રે લોગા૦॥૧૩॥
એકિ અક્ષર વંકડુ રે, જુ ગુરૂ તુસી દેઈ ।
જિમ અંધારિ દીવડુ રે, ફરી ફરી યોતિ કહેઈ–રે લોગા૦ ॥૧૪॥
ઈમ હરષંતુ મુનિ કહનિ આવિ, તાતાદિક વર્ત્તતો ।
પૂછિ તવ બોલિ ઋષિ-રાજો, મુખ-ચંદો ઝલકંતુ–રે લોગા૦ ॥૧૫॥

વનદત્તાદિક સુણુત કહિ યતી, સંબંધ જગકુ બંધુ ।
ઘન-ઘોર-ગર્જિત-નાદિ, શોભિ પીયૂષ-ધારા-સિંધુ–રે લોગા૦ ॥૧૬॥

। इति श्रीसीमंधर-स्वामि-शोभा-तरंगे पंचम-मध्योल्लासः समाप्तः ॥

---

૧ બોલ.

ઢાલ ૨૯

ઇશાનેંદ્ર બોલિ લીઈ-એ દેશી

કોસલ-દેશ સોહામણું, કોસલા નગરી સારી રે ।
કોસલ રાજા સુંદરૂ, તોસલ સુત મનોહારી રે ॥ ૧ ॥

સીમંધર જિન ભાસિ, સબ જનનિ હિતકારી રે ।
બારિ [1]પરદ સાંભલિ, સુર-નરકે દુખ વારી રે-શ્રી સીમંધર૦ ॥૨॥

તેણિ નગરિ નંદન સેઠી, રત્નરેખા છિ નારી રે ।
પુત્રી સુવર્ણદેવા અછિ, વિદેસ-પતિકા વય ભારી રે-શ્રી૦ ॥૩॥

ઉન્માદન-તાપન-સહી, શોષણ-સ્તંભન-જેહ રે ।
સંમોહન-પંચ બાણ એ, જગનિ દુખ દિ તેહ રે-શ્રી૦ ॥ ૪ ॥

રાજ-પુત્ર-વ્યભિચારથી, ગર્ભવતી વનિ જાઈ રે ।
તોસલ પણ વલિ તે માટિ, પાડલિપુત્રી રહાઈ રે-શ્રી૦ ॥ ૫ ॥

મારગિ યુગલં જનમીઊં, પુત્ર-પુત્રી દુઃખ થાઈ રે ।
નામ-મુદ્રા બંધી કરી, શૌચ-કરણકૂં જાઈ રે-શ્રી૦ ॥ ૬ ॥

ઢાલ ૩૦

રાગ-ગમગિરી, ધિન કૂખ નંદાતણી-એ દેશી

નવ-પ્રસૂતા વાઘિણી-સુણિ ગોયમા!, બાલક લેઈ જાય-સુખકારિયા૦
[2]પંથિ જાતા પુત્રી પડી-સુણિ૦, પાડલિપુરનું રાય-સુખ૦ ॥૧॥

તસ દૂતિ આવત ગ્રહી-સુણિ૦, નિરપત્યા નારી દીદ્ધ-સુખ૦ ।
વનદત્તા નામ ઠવિઉ-સુણિ૦, અતિ-ઘણુ-ઉચ્છવ કીદ્ધ-સુખ૦ ॥૨॥

કુમર સહિત વાઘિણી દીઠી-સુણિ૦ મારગી નૃપનિ પુત્રિ-સુખ૦ ।
બાણિ હણી સુત લેઇ ચલિઉ-સુણિ૦, નિજ-નારી એક સૂત્રિ-સુખ૦ ॥૩॥

---

૧ પરષદ, ૨ પંથિ.

વ્યાઘ્રદત્ત નામં ફેરવિ-સુણિ૦, લોક અતિ મોહ માટિ-સુખ૦ ।
મોહદત્ત નામિ વાધિ-સુણિ૦, સુંદર દીસિ ઘાટિ-સુખ૦ ॥ ૪ ॥

સુવર્ણદેવા એહવિ આવિ-સુણિ૦, નવિ દેખિ નિજ-ઇટ્ઠ-સુખ૦ ।
વ્યાઘ્રી-ભક્ષિત જાણી વલી-સુણિ૦, દૂત થહે પઈટ્ઠ-સુખ૦ ॥ ૫ ॥

નિજ-પુત્રી અણુજાણુતી-સુણિ૦, પાલિ યૌવનિ આવિ-સુખ૦ ।
સુવર્ણદેવાદિ પરવરી-સુણિ૦, વનિ વનદત્તા આવિ-સુખ૦ ॥૬॥

મોહદત્તિ દેખી કરી-સુણિ૦, પરસ્પરિ પ્રીતિ જાણી-સુખ૦ ।
બહુવેલાઈ માતડી-સુણિ૦, જોરે નિજઘરિ આણિ-સુખ૦ ॥ ૭ ॥

ઈકિદિનિ વનિ આવ્યિ દીઠિ-સુણિ૦, બાકી સર્વ વર્ત્તાંત-સુખ૦ ।
પ્રત્યક્ષ તિંએ અનુભવિઉ-સુણિ૦, મુઝ દીઠા-પર્યંત-સુખ૦ ॥ ૮ ॥

ઢાલ ૩૧

રાગ-ગુડી, ઇક દિન નમિરાજાનું હાથી-એ દેશી

મોહદત્ત એણિ કારણિ સંભલિ, પિહલૂં અકારિજ તાત હણિઉ ।
બીજૂં અકારિજ ભગિની વંછી, એહ સંબંધે તુઝ ભણિઉ ॥૧॥

સુવર્ણદેવા નિ વનદત્તા, અધોમુખી સંભલી રહી ।
ધિગ અજ્ઞાનપણૂં ! જ્ઞાનીઇ, પાવન કીની સકલ મહી ॥ ૨ ॥

મોહદત્ત બોલિ ઋષિ-રાજન ! તુમ્હિ તુ હમ ઉપગાર કીઉ ।
એહ અજ્ઞાન ટલિ જે કારણિ, તે દીક્ષા તુમ્હિ હમકૂં દીઉ ॥ ૩ ॥

તવ મુનિરાજિં ગિરા મુખિ લીધી, દંત-મણિ-ઘૃણિ તવ ઉચ્છલી ।
હારીભૂત થઇ ઝલકંતી, મોતીન-માલા દંત-કલી ॥ ૪ ॥

અથવા લોક-કારણકૂં કાજિ, મેઘકી માલા આઇ બની ।
રૂપ-ગુણિ ઝલકંતુ દેખી, માનૂં વરશિ મુગતિ-કની ॥ ૫ ॥

એહી સુંદરતાકૂં સાગર, મોહ–સાગરકૂં નાવ બન્યુ ।
સબ જગકુ દુખ ઉદ્ધરવાનિ, વાણિ–વજ્જિ પાપ હેન્યુ ॥ ૬ ॥

હું યતી છૂં ચારણશ્રમણો, તેણિ નાપૂં દીષ્ય સહી ।
શ્રી શત્રુંજય તીર્થં જાતા, તુઝનિ દેષી આવ્યું વહી ॥ ૭ ॥

પુંડરીક–નિ–પાત્ર–પ્રભુજી,–પરમેષ્ટિ–પર્યુષણં રે ।
પચખાણ–પોસહ–નિ–પૂજા,–પડિક્રમણં–પ્રતિલેખણં રે ॥ ૮ ॥

પરમાર્જન–પોથી–નિ–પાખી,–તેર પકાર નિર્દૂષણો રે ।
એ દુર્લભ પુન્યવંતા પામિ, માનૂં પોહવિ–ભૂષણા રે ॥ ૯ ॥

અવધિજ્ઞાન–બલિ કરિ જાણી, પ્રતિબોધ્યા તુઝનિ આવી ।
હવિ કોશંબી નગરી જઈનિ, ધર્મ્મનંદન મુનિ મનિ ભાવી ॥૧૦॥

દીક્ષા દેશિ તુઝ મોહદત્તા !, ઈમ કહી મુનિ ગગનિ ચાલિઉ ।
તવ ઋષિ–પાસિ ચારિત્ર લેઈ, અખંડ–ધાર પાલિ માહલિઉ ॥૧૧॥

ઢાલ ૩૨

રાગ–મલ્હાર, સમોસરણિ બિઠા–એ દેશી

અન્ય ચ્યાર ચારિત્રી સાથિ, દીક્ષા પાલિ સુદ્ધાચાર ।
અનશન લેઈ સુધર્મિ કલ્પિ, પામિઉ દેવતણુ અવતાર–અન્ય૦ ॥૧॥

મોહદત્તાદિક દેવ સુધર્મી, સમોસરણિ ધર્મ્મજિનકે સાર ।
કૌતક–વાણિ અપૂર્વ પ્રભુકી, સંભલી નૃપ–લોચન અધિકાર–અન્ય૦ ॥૨॥

ઇંદ્રિ આખૂ નિજ–કરિ લેઈ, બોલિ સુધા–તરંગી વાણિ ।
ધર્મ–જિનો બોલિ–" હમ સબ થી, તુમ્હકૂં છિ પ્રથમ નિર્વાણિ "
અન્ય૦ ॥ ૩ ॥

દેખુ સકલ–સુરા–સુર–ઈંદ્રા !, ધિન્ય ! એહી તિરિજંચની જાતિ ।
જાસ ઉપરિ ધર્મ્મજિનજી તૂઠા, અણિક–કોડિ–રોમંચિ વાતિ–અન્ય૦ ॥૪॥

જિન પ્રણમી અમરાપુરિ શોભ્યા, માહોમાહિ કીદ્ધ સંકેત ।
પાછલિ દેવ રહિઉ પ્રતિબોધિ, ઇમ કરી કાલિ મૃત્યુ સમેત-અન્ય૦ ॥૫॥

મોહદત્ત જીવ પદ્મકેશરો, રાજપુત્ર થઈ દીક્ષા લીદ્ધ ।
કાલિ દેવપણું પામીનિ, કર્મિ કામગજેંદ્રો કીદ્ધ-અન્ય૦ ॥ ૬ ॥

એણિ કારણિ પૂરવ-ભવ મિત્રિ, દેવિ પ્રતિબોધનકૂં કાજિ ।
વિદ્યાધરી-પ્રમુખ કરી કરણી, આણિઉ મહાવિદેહકે રાજિ-અન્ય૦ ॥૭॥

ઇત્યાદિક સીમંધરજીઈ, માહરૂ કહિઉં સકલ વરતંત ।
તવ અપ્પા તુઝ નિકટિ દીઠુ, પ્રિયંગુસુંદરી ! એ દુખ-અંતિ-અન્ય૦ ॥૮॥

કામગજેંદ્ર કહિ સુણુ સુંદરી !, ન વીસરિ સીમંધર-સામિ ।
સ્વપનં અથવા સ્યૂં છિ સાચૂં !, એ સંદેહ ટાલૂં સુખ-કામિ-અન્ય૦ ॥૯॥

સૌમ્યપણિ શશિ નવિ જોડાઈ; ગંભીરિમ જલધિ; રવિ તાંપ ।
ત્યાગિ વૈશ્રમણો; પ્રભુતાઈ, ઇંદ્રો એ; રૂપિં સુમ-ચાપ-અન્ય૦ ॥૧૦॥

માધુર્યં પીયૂષ; બલ હરિ, ગુરૂ ચાતુરી; ધીરિમ કરિ મેરૂ ।
વીર જો મલિ બીજા પાખંડી, માનૂં કંઠીરવસ્યૂં ફેરૂ-અન્ય૦ ॥૧૧॥

ઢાલ ૩૩

રાગ-સાગોરી, એ હુ આસાઢ યૂ-એ દેશી

સુણિ સુભગે ! મુઝ સંભરિઉ, આજ અનોપમ વીરો રે ।
તીન ભુવન મણિ નાયકો, નહી કો ઉસથી ધીરો રે-સુણિ૦ ॥

ત્રૂટક

ધીર નહી કોઇ એહી બલીઉ, કનક ભુજ-દંડો સહી ।
મેરૂ-દંડ છત્ર ઉપમિ, એક કરિ રાખિ મહી ॥
એહવુ વર્દ્ધમાન જિનવર, એહી થાનકિ આઈઉ ।
વીર કહિ તુ એહ સાચૂં, એહી પર-ઉપગારીઉ ॥ ૧ ॥

જગમિં સત્પુરૂષા સહી, પર-ઉપગારિ રાતા રે ।
નિજ-દેહિ દુખ પામીનિ, પર-કારજિ જે માતા રે-જગમિં૦ ॥

ત્રૂ૦

માત તેહની ધિન્ય પણ જે, સ્વાર્થ અણખૂંશિ કરિ ।
સામાન્ય પુરૂષા તેહ જાણુ, હવિ નર રાપ સરૂરિ ॥

સ્વારથિ પર-કાજ હણતા, કીર્ત્તિ-લોપિ બીહિ નહી ।
નિરર્થક પર-કામ ઢાલિ, તેહ નવિ જાણૂં કહી ॥ ૨ ॥

જાતાં લલના કહિ, સુણિ તૂં મોરા નાથો રે ।
સત્ય કહિ તુ તૂં સ્યૂં કરિ, તવ કહિ વીર-વૃત સાથો રે-જાતાં૦ ॥

ત્રૂટક

નારિ કહિ સુણિ સ્વામિ, તુઝ વિણ એકલી હું નવિ રહું ।
હુય પણ સંસાર છાંડી, વીર આન્યા(ણા) શિર વહુ ॥
એહ કારણિ ગોયમા ! મુઝ પૂછવા એ આવીઉ ।
મુઝ વચનથી સત્ય જાણી, ગયુ કટકિ ભાવીઉ ॥ ૩ ॥

ઢાલ ૩૪

રાગ-મારુ

તેણિ સમિ ગૌતમ બોલિઆ રે, ગૌ તરૂઅર મણિ સાર।
સંભલિ મારા વીરજી ! તૂં દુખ-દાધા જલ-ધાર-
તુઝ મુખ ચંદ્રમા રે ॥ ૧ ॥

ગુણ-મણિ-રત્ન-ભંડાર, તૂં કેવલ-લચ્છી-હાર-તુઝ૦ ॥
નહીં વિણુસિ ઈમ જાણીનિ રે, વિધિ સુકૂયા ગુણ પ્રેમ।
તે માનૂ ભય છૂટીઆ, તુઝ દીઠિ મુઝ પેમ-તુઝ૦ ॥ ૨ ॥
સ્વર્ગ-મૃત્યુ-પાતાલના રે, ઇંદ્ર ધરિ ચિત્ત બોલિ ।

અપાપ-મનં મરૂ-થલી પરિ રે, સ્વામી! કામગજેંદ્ર ।
સ્યૂં કરશિ જઇ સ્ત્રી કહનિ, તવ બોલિ વીરજિનેંદ્ર-તુઝ૦ ॥૪॥

નારીનિ સાચૂ કહી રે, માત પિતા પૂછંત ।
સ્ત્રી-પરિવાર-સહિત ઇહાં, આવીઉ (!) ગોયમ! સંત-તુઝ૦ ॥૫॥

એહવિ વીર-ચરણાં-બુઝે રે, કામગજેંદ્રો ભૃંગ ।
દીક્ષ લીઈ વિરાગસ્યૂં રે, શ્રી જિનજીસ્યૂં રંગ-તુઝ૦ ॥ ૬ ॥

પૂર્વમિત્ર તે ચ્યારસ્યૂ રે, સાથિ કરિ રે વિહાર ।
અખંડિત-વ્રત પાલતિ રે, કિમ નવિ પામિ પાર-તુઝ૦ ॥ ૭ ॥

ભુવન-મોહન શ્રીવીરકૂં રે, એક-મના જે ધ્યાઇ ।
વર્દ્ધમાન-સુખ-ચંદકી રે, ચોતિ રહે લપટાઇ-તુઝ૦ ॥ ૮ ॥

વર્દ્ધમાન-પદ-પંકજ રે, નવ ઇનતા રાજંતિ ।
શોભા-હર કૌશિક-સુખં, વલી કુમુદં વિહસંતિ-તુઝ૦ ॥ ૯ ॥

શ્રી સીમંધર-પ્રભુજીના રે, કરકર જે ઉછલંતિ ।
તે માનૂં શેષ-નાગનુ, ફણિ મન્યુ પ્રગટંતિ-તુઝ૦ ॥ ૧૦ ॥

વિવર-યુતા છિદ્રં વિના રે, દુખ-કૃત પણ સુખ-કાર ।
સત્કમલં દોષા-કર નહી, એહી અચરિજ સાર-તુઝ૦ ॥ ૧૧ ॥

અપવર્ગ નાપિ ઇશ્વરો રે, જુ પવર્ગ-પરિવાર ।
તે આપિ સીમંધરો રે, નિર્દ્ધન નાપિ હાર-તુઝ૦ ॥ ૧૨ ॥

ઢાલ ૩૫

રાગ-દેશાખ, કાય-બલં મુઝ હીણૂં થયૂં-એ દેશી.

કામગજેંદ્ર-પ્રમુખા યતીએ, પંચ દીક્ષ પાલિ એક-મતીએ ।
વરસ ઘણા વિચરત ગયાએ, કર્મ્મ દલિત બહુ કૃશ થયાએ ॥૧॥

એક દિનિ વીરિ બોલાવીઆએ, માનિ આપુ દ-સાગર પાવીઆએ ।
તુમ્હ જીવિત થોડૂં અછિ એ, હર્ષિત મન્નિ થયા પછિએ ॥ ૨ ॥

તવ કામગજેન્દ્ર-મુનિ કહિએ, એ સભવિ ભવમિ કુણ ગહિએ ।
વીર-મુખિ જુ ઉચ્ચરૂએ, અણુસણ સાર તુ તુમ્હિ તરૂએ ॥ ૩ ॥

વીર સરિષા કિહાં પામીઇએ, પ્રમાદ કિગિઉ એણિ સામીઇએ ।
પરમ-પુરૂષ ઉપગારીઉ એ, તીન ભુવન જેણિ તારીઉએ ॥ ૪ ॥

વીરજી મુખિ વૃત સાધીઇએ, તુ મોક્ષ-માર્ગ આરાધીઇએ ।
અવતાર લીધુ એણિ માનવુએ તે તુ લોકનિ તારવા જાણવુએ ॥૫॥

સ્વ-પર-શર્કરા જાણિવાએ, બીજા કિમ શર્કરા માનિવાએ ।
કનક ઠ-કીરતિ ઉજ્જ્વલ સડીએ, જસ પુરૂષોત્તમિ રેખા ગ્હીએ ॥૬॥

યદ્યપિ નામ એક મિલિએ તુ હુ ઠામ-વિશેષિ બહુ ફલિએ ।
બગલડુ ચદ્ર જગિ જાણુયોએ, પ ખ મી ઽ નિ શિવ ચિત્તિ આણયોએ ॥૭॥

કનક-વર્ણ જુ સોહીઇએ તુ ચદ્ર વર્ણ કિમ મોહીઇએ ।
તારા-મૈત્રી ત્રિહુ પરિએ, વીરથી કાજ કિમ નવિ સરિએ ॥ ૮ ॥

ઇમ સ્તવી વીર-કહનિ આવીઆએ, વીર મુખ-ચદ્રિ ભાવીઆએ ।
દિઉ અનશન પ્રભુ! દુ ખ હરીએ બોલિ નેત્ર અમી-ભરીએ ॥ ૯ ॥

પ્રભુ આદેસ લહી કરીએ, ચતુર્વિધાહાર પરિહરીએ ।
આનદા-મૃતિ ઝીલતા એ, કષાય-ભુયગમ કીલતાએ ॥ ૧૦ ॥

ઢાલ ૩૬

પાચિ કામગજેન્દ્રાદિ સુખકારી રે, પાચિ જીવ દયાલ સાધુ સુખકારી રે ।
પાચિ અનુપમા વૃત્તિ-સુખ૦, પાચિ મગલ-માલ-સાધુ૦ ॥ ૧ ॥

પાચિ પૃથ્વી-પાવના-સુખ૦, પાચિ ભૂમિ-લલામ-સાધુ૦ ।
પાચિ ક્રોધ-ક્ષય-કરા-સુખ૦, પાચિ માનદ્રૂ વામ-સાધુ૦ ॥ ૨ ॥

પાંચિ માયા નિર્જણી-સુખ૦, પાંચિ લોભ અસંગ-સાધુ૦ ।
પાંચિ તૃણ-મણિકૂં સમા-સુખ૦, પાચિ જિનસ્યૂં રંગ-સાધુ૦ ॥૩॥

પાચિ વાયુ-ગતિ ભલા-સુખ૦. પાંચિ તપિ કરી સૂર-સાધુ૦ ।
પાંચિ ચંદન ચંદ્રમા-સુખ૦, પાંચિ આનંદ-પૂર-સાધુ૦ ॥ ૪ ॥

પાંચિ પરમ-સોહામણા-સુખ૦, પાંચિ પંકજ-શુદ્ધ-સાધુ૦ ।
પાંચિ સારદ-નિર્મલા-સુખ૦, પાંચિ ઇંદ્રી રૂદ્ધ-સાધુ૦ ॥ ૫ ॥

પાંચિ સંઘકૂં જય-કરા-સુખ૦, પાંચિ મુગતિકૂં દીપ-સાધુ૦ ।
પાંચિ કુલ-ઉદ્યોતકા-સુખ૦, પાંચિ ભવ-અંતરીપ-સાધુ૦ ॥ ૬ ॥

પાંચિ પરમ-સોભાગીઆ-સુખ૦, પાંચિ અમૂલિક-મંત્ર-સાધુ૦ ।
પાંચિ સુખકી ઉપધી-સુખ૦, પાંચિ યશકા તંત્ર-સાધુ૦ ॥ ૭ ॥

ઢાલ ૩૭

રાગ-કાફી, કંસારી મુજ-એ દેશી.

કામગજેંદ્રાદિ ચિંતવે રે લાલ ॥
ધિન-ધિન હમ-અવતાર-મેરે પ્યારે રે, સીમંધર-વીર-સાર-મેરે૦।
શોભા-સાગર તાર-મેરે૦, જસથી પામ્યા પાર-મેરે પ્યારે રે-કામ૦ ॥૧॥

પિહલિ તુ શોભા દેખુ વીરકી રે, અંગિ અંગિ સુખ-દાઈ-મેરે૦ ।
કુણ તુમ્હ શોભા વર્ણવિ રે-લાલ, નિજ-મતિ સારૂ ગાઇ-મેરે૦ કામ૦ ॥૨॥

જાસ મનોરથ ઉપનુ રે-લાલ, તે પામ્યા મન પંતિ-મેરે૦ ।
અનશનસ્યૂં કોણ જોડીઇ રે-લાલ, હમ-દેહે આઈ કંતિ-મેરે૦ કામ૦ ॥૩॥

મેરૂ-ગિરિ સબ પર્વતિ રે-લાલ, સકલ-ધુનીમિ ગંગ-મેરે૦ ।
દેવ-લોકમિ અચ્યુતો રે-લોલ, મૃગે મૃગાધિપ ચંગ-મેરે૦ કામ૦ ॥૪॥

ચરમોદધિ જિમ સાગરિ રે, વનમિ નંદન રંગ-મેરે૦ ।
જંબૂદીપ જિમ-દીપમિ રે, તેજે સૂર અભંગ-મેરે૦ કામ૦ ॥૫॥

શાંતિ-પ્રીતિમિ ચંદ્રમા રે, સકલ-સુમનિ અરવિંદ-મેરે૦ ।
યોદ્ધામેં હરિ દીપિઉ રે, વૈશ્રમણો દાન-કંદ-મેરે૦ કામ૦ ॥૬॥

ક્ષત્રિ ચક્રી શોભિઉ રે, તપમિ જોર અણગાર-મેરે૦ ।
પંતિ-ષમા અરિહાઉ રે, સબ મંત્રિ નવકાર-મેરે૦ કામ૦ ॥૭॥

તિમ અણશણ સર્વ-ધર્મનિ રે, જે પામિ નર-નારી-મેરે૦ ।
તસકી ઉઆરી કીજઈ રે, તે પોહચિ ભવ-પારિ-મેરે૦ કામ૦ ॥૮॥

ઢાલ ૩૮

રાગ-ગુડી

ઈક-દિન કામગજેંદ્રો ચિંતિ, ધિગ એ! કામ અસાર ।
કુણ અકારિજ કરતુ હુતુ, પૂરવ-ભવમિ અપાર ॥ ૧ ॥

ભવિયણ! ભાવ ધરીઈ સંભલીઈ, મોહ-વશિ જે બૂડા ।
ચૂલણી કૂં સુત-મારણ-બુધિ, માત-સનેહા કૂડા-ભવિ૦ ॥

તાત-સનેહો તે પણ કડુ, કનકરથિ નિજ-પૂતા ।
પુત્રિ કોણી, બાંધવિ જાણુ, ભરત-બાહુબલિ ધૂતા-ભવિ૦ ॥ ૨ ॥

નારી-સગપણ સૂરીકંતા, વલી પતિ-મારી પ્રમાણ ।
મિત્રપણિ ચાણાક્ય-પર્વતો, એહવૂં ન કરિ જાણ-ભવિ૦ ॥૩॥

સુભૂમો-નિ-પર્શુરામો, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ।
નિજ-સ્વારથ અણપૂજંતિ, પ્રથવી કીધી ભારી-ભવિ૦ ॥ ૪ ॥

એહી જગમેં સહુકુ વિઢિ, એક ન વિઢિ વીર ।
મેઘ-દુખ મુનિ ન્યાણા ટાલ્યા, મૃગાવતી સુખ-ધીર-ભવિ૦ ॥૫॥

ઋષભદત્ત-નિ-દેવાનંદા, અઈમત્તા-નિ-ઉદાઈ ।
શિવ-પુદ્ગલ-ખંદગો-જયંતી, ગંગેઉ-કલોદાઈ-ભવિ૦ ॥ ૬ ॥

અંબડના વલી શિષ્ય સાતસિં, વરૂણાગત તૂઉ સાર ।
સુનક્ષત્રો-સર્વાનુભૂતી, ઈત્યાદિક ગુણ-ધાર-ભવિ૦ ॥ ૭ ॥

હે વીર ! તુમ્હથી એ સબ, દુખથી મૂકાણી જન-કોડિ ।
તે હવિ હમકૂં કા ન મૂકાવુ, વીનવીઈ કર-જોડિ-ભવિ૦ ॥ ૮ ॥

ક્ષિતિ-વધૂ જીવ ધરિં અક્ષાણું, ચિર નંદુ જિન-વીર ।
મેરૂ કરિ મરકત-મણિ-થાલં, ગગનંગણુ-ગંભીરં-ભવિ૦ ॥ ૯ ॥

નક્ષત્રાક્ષત નિ નાલિકેરં, ચંદ્રો તેહની કાંતિ ।
ચંદન છંટિ વિરાજિત સૂરો, ણાજૂગંધ ધરંતિ-ભવિ૦ ॥ ૧૦ ॥

ઢાલ ૩૯

રાગ-કાલહરૂ

ધિન ધિન કામગજેંદ્ર-પમુહા, સબ જીવ-રાશિ ખમાવી રે।
સીમંધર-વીરજી-કે ધ્યાનિ, નિત્ય રહિ મન ભાવી રે-ધિન૦ ॥૧॥

ચુરાસી લખિ જીવા-યોનિ, ભમતા કીધા પાપ રે ।
તેહ પમાવત પરમાનંદિ, શુક્લ-ધ્યાનકુ વ્યાપા રે-ધિન૦ ॥૨॥

પૂર્વ-સાધુની ભાવન કરતા, અતિ-શુભ-ભાવિ ચઢીઆ રે ।
વૈરાગ્ય-જલધિ-રંગ-તરંગિ, ઝીલિ ચારિત્ર-ગલીઆ રે-ધિન૦ ॥૩॥

સકલ-કર્મનુ ક્ષય કરીનિ, પામ્યા કેવલ-નાણ રે ।
લોકા-લોક-પ્રકાસી તે મુનિ, પોહુના મુગતિ ભાણ રે-ધિન૦ ॥૪॥

કામગજેંદ્રો દુખ મૂકાણુ, સીમંધર કે પ્રસાદિ રે ।
સકલ-સંઘનિ આણંદ-કારી, દિન-દિન સુખ-સંવાદિ રે-ધિન૦ ॥૫॥

ઢાલ ૪૦

ચંપકમાલા છંદ, ચંદાયણની દેશી

विश्व-वरं सीमंधर-सारं, जन्म-जरा-भेदं शिव-कारं ।
सेड्क-तुल्यो पे शम-मारं, जीव ! चिरं माया-द्रि-शतारं ॥

पंकज-नेत्रं चारु-विहारं, मुक्ति-रमा-दातारमपारं ।
मोचन पारावार-गंभीरं, मोहन ! माया-भू-वर-सीरं
पंकज० ॥ १ ॥ ध्रुपद ॥

त्वां शुभ ! वंदे देवमभीतं, कौश(शि)क-रामा-वृंद-सुगीतं
स्तौति गुणान् कांतान् वर ! कस्ते, विश्व-विकाशे एक गभस्ते !
पंकज० ॥ २ ॥

सत्यकि-गोत्र-व्योम-पतंगं, दुख-बृहद्-भान्व-भ्रम-संगं ।
सौर्य(शौर्य)-गुणैः पारींद्र-समानं, धीर-गुणैर्मेरु-गति-मानं
पंकज० ॥ ३ ॥

चंपक-माला-शोभित-देहं, देव-नतं शाता-सुख-गेहं ।
सेवक-संघाता-सुर-गेयं, सामज-तेजो-भारमजेयं
पंकज० ॥ ४ ॥

ઢાલ ૪૧

રાગ-સામેરી, ચંદાઉલાની દેશી

શ્રી સીમંધર ! તુમ્હ ગુણા રે, વર્ણવિવા નવિ જાણું ।
નિજ-મતિ-સારૂ-વર્ણવૂં રે, સાર ત્રિતાલીસ ઠાણું ॥

પરમ-સુખ-દાતાર, ત્રિ-જગતનુ આધાર ।
વિશ્વ-ભૂષણુ સાર, મોરા હૃદયનુ તૂં હાર-ત્રિભોવન૦ ॥ આંકણી ॥

જવ સુપનમાહિ તૂં મલિ, તવ હર્ષ-આનંદ-પૂર ।
રંગ-સાગરિ ઝીલતિ, પણુ નિકટ આવિ સૂર-ત્રિભોવન૦ ॥ ૨ ॥

આજ મુઝ આશા ફલી, જવ દીઠ તોરી મુહાડિ ।
તુઝ દેખવા મુખ-ચંદલુ, દો નયન કરંત રૂહાડિ-ત્રિભોવન૦ ॥૩॥

તોરી વદન-શોભા-મંડપિ, મોરૂં મન્ન ભાવન-વેલિ ।
ઘન-શામસ્યૂં જિમ વીજલી, ઝલકંતિ કરતી ગેલિ-ત્રિભોવન૦ ॥૪॥

કોટિ-સૂરિય-ચોતિ અધિકી, તુઝ વદન દેતી હેલિ ।
તેજ-પુંજ વિરાજતી, સેવકકૂં રંગરેલિ-ત્રિભોવન૦ ॥ ૫ ॥

[ ......આ સ્થળે દ્રાવિડી લિપિમાં લખેલ બે પંક્તિ જેટલો ભાગ છે. ]

॥ इति श्रीसीमंधरस्वामिशोभातरंगे पंचम चरमोल्लासः समाप्तः ॥

---

इति श्रीशोभातरंगः संपूर्णः ॥ छ ॥ छ ॥ श्री ॥ छ ॥ छ ॥
श्री ॥ छ ॥ साहाजी साहिब तेजपालजीकृतम् ॥
॥ छ ॥ इति शोभातरंग संपूर्ण ॥
वाई रूपाई पठनार्थं ॥ पत्तने सा कल्याणेन चित्रावितः ॥

---

ॐ

॥ श्रीशंखेश्वर–पार्श्वनाथाय नमः ॥

---

શ્રી વિહરમાન–વિભુ **શ્રીસીમંધરસ્વામીના** જીવનચરિત્રની સાથે અંતિમ–
તીર્થપતિ શાસનનાયક **શ્રીમહાવીર પરમાત્માની** હયાતી દરમ્યાન
બનેલી, વિષય–વાસનાની વિષમતાને દર્શાવનારી, એક અદ્‌ભૂત
ઘટનાને વર્ણવતી, શ્રી **વીરપ્રભુએ શ્રી ગૌતમસ્વામીને**
સ્વમુખે કહેલી કામગજેંદ્રની કથાનું જેમાં
સુરમ્ય વર્ણન કરવામાં આવેલ છે

# શ્રી સીમંધર–શોભા–તરંગ

( સંક્ષિપ્ત ગૂર્જર ભાવાનુવાદ )

---

**ઉપક્રમ**

રાસકાર મહર્ષિ વિહરમાન પ્રભુ **શ્રી સીમંધરસ્વામીજીના** પવિત્ર જીવનપ્રસંગોના વર્ણન સાથે, પરમોપકારી શાસનપતિ **શ્રી મહાવીર** પ્રભુએ મુખ્ય ગણધર **શ્રી ગૌતમસ્વામીજીને** તેમના પ્રશ્નના જવાબમાં કહેલી. વિષયવિકારની વિરૂપતાને દર્શાવનારી **શ્રી કામગજેંદ્ર** રાજપુત્રની કથાનો ઉપક્રમ કરતાં શિષ્ટજનાચરિત–સમયનું પરિપાલન કરવા પરમ પવિત્ર શ્રી પંચ પરમેષ્ઠીને સ્મરણપૂર્વક નમસ્કાર કરે છે અને શ્રીશ્રુતાધિષ્ઠાત્રી **સરસ્વતીદેવીના** સાન્નિધ્યને વર્ણવે છે.

ત્રણેય ભુવનને ચંદ્રની જેમ આલ્હાદ પમાડનારા, સૂર્યસમ તેજસ્વી, અષ્ટ મહાપ્રાતિહાર્યની શોભાવાલા, અનુપમ સુખના કંદસ્વરૂપ, શુદ્ધ સ્વર્ણ સમ દેદીપ્યમાન, કેતકીના પુષ્પની જેમ કાંતિવાલા અને

**મંગલ અભિધેય નિરૂપણ**

જગતના ઉદ્ધાર માટે જ જાણે જેમનો મનુષ્યાવતાર છે એવા અતુલોપકારી **શ્રી અરિહંત પરમાત્મા,** વિષમતર વિપાકદાયી અષ્ટ કર્મના બંધનથી મુક્ત **શ્રી સિદ્ધભગવંત,** જ્ઞાની પ્રભુની અનુપસ્થિતિમાં અખિલ શાસનના નાયક સમાન, **આચાર, શ્રુત, શરીર, વચન, વાચના, મતિ, પ્રયોગ, સંગ્રહપરિજ્ઞારૂપ** *આઠ સંપદાઓથી વિભૂષિત **શ્રીઆચાર્યમહારાજા,**

---

* **આઠ સંપદાઓનું ટૂંક સ્વરૂપ**

૧ **આચારસંપદા**-ગંભીરપણે સાધુ આચારનું સુયોગ્ય પાલન કરવું કરાવવું તે.

૨ **શ્રુતસંપદા**-સ્વપરસમયના શાસ્ત્ર-સિદ્ધાંતોનું રહસ્ય-પર્યાલોચનસ્વરૂપે જ્ઞાન હોવું તે.

૩ **શરીરસંપદા**-લક્ષણપ્રમાણોપેત સર્વાંગસુંદર અને પરીષહાદિ સહન કરવામાં સમર્થ શરીર પ્રાપ્ત થવું તે.

૪ **વચનસંપદા**-રાગદ્વેષાદિના ઝેરને દૂર કરનાર મધુર અને આદેય વચનની શક્તિ પ્રાપ્ત થવી તે.

૫ **વાચનાસંપદા**-શિષ્ય કે શ્રોતાની યોગ્યતાની માત્રાના આધારે જ્ઞાન આપી તેનું હિત સાધી શકવાની કલામાં નિપુણતા પ્રાપ્ત થવી તે.

૬ **મતિસંપદા**-વિવિધ તર્કવિતર્કના બલે કોઈપણ ગહન પદાર્થના સ્વરૂપનું અવગાહન કરવાની શક્તિ પ્રાપ્ત થવી તે.

૭ **પ્રયોગસંપદા**-પ્રબલવાદીને પણ દ્રવ્ય ક્ષેત્ર કાલની પરીક્ષાની નિપુણતાના બલે પરાજિત કરવાની કુશલતા પ્રાપ્ત થવી તે.

૮ **સંગ્રહસંપદા**-સંયમની સાધનાને અનુકૂલ સામગ્રીને નિર્દોષપણે મેળવવાની નિપુણતા પ્રાપ્ત થવી તે.

આ આઠ સંપદાઓની વધુ માહિતી માટે જૂઓ, **શ્રી સ્થાનાંગ-સૂત્ર** અધ્યયન ૮, ઉદ્દેશો. ૩, સૂ. ૬૦૧. તથા **શ્રી પ્રવચનસારોદ્ધાર** દ્વાર ૬૪, ગા. ૫૪૧-૫૪૨.

શ્રુત-સિદ્ધાંતના પઠન-પાઠનાદિદ્વારા અનેક ભવ્ય જીવોના હિતકારી **શ્રી ઉપાધ્યાય મહારાજા,** આઠ પ્રવચન-માતાના પાલનમાં તત્પર, આઠ મદથી રહિત, મોક્ષમાર્ગના અનુપમ સાધક **શ્રી સાધુમહારાજા,** આ પાંચ પરમેષ્ઠીઓ અશુભ કર્મથી થનાર વિઘ્નોને હરનાર છે, તેઓને ભાવપૂર્વક હું નમું છું તથા ભગવતી **શ્રી સરસ્વતી દેવી** મારા મુખમાં વાસ કરો, જેથી કે અપ્રમેય ગુણગણધારી વિહરમાન પ્રભુ **શ્રી સીમંધરસ્વામીના** ગુણોનું દેવેન્દ્રોથી પણ અશક્ય-ગાન તેમના **શોભા-તરંગોને** વર્ણવવા સાથે સફલતાપૂર્વક કરી શકું

**કથા-પ્રારંભ પુષ્કલાવતી વિજય વર્ણન**

આ **જંબૂદ્વીપના** મધ્ય ભાગે બન્ને બાજુ ત્રણ ત્રણ ક્ષેત્ર તથા વર્ષધર પર્વતથી સુશોભિત **શ્રી મહાવિદેહક્ષેત્રમાં** મધ્યભાગે રહેલ **મેરુપર્વતથી** પૂર્વ બાજુ આવેલ **પૂર્વ મહાવિદેહમાં પુષ્કલાવતી** નામના દેશથી અધિષ્ઠિત ૨૨૧૨૯⅞ યોજન પ્રમાણ પહોળી, તથા ૧૬૫૯૨ યોજન $\frac{2}{19}$ કલા પ્રમાણ પહાળી **પુષ્કલાવતી** નામની **આઠમી વિજય** શોભે છે

જેમાં મુકુટસ્વરૂપ **શ્રી સીમંધર પ્રભુ** હાલ વિચરી રહ્યા છે, તથા જે વિજયની પૂર્વ બાજુ **નીલવંત વર્ષધર પર્વત,** દક્ષિણ બાજુ **લવણ સમુદ્ર,** પશ્ચિમ બાજુ **સીતા નદી** અને ઉત્તર બાજુ **એકશૈલ** નામનો ચોથો વક્ષસ્કાર પર્વત (જે ૭ મી ૮ મી વિજયના મધ્યભાગે છે) શોભે છે, જે **વખાર પર્વત** ઉપર એકસો વીશ શાશ્વત ચતુર્મુખ જિનબિંબોથી સુશોભિત મનોહર **શાશ્વત જિનચૈત્ય** શોભી રહેલ છે, તેને ભાવપૂર્વક નમી હું મારા જન્મને સફલ કરું છું

તે વિજયમાં ૧૭૨૮ ગાઉ પ્રમાણ× વિસ્તારવાલી, ધન-ધાન્યાદિ સમૃદ્ધિપૂર્ણ, સુંદર શોભાવાલી **પુંડરિકિણી** નગરી છે. જે નગરીના ઉત્તુંગ પ્રાસાદોના અગ્ર ભાગે ફરકતી ધ્વજાવાલા ધ્વજદંડો જાણે નગરીરૂપ દારા-સ્ત્રીની સાથે પ્રાસાદોને પાણિગ્રહણ કરાવવા તાણી લાવતા ન હોય તેવા શોભે છે અને 'જાણે વિધાતાએ સ્વર્ગ-

**પુંડરિકિણી નગરીનું વર્ણન**

પુરી **અમરાવતી**ની સાથે ત્રાજવામાં તોલતાં શોભા અને સંપત્તિમાં વધુ હોવાથી આ નગરી નીચે જમીન પર આવી હોય, અને **અમરાવતી**નું પલ્લું આ નગરીની શોભા-સમૃદ્ધિ કરતાં ન્યૂન હોઈ તે પુરી ઉપર-સ્વર્ગમાં ગઈ' એવી કલ્પના સ્હેજે જે નગરીની સુંદરતા-સમૃદ્ધિ જોઇને પ્રેક્ષકોને થાય. જે નગરી અનેક મણિરત્નોથી શોભતા પ્રાસાદોની હારમાલાથી દિવસે શોભાયમાન તથા રાત્રે પણ અનેક હીરા માણેક મોતીઓના પ્રકાશથી દીપતી હતી, તથા જ્યાંના ઉત્તુંગ જિનાલયોની ફરકતી ધજાઓ જાણે નગરીના લુંછણાં

---

× પુંડરિકિણી નગરીના વિસ્તારનું પ્રમાણ સંદિગ્ધ જણાય છે. શાસ્ત્રોમાં કયાંય આવો ઉલ્લેખ ઘણી તપાસ કરવા છતાંય મળેલ નથી, આવી વાત નિર્મૂલક સંભવે નહિ, કદાચ કોઈ સંપ્રદાયની માન્યતા સ્વરૂપ હોય, છતાં **सिद्धस्य गतिश्चिंतनीया** એ ન્યાય મુજબ વિચારતાં જણાય છે કે **શ્રી બૃહત્સંગ્રહણી** ગા. ૨૮૯ પ્રમાણે શાશ્વત પદાર્થોનુ માપ **પ્રમાણાંગુલ**થી માપવાની વ્યવસ્થા છે, તો **શ્રી લઘુક્ષેત્ર સમાસ** ગા. ૧૪૭માં જણાવેલ વિજયનું માપ **પ્રમાણાંગુલ**થી ગણી રાસકારે જણાવેલ નગરીનુ માપ **ઉત્સેધાંગુલ** ગણીએ તો આપણી દૃષ્ટિએ બૃહત્તમ જણાતું નગરીનું ૧૭૨૮ ગાઉનું પ્રમાણ **પ્રમાણાંગુલ**થી ગણતાં તો એકસો અઠ્ઠાવીશ ગાઉ અધિક એક યોજનનું જ આવે, તે ત્યાંના ક્ષેત્ર મનુષ્ય આદિની વિશાલકાયતા વિચારતાં અસંગત ન જણાય. આટલો ફેર પડવાનું કારણ ઉત્સેધાંગુલ કરતાં પ્રમાણાંગુલ ચારસોગણું મોટું હોય છે, એ માટે જુઓ શ્રી બૃહત્સંગ્રહણી ગા. ૨૯૩.

આ સિવાય શાસ્ત્રાનુકૂલ વધુ સ્પષ્ટ ખુલાસો કોઈ વિદ્વાનની જાણમાં હોય તો જણાવવા વિનંતી છે.

કેમ ન લેતી હોય તેમ શોભે છે, જ્યાના બગીચાઓમા પાણીના સિંચન વગર પણ સુંદર શોભતી વૃક્ષરાજિઓમા સ્ત્રી-પુરુષોના યુગનો સાનંદ વિચરી રહેલા છે ટૂંકમા તે નગરીની છટા ઇંદ્રધનુષ્યના રંગની અજબ છટાની જેમ સર્વ પ્રાણીઓના નેત્રોને તૃપ્ત કરનારી અને ચંદ્રકલાની જેમ દિનપ્રતિદિન ચઢતી કલાવાળી હતી

તે નગરીમા પ્રજાજનોના હૃદયમા ન્યાય નીતિ આદિ ગુણોથી આધિપત્ય ભોગવનાર **શ્રેયાંસ** નામનો રાજા શોભે છે, જે ઘણો જ દાનેશ્વરી છે તેને આગળ આવેલ ગમે તેવા અર્થીનિ

**શ્રી શ્રેયાંસરાજાનુ વર્ણન**

પરાઙ્મુખ થઈ ફરવુ પડતુ નથી માતૃકાક્ષરમાલા-(વર્ણમાલા-બારાખડી)મા આવતા **નકાર**નો તો તે રાજાએ સમજ કર્યો નથી અથવા તો માતૃકાક્ષરોના અભ્યાસ કાલે ભણેલા તે નકારને ભૂલીજ ગયો લાગે છે વળી તે રાજા તેજ દિવસને કૃતાર્થ લેખે છે, જે દિને અર્થીઓની પ્રાર્થના પૂર્ણ કરી હાથને દાનના સુરમ્ય ભૂષણથી ભૂષિત કર્યો છે એટલે કે તે રાજાએ કોઇ દિવસ પણ કોઇની પ્રાર્થનાનો ભંગ કર્યો નથી

"ખરેખર! આ પૃથ્વી તેના લોકોથી જ ભારે થાય કે જે લોકોએ સાધન-સામગ્રીસંપન્ન દશામાં શક્તિ ગોપવીને આસક્તિ-મોહને આધીન થઈ અર્થીની પ્રાર્થનાનો ભંગ કર્યો છે બાકી સ્થૂલ બુદ્ધિએ ભારરૂપ જણાતા પર્વત, જંગલો કે સમુદ્ર આદિથી પૃથ્વી ભારે નથી, તેઓ તો જગતના હિતાર્થે પોતાની સામગ્રી ગમે તેના સંયોગોમાં પણ અર્પી જ રહ્યા છે."

વળી તે રાજા દાનેશ્વરી છતા દાનગુણની પ્રાપ્તિ કરતા પણ દુર્લભ નિરભિમાનતા ગુણથી શોભતો હતો, તેથી જ ચંદ્ર કરતા પણ તે રાજાની કીર્તિ ઉજ્જ્વલ હતી ચંદ્રને તો હરણનુ નાનુ પણ કલંક છે, જ્યારે આ રાજા તો દાનેશ્વરી છતાં નિરભિમાની હતો, તેથી જ સોનામાં સુગંધની જેમ તે રાજામા ગુણોનો સુમેળ શોભતો હતો

તથા દાનગુણની સાથે તે રાજામાં પાત્રપરીક્ષાનો ગુણ પણ ઘણો વિકસ્વર હતો, "**ખરેખર! પાત્રાપાત્રના વિવેક વિના સુંદર પણ દાન છીપલી, ગાય, સર્પ, ઉખર ભૂમિમાં પરિણતિ પામતાં સ્વાતિ નક્ષત્રના પાણીની જેમ ફલની વિવિધતા પેદા કરનારું થાય છે**" આટલું છતાંય રાજા પાસે સમૃદ્ધિમાં કંઇપણ ન્યૂનતા થવા પામી ન હતી, કારણ કે બગીચા, કૂવા, ગાય આદિને વપરાશની વૃદ્ધિની સાથે પેદાશની પણ વૃદ્ધિ જ થતી હોય છે.

આ પ્રમાણે **રાસકાર** વિહરમાન વિભુ **શ્રી સીમંધર પરમાત્માના** પિતા **શ્રી શ્રેયાંસરાજાના** ગુણગણનું વર્ણન કરતાં પ્રસંગે **દાનનાં પાંચ દૂષણો અને પાંચ ભૂષણો** પણ ભવ્ય જીવોના હિતાર્થે જણાવે છે.

**"૧ દાનના પ્રસંગે અનાદર, ૨ વિલંબ, ૩ પરાઙ્મુખપણું, ૪ અપ્રિય ભાષા અને ૫ માનસિક અનુતાપ કરવો એ ખરેખર સુંદર પણ દાનને કલંકિત કરનારાં પાંચ દૂષણો છે."**

**"૧ દાન દેતાં મળેલી સામગ્રીના થતા સદુપયોગથી આનંદના આંસુ, ૨ રોમાંચોનું વિકસ્વરપણું, ૩ બહુમાન, ૪ સુંદર વચનો અને ૫ કરેલા દાનની અનુમોદના કરવી, આ પાંચ વસ્તુઓ માત્રામાં અલ્પ છતાંય દાનને સુશોભિત કરનાર ભૂષણસ્વરૂપ છે."**

**સત્યકી રાણીનું વર્ણન**

તે **શ્રેયાંસરાજાને** રૂપ–લાવણ્ય ગુણથી ભરપૂર, શીયલસલૂણી સત્યકી નામની રાણી હતી, જેણીએ પાતિવ્રત્યધર્મના અનુપમ પાલનથી જગતમાં અપૂર્વ કીર્તિ પ્રાપ્ત કરી છે, જેણીનું શરીર સર્વ ઉત્તમ લક્ષણોથી અલંકૃત છે, તેણીના પગનાં તળિયા તો લાલ કમલની જેમ એવા સુંદર લાલાશવાળા છે, જાણે કે–જગતની સર્વશ્રેષ્ઠ સુંદરીઓના મસ્તક પર અનુપમ શીલ–રૂપાદિ ગુણોએ કરી હીનતા દર્શાવવા કરેલા પાદાક્રમણને લીધે જ લાલ કેમ ન થયા હોય! વળી અહીં **રાસકાર**

**સત્યકિ રાણી** વિષે સ્ત્રીતેચિત ઉત્તમ ચોસઠ કળાના વાસ વિષે ઉત્પ્રેક્ષા કરતા જણાવે છે કે-તે રાણીને વિષે ચોસઠ કળાનો વાસ કેમ ન હોય? તેણીના હાથ-પગના ચાર અંગૂઠાઓમાજ સુંદર ગોળાકાર નખરૂપે ચાર પૂર્ણચંદ્રોએ વાસ કર્યો હતો-તો એકેક ચંદ્રની સોળ કળાના હિસાબે ચોસઠ કળાનો વાસ સ્વત સિદ્ધ સંભવે છે વળી જેણીના લોચનયુગલ મૃગી-નયનની જેમ અતિ ચંચલ છતાં મર્યાદાથી બહાર નથી જતા-તે જાણે પાસે આવેલ કાનરૂપ ઊંડા કૂવામાં કદાચ પડી જાય તો બહાર કોણ તાણે-કાઢે? એ ભયથી જ તેઓ મર્યાદિત ચંચળતાવાળા હતા જે કોકિલકંઠીના સ્નિગ્ધ-મધુર અવાજથી સારંગી-વીણા પણ ફરંગી બનેલ છે અને જેણીનું મુખકમલ તો સદા વિકસ્વર રહેતુ, ગીજા કમલો દિવસે કે રાત્રે કરમાતા હોય તેણીના મુખ સાથે ઉપમા માટે પણ સંગત થતા નહિં

પુણ્યકર્મના સંચયવાળી તે રાણીએ ચાલુ ચોવીશીના **શ્રી કુંથુનાથ પ્રભુ** તથા **શ્રી અરનાથપ્રભુના** અંતરાલકાળે ચૌદ સ્વપ્નથી સૂચિત ત્રિલોકનાયક જ્ઞાનત્રયધારક તીર્થંકર પ્રભુને જન્મ **શ્રીસીમંધરસ્વામી** આપ્યો તે પ્રભુના જન્મથી દુ ખગશિમા નિમગ્ન **જન્મ-કુલામણું** નારકીના જીવોને પણ ક્ષણભર આનંદ થયો તો બીજાની વાતજ શી કરવી? અર્થાત્ અનેક દુ ખી-ઓના દુ ખનો નાશ થયો જન્મસમયે **દિક્કુમારિકાઓ** તથા ચોસઠ **ઇંદ્રાદિક** અસંખ્ય દેવોએ સ્વ-સ્વમર્યાદાનુસારે ભક્તિભાવપૂર્વક કર્તવ્ય પાવન કર્યું, માટે માતાપિતાએ આનંદપૂર્વક પ્રભુનુ **શ્રી સીમંધર** એવુ નામ સ્થાપ્યુ પછી *પાંચ ધાત્રીમાતાઓથી લાલિતપાલિત થતા તે નાથ-પ્રભુ બીજના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા

---

*૧ ક્ષીરધાત્રી-બાળકને સ્તનપાન કરાવે તે
૨ મજ્જનધાત્રી-બાળકને સ્નાનાદિ કરાવે તે
૩ મંડનધાત્રી-બાળકને સારા કપડા ઘરેણા પહેરાવે તે

એક દિવસ માતાજી બાલ-પ્રભુ **શ્રી સીમંધરસ્વામીને** હાથમાં લઇ હુલાવવા માંડી, તે હુલામણામાં માતાજી પ્રભુના ચ્યવન સમયે પોતે જોયેલા ચૌદ સ્વપ્નોને રહસ્યસ્ફોટપૂર્વક વર્ણવી, જન્મસમયે ચોસઠ ઈંદ્રોએ કરેલ જન્મોત્સવના અધિકારને વર્ણવે છે.

**ચૌદ સ્વપ્નોનો રહસ્યસ્ફોટ**

"હે પુત્ર! જ્યારે તુ ગર્ભમાં આવ્યો, ત્યારે હું બહુ આનંદ પામેલી અને એકસો છન્નુની સખ્યાના ‡વર્ગમૂલરૂપ ઉત્તમોત્તમ ચૌદ સ્વપ્નો મેં જોયેલા, તેમાં પ્રથમ **ઐરાવણ હાથી** આવીને મને બહુ આદરપૂર્વક નમીને બોલ્યો કે-"હે સૌભાગ્યશાલિનિ! ધન્ય છે તારી કૂખને! કે જેણે દેવેંદ્રોને પણ પૂજ્ય પ્રભુને ધારણ કરેલા છે, તારા પુત્રની પાસે મારો સ્વામી-ઈંદ્ર આવી રોમાંચવિકાસપૂર્વક સેવા માટે લાલાયિત બનશે, તો પછી હે સ્વામિનિ! હું તેમની પહેલાં કેમ ન આવું? તમારો પુત્ર તો મુક્તિગામી છે, માટે ધન્ય છે."

ત્યારપછી **ધોરી-વૃષભ** આવીને મને કહે કે-"તમારો પુત્ર ખરેખર ઈંદ્રોનો પણ ધોરી-અગ્રેસર થશે."

પછી **વનરાજ કેશરીસિંહ** જોયો, કે જે મૃગોના યૂથને ત્રાસ પમાડનાર પરાક્રમવાળો નિર્ભય હતો.

---

૪ **ક્રીડાપનધાત્રી**-બાલકના મનપ્રસાદ માટે વિવિધ ક્રીડા કરાવે તે.

૫ **અંકધાત્રી**-બાલકને આખો દિવસ ખોળામાં રાખે તે.

ઉપર મુજબની ધાવમાતાઓ બે જાતની હોય છે: એક તો ઉપરનાં કામો સ્વયં કરે, અને બીજી પોતાની દેખરેખ નીચે બીજા પાસે કરાવે.

આની માહિતી માટે જુઓ **શ્રી પિંડનિર્યુક્તિ શ્રી મલયગિરીય વૃત્તિ,** ગા. ૪૧૦-૪૧૧

‡ ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે કોઈપણ સંખ્યાને પોતાના આંકથી ગુણતાં જે આવે તે વર્ગ કહેવાય છે. અને તેની મૂલ સંખ્યાને વર્ગમૂલ કહેવાય છે. અહીં ૧૪×૧૪=૧૯૬ થયા, માટે ૧૯૬નું વર્ગમૂલ ૧૪ થયું.

ચોથા સ્વપ્ને **લક્ષ્મીદેવી** આવીને બોલી કે-"હવે જ મારા આપનુ કષ્ટ આ તારા પુત્ર-પ્રભુના પ્રતાપે દૂર થશે "

પાંચમે **ફૂલની માલે** સુચવ્યુ કે-"તારા પુત્રના ગુણ-રાગ-સૌરભથી આખુ જગત્ સુવાસિત થશે "

છઠ્ઠે સ્વપ્ને ચંદ્રે સુચવ્યુ કે-"તારો પુત્ર ચંદ્રની જેમ સર્વને આહ્લાદદાયી થશે "

**સૂર્યના** સ્વપ્નથી સૂર્યવિકાસી કમલની જેમ તારા મુખથી મારા નેત્રકમલો વિકસ્વર થવાનું જણાવ્યુ

"**હે સીમંધર !** તુ ખરેખર અમારા કુલની ઉન્નતિ કરનાર ધ્વજસમાન છે," એમ ધ્વજના સ્વપ્ને મને સુચવ્યુ.

અને પૂર્ણકલશે તો "જ્ઞાનજલથી ભરેલા તારામા નિકૃષ્ટ પાપીઓના પણ પાપ ધોવાની અનુપમ શક્તિ"નુ ભાન કરાવ્યુ

હે વત્સ ! દશમા **પદ્મસરોવરના** સ્વપ્નથી સૂચિત "ભવતૃષ્ણાના તાપને શાંત કરવાના અનુપમ ગુણ"વાલા તારી જદુ-પુણ્ય-ભવ્ય સ્તુતિ કરનારા ખરેખર ધન્ય છે.

અગિયારમે સ્વપ્ને રત્નાકર સમુદ્ર આવીને મને વિનવવા લાગ્યો કે-" હે પ્રભુજનની! હરો અને નરેંદ્રોથી વખણાયેલ, અપ્રમેય-સુખ-ધારક તારા પુત્રના ગાંભીર્યગુણની પ્રતિષ્ઠાથી મારી ગંભીરતા વિષેની વર્ણિતની કીર્તિ ભુંસાવા સંભવ છે, માટે કૃપા કરી અને મારા હિતનો વિચાર કરો "

બારમે સ્વપ્ને **સુંદર દેવવિમાને** "તારા ભાવી સમવસરણના ત્રણ ગઢ આદિની રચના સૂચવી તેમાં પોતાને સ્થાન આપવાની વિનંતી કરી, રત્નકુક્ષિધારિણી તરીકે મારા ઓવારણાં લીધાં "

તેરમે સ્વપ્ને રત્નરાશિએ "તારા અણમોલ ગુણરત્નોની દીપ્તિથી પોતાની પાર્થિવતા વ્યક્ત થઈ જવાથી જતી લાજ બચાવવા" પ્રાર્થના કરી અને "હે વત્સ! સર્વ જીવોના કલ્યાણકારક ગુણોના પ્રકાશસ્વરૂપ તારા આત્મતત્ત્વરૂપ અમૂલ્ય રત્નની મહત્તા વર્ણવી."

ચૌદમે સ્વપ્ને **નિર્ધૂમ વહ્નિએ** "કર્મઇંધનોને ભસ્મીભૂત કરી નિર્મલ બનાવનાર તારા આત્મસ્વરૂપના પ્રકાશને સકલ તેજસ્વી પદાર્થોમાં શ્રેષ્ઠ જણાવી તેવી શ્રેષ્ઠતા મેળવવા તારું શરણ સ્વીકાર્યું."

આ પ્રમાણે ત્રણે ભુવનમાં શ્રેષ્ઠ ચૌદ સ્વપ્નો આશીર્વાદાદિ સૂચવતા મારા મુખમાં પેસતા મેં જોયા. બાદ જ્યારે યોગ્ય સમયે તારો જન્મ થયો

**છપ્પન દિક્કુમારિકાઓએ કરેલ જન્મોત્સવ**

*ત્યારે **અધોલોકથી આઠ દિક્કુમારિકાઓ** આવી મને પ્રણમી વિનીતભાવે બોલી કે-"**હે જગદ્બંધ માતાજી!** તમે જરાય ભય પામશો નહિં, અમે તમારા પુત્રના લોકોત્તર પુણ્યથી આકર્ષાઈને આવેલ છીએ, અને સેવા કરી મુક્તિ રાજ્ય મેળવવા માંગીએ છીએ માટે અમે યથોચિત મર્યાદા પ્રમાણે સૂતિકાકર્મ કરશું." પછી તેણીઓએ ઇશાનખૂણે સૂતિકાગૃહ બનાવ્યું અને યોજનપ્રમાણ ભૂમિ સંવર્તક પવનથી શુદ્ધ કરી. તથા **ઊર્ધ્વલોકવાસિની આઠ દિક્કુમારીઓ** આવી સુગંધી જલના છંટકાવથી રજ-શમન કરી પ્રભુસહિત માતાને પગે પડી. બીજી **પૂર્વરુચકદ્વીપથી** આવેલી **આઠ દેવીઓ** આવી દર્પણ બતાવતી કહેવા લાગી કે-"હે માતાજી! દર્પણમાં આપના પુત્રના દર્શન કરવાથી અમારા પાપોનો ક્ષય થાઓ." વળી **દક્ષિણરુચકવાસી આઠ**

---

* અહીંથી શરૂ થતા જન્મમહોત્સવની વિસ્તૃત માહિતી માટે શ્રુતકેવલી શ્રી ચતુર્દશપૂર્વધર **શ્રી ભદ્રબાહુસ્વામિપ્રણીત શ્રી કલ્પસૂત્રની શ્રી કિરણાવલી-શ્રી સુબોધિકા** આદિ ટીકાઓમાં તથા સંસ્કૃત ન જાણનારાઓએ **ખેમશાહી શ્રી કલ્પસૂત્ર ભાષાંતરના પુસ્તકમાં પાંચમું વ્યાખ્યાન વાંચવું.**

દેવીઓ ભૃંગારધારિણી બની અને **પશ્ચિમરુચકદ્વીપની** આઠ કુમારિકાઓ વીંજણાં-પંખા લઈ ગુણગાન કરવા લાગી. **ઉત્તરરુચકદ્વીપની** આઠ દિક્કુમારીઓ ચામર વીંજવા માંડી, તથા **વિદિશારુચકદ્વીપની** ચારે દિક્કુંવરીઓ દીપક લઈ વિદિશામાં ઊભી રહી, તેમજ **રુચકદ્વીપથી** આવેલ ચાર કુમારિકાઓએ નાલ-છેદ-વિધિ કરી મણિરત્નની પીઠિકા બનાવી અને બાકી રહેલ અશુચિકર્મનિવારણરૂપની સૂતક સબંધી સ્નાનાદિની સઘળી ક્રિયા પતાવી નાચ ગુણગાન કરવા લાગી.

**ચોસઠ ઇંદ્રોએ ઉજવેલ જન્મોત્સવ**

દિક્કુમારીઓની અશુચિનિવારણ વિધિ પત્યા પછી **સૌધર્મેંદ્ર** આવી, પોતે પંચરૂપ કરી તને લઈ **મેરુપર્વત** ઉપર પહોંચ્યા. અને ત્યાં ચોસઠ ઇંદ્ર-અસંખ્ય દેવો ભેગા મળી અનેક વાદ્યતૂર્યોના નાદપૂર્વક *અઢીસો અભિષેકની વિધિ સાચવી સ્નાત્રમહોત્સવ કર્યો. પછી સુગંધથી ભરપૂર યક્ષકર્દમ, કેશર, ચંદનાદિ સુવાસિત વિલેપનાદિ કરી વિશુદ્ધ અધ્યવસાયોદ્વારા શુભ પુણ્ય ઉપાર્જન કર્યું.

---

* દરેક તીર્થંકર પ્રભુના જન્મમહોત્સવ વખતે ચોસઠ ઇંદ્રાદિ દેવો પ્રભુની સ્નાત્રવિધિ અઢીસો અભિષેકદ્વારા કરે છે, તે અઢીસો અભિષેક આ પ્રમાણે—

| | |
|---|---|
| ૬૨ ઇંદ્રના | ૪ વ્યંતરેંદ્રની પટ્ટરાણીના |
| ૪ લોકપાલના | ૧ ત્રાયસ્ત્રિંશ દેવોનો |
| ૧૩૨ મનુષ્યક્ષેત્રના ચંદ્ર-સૂર્યના | ૧ સામાનિક „ |
| ૮ સૌધર્મેંદ્રની „ | ૧ પર્ષદા „ |
| ૮ ઈશાનેંદ્રની „ | ૧ સેનાપતિ „ |
| ૧૦ અસુરેંદ્રની „ | ૧ અંગરક્ષક „ |
| ૧૨ નાગકુમારેંદ્રની „ | ૧ પ્રકીર્ણક „ |
| ૪ જ્યોતિષ્કેંદ્રની „ | ૨૫૦ |

આની વિશેષ માહિતી માટે જુઓ **શ્રી સેનપ્રશ્ન ગ્રંથ** સંસ્કૃત ઉલ્લાસ ૨, પ્રશ્ન ૧૫૬, અથવા તેનું ગુજરાતી ભાષાંતર પા. ૬૫.

તથા સિદ્ધહસ્ત ગૂર્જર-કવિ-કુલ-શિરોમણિ **ઉપા. શ્રી વીરવિજયજી** મહારાજકૃત **શ્રી સ્નાત્રપૂજાની** છેલ્લી ઢાલની ગાથા ૨-૩-૪.

વળી મારા લાડીલા હે વત્સ! તારા જન્મસમયે સાતે ગ્રહો પણ ઉચ્ચ ગણાતી સ્વસ્વરાશિના પરમોચ્ચદશાવાચક અંશોમાં રહીને તારા અનન્ય-સાધારણ લોકોત્તર સૌભાગ્યને વર્ણવતા હતા, ઉચ્ચસ્થળે ચઢીને નિરીક્ષણ કરવાના લૌકિક વ્યવહારને અનુસરતા જાણે બધાય ગ્રહો તત્કાલ જન્મેલા તારા મુખનું પ્રથમ દર્શન કરવા માટે જ ઉચ્ચ-પરમોચ્ચ અવસ્થામાં આવ્યા કેમ ન હોય! કારણ કે તારા દર્શનથી પ્રાણીમાત્રના સર્વ દુઃખો ફાગણ મહિના(વસંત ઋતુ)ના ઝાડના પાનની જેમ ગળી-ખરી જાય છે.

પછી પરમાનંદ રસમાં ઝીલતા ઇંદ્રમહારાજા અનેક પ્રકારે **શ્રી પુષ્કલાવતીવિજય-શ્રી પુંડરિકિણીનગરીના** યશસ્વીપણાના ધન્યવાદ-પૂર્વક વખાણ કરી, વારંવાર નમી **શ્રી નંદીશ્વરદ્વીપે** અટ્ટાઈમહોત્સવ કરી પોતાના સ્થાને ગયા.

**માતાએ પ્રભુના શરીરાદિનું કરેલું અદ્ભુત વર્ણન**

ઉપર મુજબ દેવેંદ્રોએ પણ હરખભેર ઉજવેલા પ્રભુના જન્મમહોત્સવ પ્રસંગને વર્ણવી હવે **સત્યકિ માતા** પોતાના બાળુડા લોકોત્તર-પુણ્યશાળી પનોતા પુત્રના શરીરાદિના અદ્ભુત લક્ષણ-ગુણોનું વર્ણન કરતી કહે છે કેઃ- "હે પ્રાણવલ્લભ પુત્ર! ખરેખર મુખ-કમલ અને નેત્ર-કમલને સજાતીય સંબંધ હોવાના કારણે જ મારા નેત્રકમલો તારા મુખ પરથી જરા પણ ખસતા જ નથી, લોકોત્તર ગુણોના ધામસમા તારા ગુણોનું ગાન નહિ કરનારી જિહ્વાનો જન્મ જ ખરેખર અસાર-તુચ્છ છે, માટે જ પૌદ્ગલિક નયનોએ પણ તારા મુખરૂપી ચંદ્રમાં મૃગની સમાનતા સ્વીકારી તારા અનુપમ ગુણોનું ગાન કરવાનું સૌભાગ્ય મેળવ્યું છે. તમારું સર્વાંગસુંદર મનોહર રૂપ જોતાં કામદેવ સંબંધી શરીરરહિતપણાની અને વિષ્ણુના પુત્ર હોવાની પુરાણોની વાતો ખરેખર મિથ્યા જ ભાસે છે. હે વત્સ! દેવોના નયનોને પણ ચકિત કરનાર અદ્ભુત તારા સુંદર રૂપ-સુધાનું પાન કરી મારાં નેત્રો

સફલ થયા અને સુભગ ભાગ્યશાળી બન્યા, તારી દિવ્ય–મધુર વાણીનું શ્રવણ કરીને અતિમિષ્ટતમ અમૃતસ્વાદમય સુધા પણ તિરસ લાગે છે, અને તારા વિયોગની વાર્તા પણ અમારા દિલડાને સતાવે છે. તારા શરીરની અદ્ભુત પ્રભા અને કાંતિની છટા આખા ભૂમંડલના સારસર્વસ્વ અને અમૂલ્ય શોભાસ્વરૂપ છે. અને કામદેવને જીતવા પ્રબલ અમોઘ સાધનસ્વરૂપ તારા શરીરની સુંદરતા અવર્ણનીય છે. લોકોત્તર રૂપ–નિધાન તારા દેહની મનોહરતા જોઈ અસંખ્ય દેવોના સ્વામી ઇંદ્રરાજ પણ શરમાઈને જ પરેખર જાણે તારા ચરણોમા વારંવાર ઝૂકી ઝૂકીને પ્રણામ કરે છે. હે ત્રિલોકપૂજ્ય! તારા ચરણરૂપ કમલોને વહન કરવાનું સુભગ સૌભાગ્ય પ્રાપ્ત કરવાથી હું માનું છું કે પૃથ્વીરૂપ દેવીને આટલા દિવસ સુધી અનેક જાતની દુર્જનાદિને વહન કરવારૂપની વિકટ તપસ્યાનું જ સુભગ ફલ પ્રાપ્ત થયું છે. સૌભાગ્યનિધાન હે વત્સ! તારા અનુપમ રૂપ–સંપદા આગલ ક્રોડો દેવેન્દ્રોની દેહપ્રભા નિર્માલ્ય જ લાગે છે, અને તારી લોકાતીત તેજસ્વિતા અને શીતલતાની ઉત્તમતા જણાવવા માટે જ વિધિએ ચંદ્ર–સૂર્યને જ્યોતિષશાસ્ત્રપ્રસિદ્ધ પરિવેષના કુંડાલાથી અંકિત કર્યા લાગે છે. તથા જગતમાં ભોગવિલાસી તરીકે પ્રસિદ્ધ ગણાતા દેવોના સૌભાગ્યની બલિહારી જાઉં છું કે તેઓ પરમદર્શનીય તારા મુખકમલના સર્વદુઃખોને નાશ કરનાર દર્શનનો લાભ પલકારના વ્યાઘાત વિના એકીટશે સતત લઈ શકે છે. હે પ્રાણવહાલા! તારી નિરુપમ–સુભગ–રૂપ–સુધાનું પાન કર્યા પછી ઉત્કૃષ્ટ રૂપસંપવાળા દેવેન્દ્રને જોવા મન થતું નથી, કારણ કે તે તો તારા ચરણતલની પણ ઉપમા પામવાને લાયક નથી. મારા લાડિલા! જ્યારે તને હું નથી જોવા પામતી ત્યારે મારું ચિત્ત–કમલ વિદીર્ણ નથી થતું તે કેવલ પુનર્મિલાપના સુમધુર સ્વપ્નસૃષ્ટિનો જ પ્રતાપ છે.'

આ પ્રમાણે માતા હરખભેર વહાલા પુત્રના ગુણગાન હુનામણદ્વારા કરી રહે છે, તેટલામાં ધાઈમાતા આવી અને તેણીએ પણ પરમ સુભગ બાલુડા પ્રભુના ગુણોનું વ્હાલભર્યું ગાન કરવા માંડ્યું.

હવે અહીંથી પરસ્પર માતા અને ધાત્રીનો મધુર સંવાદ ચાલે છે.

ત્યારપછી બાલપ્રભુ શ્રીસીમંધરસ્વામીની ધાઇ-માતા પાસે આવી પ્રભુના સુંદર મુખચંદ્રને જોઇ કહેવા લાગી કે-"અહો! શી મુખચંદ્રની પ્રભા છે! સાક્ષાત્ જલકલ્લોલપૂર્ણ પદ્મસરોવર જ હોય એમ લાગે છે." વળી જ્યારે આ પુત્ર ઝાંઝરના ઝણકાર સાથે રમઝમ કરતો ગળે બાઝી પડે છે ત્યારે એમ જ થાય છે કે-"હે પુત્ર! તારા જેવાની માતા થવાનું સૌભાગ્ય મેળવનાર સ્ત્રી ખરેખર ધન્ય છે." તથા વધતી ચંદ્રની કલાને જોઇને સમુદ્ર જેમ ઉછાળો મારે છે તેમ તને આવતો જોઇ ખરેખર હૃદયમાં અવર્ણનીય હર્ષની રેલમછેલ થાય છે. હે કુલદીપક! જગતમાં બધાય જાણે છે કે કોયલનું શરીર તો શ્યામ છે જ, પણ તેનો શબ્દ શ્યામલ-મોહક કેમ હોતો હશે? એટલે કે તારા શબ્દો કોકિલની જેમ વધુ શ્યામલ-મનમોહક છે. તથા દર કૃષ્ણપક્ષમાં પૂર્ણકલાએ ખીલેલા ચંદ્રની ઉપર અંધારાની શ્યામતા ફેલાય છે અને અમાવાસ્યાએ અંધકારમાં ચંદ્ર સાવે લુપ્ત થઇ જાય છે-તે નક્કી હું માનું છું કે-તારા મુખની સાથે ઉપમાન થવાની ધૃષ્ટતા કરવાથી તેના ફલસ્વરૂપે જ ખરેખર તેને સંતાકૂકડી રમવી પડે છે વળી પરમાનંદદાઇ તારા વિરહ-થી સંતપ્ત અમારા નયનોને પરમશાંતિ આપનાર કમલિનીપત્રની સુંદર શોભાવાલા તારા મુખની પ્રભાનું કેટલું વર્ણન કરું? હે લાડીલા પુત્ર! તારા મુખચંદ્રને જોઇને માતા સત્યકિને આનંદસમુદ્રનો ઉછાલો થવાથી આંખમાંથી હર્ષનાં આંસુ વહી નિકલે છે, માટે ખરેખર સત્યકી માતાનું મુખ ચંદ્રકાંતમણિનું જ બનેલું લાગે છે કારણ કે ચંદ્રના સ્પર્શથી રસ ઝરવાનો સ્વભાવ ચંદ્રકાંતમણિમાં જ છે હે લોકોત્તર વત્સ! આ પૃથ્વી પણ ખરેખર ધન્ય-કૃતાર્થ છે જ્યાં તારો પુનિત જન્મ થયો છે. તારું અહીં અવતરણ જો દેવલોકથી થયું હોય તો તે દેવલોક પણ કૃત-પુણ્ય થયો છે અને જો નાગલોક-પાતાલમાંથી તારું આગમન થયું હોય તો જગતની દૃષ્ટિએ તે સ્થાન ભલે નીચે રહેલું હોય, પણ જે સ્થાન તારાથી પાવન અલંકૃત-થયેલું હોય તો તે ઊંચું થયું કેમ ન ગણાય?

**બાલ-પ્રભુ શ્રી સીમંધરસ્વામીના ગુણોનુ માતા તથા સખીના સંવાદરૂપે વર્ણન**

હવે લોકોત્તર પ્રભુના અદ્‌ભુત રૂપાદિ ગુણોને અનુલક્ષી સખી પ્રભુની માતાને ઉદ્દેશીને કહે છે કે **હે માતાજી!** આપનો આ પુત્ર તો સર્વ સુર-નર-સમુદાયમા રત્ન સમાન છે અને રૂપના વિષયમાં તો સર્વોત્કૃષ્ટ ત્રણેય ભુવનની રેખા છે તમારા પુત્રના સુભગ મુખનુ દર્શન કરનાર નેત્રો ધન્ય છે! મુખની શોભા અદ્‌ભુત અને અવર્ણનીય છે તમારા પુત્રના નામ માત્રથી બધા રોગ શોક અને સંતાપો દૂર થાય છે લોકો કહે છે કે-જેણે તમારા પુત્રના સર્વશ્રેષ્ઠ શોભાયુક્ત મુખની શોભા નથી જોઇ, તેને ખરેખર વિધાતાએ આંખો તો આપી છે, પણ તેને ઠગ્યો છે, માટે હવે તો પ્રાણપ્રિય પુત્રના મુખને જોઈ-જોઇને હુ મારા નેત્રોને સફલ કરુ **હે પુણ્યશાલિની માતાજી!** તમારે નેત્રો બે છે અને તેને આહ્‌લાદ કરવા માટે આજ સુધી તો એક ચંદ્રજ હતો તેથી બે બાલકો વચ્ચે એક જ રમકડા ની જેમ તમારા નયનોને હમેશા અસંતોષ રહેતો પણ હવે તો બન્ને નયનોને આનંદ કરવાના સાધનરૂપ એક જગપ્રસિદ્ધ ચંદ્ર અને બીજો આ તમારા પુત્રનો મુખચંદ્ર થનાથી અને આજસુધીના અસંતોષને ટાળનાર હોવાથી જ ખરેખર પેલા ચંદ્ર કરતા પણ આ તમારા પુત્રનો મુખચંદ્ર તમને વધારે ગમે છે, **હે માતાજી!** આ બાલ-પ્રભુને કામદેવની સમાન કેમ કહેવાય? કારણકે પ્રભુ તો જલ-લહરીની જેમ અતિ શીતલ આનંદ ાયી છે અને કામદેવ તો જ્યા ઉત્પન્ન થઇને રહે છે તે સ્થાનને જ અગ્નિની જેમ સંતાપે છે અને નષ્ટ કરે છે કામદેવનુ રતિપતિ એવુ નામ તો કેવલ કહેવા પૂરતુ જ છે બાકી તો તે આ મા જગતને મહાન્ અરતિ ઉત્પન્ન કરી ધર્મના નામે લોકોને ધૂતનાર દુર્જનની જેમ સારુ નામ રાખી જગતને પોતાની જાળમા ફસાવવાની પોતાની ચિત્તવૃત્તિ પ્રકટ કરે છે અથવા તો શંકરે જ્યારથી (પાર્વતી પરિણય પ્રસંગે) પોતાના ત્રીજા નેત્રથી તેને બાળી નાખ્યો છે ત્યારથી જ ખરેખર તેનો સ્વભાવ અગ્નિની જેમ સંતાપ કરવાનો થયો લાગે છે, માટેજ કામદેવ અને તમારા પુત્રની સમાનતા

કરવી એ જ ખરેખર મૂર્ખતા છે વળી તમારા પુત્રના તો સ્મરણમાત્રથી રોગોનો નાશ થાય છે જ્યારે આ દુષ્ટ કામના સ્મરણ માત્રથી ક્ષય આદિ ભયંકર રોગો અને અશુભ કર્મોનો તીવ્ર બંધ થાય છે. કામદેવની જન્મસિદ્ધ દુષ્ટતાનું વધારે શું વર્ણન કરવું? કારણ કે જગતના પ્રાણીઓના જાગતા પુણ્યપ્રભાવે જ ખરેખર વિધાતાને સદ્બુદ્ધિ જાગી લાગે છે કે કામને ફૂલનાં બાણ આપ્યાં છે—જો લોહમય હથિયાર ભૂલથી પણ આપ્યાં હોત તો જગતમાં ક્ષણવારમાં જ પ્રલય ઊભો કરી મકયો હોત, અને વિધાતાએ તેને અનંગ—શરીર રહિત બનાવ્યો છે તે પણ સારું થયું, નહિ તો ભલભલાઓની પ્રતિષ્ઠાને ક્ષણભરમાં મિટાવી દેત. આવા જગસંતાપી દુષ્ટ કામની સાથે આપના પરમાનંદદાયી સુભગ બાલની ઉપમા કોઈ પણ હિસાબે સંગત ન લેખાય.

વળી હે માતાજી! તમારા લાડીલા પુત્રને આવતો દેખી કોને હરખ ન થાય? કયો એવો નિર્ભાગ્યશેખર હોય કે લક્ષ્મીને આવતી દેખી બારણા બંધ કરે! આ બાલપ્રભુના ૧૦૦૮ લક્ષણો યુક્ત શરીરની શોભા સહસ્રલોચન—ઈંદ્ર વિના બીજો કોણ જોવા સમર્થ છે, અને તેની મધુર-કાકલી ભાષાની સુરમ્યતાનું વર્ણન સહસ્રમુખ—શેષનાગ વિના કોણ કરી શકે તેમ છે? તમારા પુત્રને ચંદ્ર સમ આહ્લાદદાયી પણ ન કહી શકાય, કારણ કે તમારા પુત્રમાં કોઈ જાતનું કલંક નથી, અને ચંદ્રને તો ઉદય વખતની વધુ પડતી લાલાશથી—વિરહી-વધુઓના રક્તનું અગર મદિરાનું પાન કર્યું હોય તેવો ભાસ થાય છે માટે તે સકલંકી છે. તમારા બાલ-પ્રભુના મુકુટમણિઓની કાંતિ અતિસુંદર શોભે છે, અને છાતી પર રહેલ સુંદર મોતીનો હાર બે પ્રવાહમાં વિભક્ત થએલ ગંગાના શુદ્ધ પ્રવાહની જેમ શોભે છે! તથા સ્નાન કરાવતી વેલાએ બાલપ્રભુના મુખ પર આવતા ઘનશ્યામ કેશો એવા સુંદર શોભે છે કે જે જોઈ વાદલમાં છુપાતા ચંદ્રની શોભા યાદ આવી જાય છે.

આ રીતે વિવિધ ગુણોનું વર્ણન કરી સખી ફરીથી વિશિષ્ટરૂપે શરીર સંબંધી સુંદરતાને વર્ણવતી કહે છે કે—હે રત્નકુક્ષિધારિણી માતાજી! જે પ્રભુની સુંદરતા બાલ્યાવસ્થામાં પણ અનુપમ-મનોહર છે, તો યૌવનદશામાં પ્રભુની સુંદરતાને કોણ વર્ણવી શકશે? હે સીમંધર પ્રભુ! તમે ત્રણે લોકમાં શ્રેષ્ઠ છો અને વચનામૃતદ્વારા દુ:ખીઓના દુ:ખને શાંત કરનાર છો. જગવત્સલ! તમારા પુત્રના અદ્‌ભુત મુખની પ્રભાથી જિતાએલા કમલો ખરેખર ક્રોધથી સરોવરમાં પેસી અથાગ પાણીમાં રહી અપ્રતિમ-નવીન સૌંદર્ય મેળવવા જ ઉત્કૃષ્ટ તપ કરતા લાગે છે વળી તમારા પુત્રના ત્રિજગવ્યાપી અખંડ અને દેદીપ્યમાન પ્રતાપથી જિતાએલો સૂર્ય અને નિર્મલ ઉજ્જવલતમ કીર્તિથી જિતાએલો ચંદ્ર સંધ્યાસમયે લજ્જાથી જ જાણે પોતાના તેજને સંહરીને કમલોના સંતાપને હરનારા થયા છે, અથવા તો અમાસને દિને ભેગા થતા ચંદ્ર અને સૂર્ય તારા પ્રતાપ અને કીર્તિથી હતપ્રભ થએલા હોવાથી જાણે બન્ને મસલત કરતા લાગે છે

વળી જગતારણ તમારા પુત્રની સુભગ લક્ષણયુક્ત મંદગતિથી જિતાએલો ગજરાજ સુગંધી દાન-જલ-મદની સુવાસથી ભમરાઓની ચિત્તવૃત્તિને સંતોષવાનું પુણ્યકામ કરી રહેલો છે, કારણ કે સુંદર વસ્તુની **પ્રાપ્તિ માટે દાન-પુણ્ય કરવાનું શાસ્ત્રનું ફરમાન છે.**

વળી **હે લોકોત્તર સૌભાગ્યવંતી માતાજી!** તમારા પુત્રના મુખના પ્રતિસ્પર્ધી કમલની સાથે ભમરાઓ ભાઈબંધી રાખી અને રસાસ્વાદની લાલસાએ સેવા કરી તો કમલ બિડાઈ જવાના પ્રસંગે ગૂંગળાઈને મરી જવાનો પ્રસંગ તેને આવ્યો. **ખરેખર જગતમાં બીજાના દ્રોહના કાર્યમાં સહકાર આપનારાઓ દુ:ખી જ થાય છે.** તથા સરોવરના મંદ શીતલ સુગંધી પવનના ઝોકારથી ડોલતા કમલો જાણે તારા બાલ-પુત્રના મુખની સાથે જલતપસ્યા કરવાના પ્રતાપે ઉપમાન થવાના મજેના સૌભાગ્યથી આનંદિત થવા લાગે છે હે **પુણ્યનિધિ માતાજી!**

મોર ચિત્રવિચિત્ર પીછાંઓ ફેલાવી કલા કરી નાચે છે તે ખરેખર તમારા પુત્રના ઘનશ્યામ સુંદર કેશો સાથે પોતાના પીંછાની ઉપમા મળવાથી આનંદિત થયો લાગે છે. વળી તમારા પુત્રની સુંદર કુટિલ ભ્રૂની રચનામાં કામદેવે ઉદારતાની સોંઘી કીર્તિ મેળવવાની આશાએ વિધિને પોતાનું ધનુષ્ય આપ્યું, પણ વાસ્તવિક રીતે કામદેવ ઠગાણો જ છે, કારણ કે તેને ખબર રહી નથી લાગતી કે આ પ્રભુ તો મને જીતનાર થવાના છે અને હું તો નિઃશસ્ત્ર થઇ ગયો છું, અથવા તો **"तेरा जूता तेरे ही सिर पर"**ની કહેવત પ્રમાણે મારાં જ સાધનોથી તૈયાર થયેલ આ પ્રભુ મને જ ભાવિમાં હરાવશે એવો ખ્યાલ સુદ્ધાં પોતાનું ધનુષ્ય આપતાં કામદેવને રહ્યો લાગતો નથી, માટે જ તે ખરેખર છેતરાણો છે. **હે જગદ્વંદ્ય માતાજી!** તમારા પુત્રના અતિશયસંપન્ન ગુણોનું તો કેટલું વર્ણન કરું? જગતના સર્વશ્રેષ્ઠ ગણાતા પદાર્થોમાંથી એક પણ પ્રભુની તુલનામાં આવી શકે તેમ નથી, કારણ કે ચંદ્રમાં લાંછન, સૂર્યમાં પ્રચંડતા, સમુદ્રમાં ખારાશ, મેરુપર્વતમાં દુરધિગમતા, ચિંતામણિ-કામધેનુ-કામકુંભ-કલ્પવૃક્ષમાં દુર્લભતા અને યાચન-સંકલ્પ-સાપેક્ષતા, હાથીમાં ઉન્માદ અને સિંહમાં ક્રૂરતા આદિ કલંક રહેલા છે, અને આપનો પુત્ર તો નિષ્કલંક છે.

આ રીતે માતા અને સખીઓ પ્રેમપૂર્વક પ્રભુના ગુણ-ગણો ગાયા, આવા પ્રભુના ગુણગાનથી માનસિક સહુ ઉપાધિઓ દૂર ટલે છે અને દિનપ્રતિદિન તેજ-પ્રતાપ સવાયો વધે છે.

**શ્રી સીમંધર પ્રભુ** બીજના ચંદ્રની ચઢતી કલાની જેમ ગુણોની સાથે પિતાના આનંદને વધારતા વધવા લાગ્યા **શ્રી સીમંધર પ્રભુને** અને આ રીતે ક્રમે ક્રમે યુવાવસ્થામાં પનોતા **વિવાહ સંબંધી** પગલાં મૂકતા પ્રભુને હરખભેર **સત્યકિ માતા માતાની પ્રાર્થના** વિનવવા લાગી કે—

'હે વત્સ! જગતની સર્વશ્રેષ્ઠ કલાઓએ ખરેખર તારામાં જ આવીને વાસ કરેલ છે તે જાણે-'જગતમાં યોગ્ય સ્થાનને માટે તપાસ કરતાં કરતાં છેવટે થાકીને તારા જેવું સુયોગ્ય ઉત્તમોત્તમ અન્ય પાત્ર ન મળવાથી સંતોષપૂર્વક તારો જ આશ્રય લીધો લાગે છે' તારા ઉત્તમ અતિશય-સંપન્ન ગુણો જોઈને બધાય આનંદમાં ગરકાવ થઈ જાય છે, અને ગુણ-ગાન-દ્વારા પ્રેમસમુદ્રમાં નિમગ્ન થઈ જાય છે, પણ હે લાડીલા બેટા! જેની સંપદા જગતના ઉપયોગમાં ન આવે તો તે વિપુલ-પ્રમાણવાળી છતાં સમુદ્રની જલ-સંપદાની જેમ શા કામની? તારા રૂપાદિક ગુણોની વિપુલ સંપદા લગ્ન-પાણિગ્રહણાદિ-દ્વારા જગતની જાણમાં ન આવે તો જગતના લોકો તેને પ્રશસ્ય કેમ કહેશે? બીજી વાત, તારી ઈચ્છા ન પણ હોય છતાં માતાના વિચારો તે સર્વશ્રેષ્ઠ ગણાય છે, બધાય દર્શનો(ધર્મો)માં અનેક મતભેદો જણાય છે, પણ માતાના વિચારોમાં કોઈ આક્ષેપ કરે તેમ નથી વળી તારા પરણવાથી મારા ચિત્તને અપૂર્વ શાંતિ-આનંદ મળશે, માટે મારી આ પ્રાર્થનાનો તારે ભંગ કરવો ઉચિત નથી"

પ્રભુએ ભોગાવલી કર્મના અવશ્ય-ભોગ્ય વિપાકને જ્ઞાન-બલે જાણી માતાની વાત્સલ્ય-પૂર્ણ ભાવ-ભરી વિનવણી માન્ય રાખી, અને શરીર-શોભાથી ઈંદ્રાણીને પણ વિસ્મય કરનારી રૂપ-સુભગ રુક્મિણીરાણી સાથે મહોત્સવની ઉજવણીપૂર્વક પાણિગ્રહણ કર્યું, પણ અનેક ભવની ઉત્કૃષ્ટતમ આરાધનાના ફલરૂપે સંપાદિત કરેલ **જ્ઞાનગર્ભ-વૈરાગ્યના** બળે પ્રભુજીના ભાવનાના ક્ષેત્રમાં તો વૈરાગ્યની ઉત્કૃષ્ટ માત્રા વર્તતી હતી, વિષય-વિકારનો લેશ માત્ર ત્યાં પ્રચાર ન હતો. યોગ્ય સમયે [1]લોકાંતિક-દેવો આવી સુમધુર વાણીથી વિનવવા

**શ્રી સીમંધર પ્રભુનો વિવાહ-દીક્ષા અને કેવલજ્ઞાન**

[1] આ દેવોની માહિતી માટે **પૂર્વધર શ્રી** ઉમાસ્વાતિવાચકવિરચિત **શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્ર** અધ્યાય ૪, સૂત્ર ૨૬ ની **શ્રી સિદ્ધસેનગણિ** વિરચિત સંસ્કૃત મોટી ટીકા અને **શ્રી અભિધાનરાજેન્દ્રકોશ** ભા. ૬ (પા. ૭૧૨-૭૧૩) મા **लोगंतिय** શબ્દ જુઓ.

લાગ્યા કે–" હે જગત્પાવન ! સ્વયંસંબુદ્ધ ! અરિહંત પ્રભુ ! સર્વ જગતને હિતકર તીર્થની પ્રવૃત્તિ કરો." પ્રભુએ પણ દીક્ષા-યોગ્ય કાલને જાણી [1]સાંવત્સરિકદાનની વિધિપૂર્વક શ્રી મુનિસુવ્રતસ્વામી અને શ્રી નમિનાથપ્રભુના અંતરાલ કાળે ત્યાશી લાખ [2]પૂર્વપ્રમાણ ગૃહવાસ-પર્યાય પૂર્ણ કરી સંયમ ગ્રહણ કર્યું, એટલે તરત પ્રભુને [3]મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું, અને ઇંદ્રાદિક દેવોએ પરમાનંદોલ્લાસપૂર્વક મહોત્સવ ઉજવ્યો.

બાદ પ્રભુને વિશુદ્ધ અધ્યવસાયોની નિર્મલતારૂપ શુક્લ[4]-ધ્યાનના બલે ઘનઘાતી ચારે કર્મો ક્ષીણ થવાથી [5]કેવલજ્ઞાન ઉત્પન્ન થયું અને આખા જગતમાં પ્રકાશ થયો, અને ઇંદ્રાદિક દેવોને જાણે આ સમાચાર કહેવા જ પ્રભુની કીર્તિરૂપી દૂતી સુરલોકમાં ગઇ.

---

૧ આના માટે શ્રી આચારાંગસૂત્ર શ્રુતસ્કંધ ૨ ચૂલિકા ૩ શ્રી ભાવનાધ્યયનનું સૂ. ૧૭૯ જૂઓ.

૨ પૂર્વ એટલે ૮૪ લાખને ૮૪ લાખથી ગુણતાં જે રકમ આવે તે. અર્થાત્ ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષોનું એક પૂર્વ થાય. આ સંખ્યા જૈન ગણિતશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. વધુ માહિતી માટે જૂઓ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર વક્ષસ્કાર ૨ ના આદિભાગ( સૂ. ૧ )માં આવતું ભરતક્ષેત્ર સંબંધી કાલનું સ્વરૂપ.

૩. અઢી દ્વીપના સમસ્ત સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનોગતભાવોને જાણવાની શક્તિ. આનું વિસ્તૃત વર્ણન શ્રી મલયગિરીય વૃત્તિયુત શ્રી નંદીસૂત્રનું ૧૭-૧૮ મુ સૂત્ર તથા શ્રી દેવેન્દ્રસૂરિકૃત નવ્ય પ્રથમ કર્મગ્રંથ ગા. ૮ ની સંસ્કૃત સ્વોપજ્ઞવૃત્તિમાં જૂઓ.

૪. આત્માદિ દ્રવ્યોનું પૃથક્ત્વ-વિતર્કાદિ ભેદોથી સૂક્ષ્મચિંતન કરવું તે. આની વધુ માહિતી માટે જૂઓ કાલકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીરચિત યોગશાસ્ત્રનો પ્રકાશ ૧૧મો, તથા શ્રી રત્નશેખરસૂરિજીરચિત શ્રી ગુણસ્થાનકમારોહ ગા. ૬૦ થી ૬૫, ૭૫ થી ૭૯, ૯૬ થી ૧૦૦ તથા ૧૦૫-૧૦૬.

૫. જગતના તમામ પદાર્થોનું સંપૂર્ણપણે જ્ઞાન થવું તે. આની વધુ માહિતી શ્રી નંદીસૂત્રના ૧૯ થી ૨૩ સૂત્રો તથા શ્રી દેવેન્દ્રસૂરિ રચિત નવ્ય પ્રથમ કર્મગ્રંથની ગા. ૮ ની સ્વોપજ્ઞ વૃત્તિમાં જૂઓ.

✓ આ જ સમયે ઈશાન નામના બીજા દેવલોકના અઠ્ઠાવીશ લાખ વિમાનોનો અધિપતિ શૂલપાણિ **શ્રી ઈશાનેંદ્ર** પોતાના અચલ સિંહાસનને પણ ચલવિચલ થતુ જોઈ વીસ્માની

**શ્રી સીમંધર પ્રભુનો કેવલજ્ઞાન મહોત્સવ**

અભિમાનપૂર્વક ચિંતવવા લાગ્યો કે- ક્રોડોની સંખ્યામા ભેગા થયેલા દેવોના સર્વ પ્રયત્નથી પણ ન હાલી શકે તેવુ મેરુપર્વતની જેમ સ્થિર- દૃઢ મારુ આસન શા કારણે હાલ્યુ હશે? શુ કારણ હશે? વગેરે વિચાર કરતા અવધિજ્ઞાનના બળે વિહરમાણ પ્રભુ **શ્રી સીમંધર-સ્વામીના** કેવલજ્ઞાનના પ્રસંગને જાણી દેવરાજ **ઇશાનેંદ્ર** ચાતક જેમ શ્યામમેઘની ઘટાને અને ગજરાજ જેમ પોતાની જન્મભૂમિ વિંધ્યાચળની ભૂમિને નિરંતર ચાહે તેમ **શ્રી સીમંધર પ્રભુના** ધ્યાનમા તલ્લીન થયો તે સમયે જ્ઞાનબલે થયેલા પ્રભુદર્શનથી થયેલા ઇંદ્રના આનંદરસને જ્ઞાની વિના કોણ વર્ણવી શકે? અત્યંત પ્રમોદરસથી ભરપૂર બનેલ **ઈશાનેંદ્ર શ્રી પુષ્કલાવતી વિજયની** સુભગ પુણ્યશાલિતાનું નિરંતર અનુમોદન કરતો [1]પાચ અભિગમ સાચવી એગસાડિ (અખંડ) ઉત્તરાસંગ કરી, ભક્તિભાવપૂર્વક સાત આઠ પગલાં પ્રભુ તરફ સામે જઈ વિનય-પૂર્વક શક્રસ્તવ ([2]નમુત્થુણં સૂત્ર)થી સ્તુતિ કરી અને ઘંટાનાદથી બધા દેવદેવીઓને ભેગા કરી અસંખ્ય પરિવારની સાથે પ્રભુનો કેવલજ્ઞાન-

---

૧. પ્રભુને વંદન કરવા માટે ઉપયોગી પાચ અભિગમની માહિતી **શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજીરચિત શ્રી ચૈત્યવંદનભાષ્યની** ગા. ૨૦-૨૧મા જૂઓ.

૨. આ સૂત્ર પૂર્વધર શ્રુતકેવલી સ્થવિર **શ્રી ભદ્રબાહુસ્વામીરચિત શ્રી પર્યુષણાકલ્પાપરાખ્ય શ્રી કલ્પસૂત્ર** (વ્યાખ્યાન ૧) સૂ. ૧૬ મા છે.

મહોત્સવ ઉજવવા પ્રભુની સેવામાં હાજર થયો*.

---

* અહીં રાસકાર વિહરમાણ વિભુ **શ્રી સીમંધરસ્વામીના કેવલજ્ઞાન** મહોત્સવને ઉજવવા **ઈશાનેંદ્ર**ની આગેવાની સૂચવે છે. આ વાત જરા નવીન જેવી જણાય છે, પણ શાસ્ત્રોમાં આવતા અન્ય ઉલ્લેખોને યોગ્ય રીતિએ વિચારતાં તે તે ક્ષેત્ર સંબંધી શાસ્ત્રકારોએ નિયત કરેલી વ્યવસ્થાનું આપણને ભાન કરાવે છે.

બાર દેવલોકમાં પહેલા બીજા દેવલોક પાસે પાસે છે અને પૂર્વધર શ્રુતકેવલી **શ્રી ભદ્રબાહુસ્વામીજીરચિત શ્રી પર્યુષણાકલ્પાપરાખ્ય શ્રી કલ્પસૂત્ર** (પ્રથમ વ્યાખ્યાન) સૂ. ૧૨ માં આવતા **સૌધર્મેંદ્ર**ના ૨૪ વિશેષણોમાંના ૧૦ માં **" दाहिणड्ढलोगाहिवई "** વિશેષણ ઉપરથી **મેરુપર્વતથી** દક્ષિણદિશાના સર્વવિભાગની માલિકી **સૌધર્મેંદ્ર**ની સાબિત થાય છે અને પરિશેષન્યાયથી **મેરુપર્વતથી** ઉત્તર બાજુના વિભાગની માલિકી **ઈશાનેંદ્ર**ની સિદ્ધ થાય છે.

આ જ વાત **શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિઉપાંગ વક્ષસ્કાર** ૪ માં આવેલ **આભિયોગિકશ્રેણિ** બાબતના નીચેના પાઠ ઉપરથી પણ ધ્વનિત થાય છે.

" आभिओगसेढीओ उत्तरिल्लाओ सेढीओ सीआए ईसाणस्स, सेसाउ सक्कस्स। "

ભાવાર્થ—**સીતા** નદીની ઉત્તર બાજુ આવેલા **વૈતાઢ્ય** પર્વતો ઉપરની **આભિયોગિકશ્રેણિઓ**નું સ્વામિત્વ **ઈશાનેંદ્ર**નું છે અને બાકીના (**સીતા નદી**ની દક્ષિણ બાજુ આવેલા) **વૈતાઢ્ય** પર્વતો ઉપરની **આભિયોગિક શ્રેણિઓ**નું સ્વામિત્વ **સૌધર્મેંદ્ર**નું છે.

આ ઉપરથી પણ **સીતા નદી**થી ઉત્તર દિશાના વિભાગની માલિકી **ઈશાનેંદ્ર**ને ફાળે જાય છે.

**શ્રી સીમંધર પ્રભુ સીતા નદી**થી ઉત્તર બાજુ આવેલ **શ્રી પુષ્કલાવતી** વિજયમાં હોવાથી **ભરતક્ષેત્ર**ના દરેક તીર્થંકરોના કલ્યાણકાદિ પ્રસંગે **સૌધર્મેંદ્ર**ની જેમ **ઈશાનેંદ્ર શ્રી સીમંધરસ્વામીના કેવલજ્ઞાન** મહોત્સવની ઉજવણીમાં આગેવાનીભર્યો ભાગ લેવા ઉપસ્થિત થાય તો તેમાં કંઇ અનૌચિત્ય કે અસંગતિ જણાતી નથી.

હવે રાસકાર શ્રી સીમંધરપ્રભુના કેવલજ્ઞાન મહોત્સવને ઉજવવા ભેગા થયેલા બીજા ત્રેસઠ ઇન્દ્રોના [1]૬૩ઇન્દ્રોના નામો નામો ગણાવે છે.

### બાર દેવલોકના વૈમાનિક [2]નવ ઇન્દ્રો

| | |
|---|---|
| ૧ સોધર્મેન્દ્ર | ૬ શુક્રેન્દ્ર |
| ૨ સનત્કુમારેન્દ્ર | ૭ સહસ્રારેન્દ્ર |
| ૩ માહેંદ્રેન્દ્ર | ૮ પ્રાણતેન્દ્ર[3] |
| ૪ બ્રહ્મલોકેન્દ્ર | ૯ અચ્યુતેન્દ્ર[4] |
| ૫ લાંતકેન્દ્ર | |

### દશ ભુવનપતિના વીશ ઇન્દ્રો

| | |
|---|---|
| ૧ ચમરેન્દ્ર | ૭ હરિકાંતેન્દ્ર |
| ૨ બલીન્દ્ર | ૮ હરિસ્સહેન્દ્ર |
| ૩ ધરણેન્દ્ર | ૯ અગ્નિસીહેન્દ્ર |
| ૪ ભૂતાનંદેન્દ્ર | ૧૦ અગ્નિમાણવેન્દ્ર |
| ૫ વેણુદેવેન્દ્ર | ૧૧ પૂર્ણેન્દ્ર |
| ૬ વેણુદાલીન્દ્ર | ૧૨ વસિષ્ઠેન્દ્ર |

---

૧ ઇન્દ્ર સંબધી વધુ વિગત માટે જુઓ શ્રી સમવાયાંગસૂત્રમા આવતો ૩૨ની સંખ્યાનો અધિકાર અને શ્રી દેવેન્દ્રસ્તવ પ્રકીર્ણક નામના દશ પયન્ના પૈકી નવમો પયન્નો. તથા શ્રી અભિધાનરાજેન્દ્રકોશ ભા. ૪ માં તિત્થયર શબ્દના વર્ણનમાં પા. ૨૨૬૦ ની "भवणिंदू वीस०" ગાથા જુઓ.

૨ જો કે વૈમાનિકના ઇન્દ્રો દશ છે, પણ ઇશાનેંદ્ર આગેવાન તરીકે પહેલાં આવી ગયેલ છે, એટલે તેના વિના અહીં નવ ગણ્યા છે.

૩ આ ઇન્દ્ર નવમા આનત દેવલોક અને દશમા પ્રાણત દેવલોક બન્નેનો સ્વામી છે.

૪ આ ઇન્દ્ર અગિયારમા આરણ દેવલોક અને બારમા અચ્યુત દેવલોક બન્નેનો સ્વામી છે. આ અચ્યુતેંદ્ર ૬૩ ઇન્દ્રોનો અગ્રેસર, માનનીય અને વડો નાયક છે, તેમની આજ્ઞા પ્રમાણે જ બધા ઇંદ્રોને વર્તવાનો ક્ર‥ છે.

૧૩ જલકાંતેન્દ્ર ૧૭ વેલંબેન્દ્ર
૧૪ જલપ્રભેન્દ્ર ૧૮ પ્રભંજનેન્દ્ર
૧૫ અમિતગતીન્દ્ર ૧૯ ઘોષેન્દ્ર
૧૬ મિતવાહનેન્દ્ર ૨૦ મહાઘોષેન્દ્ર

આ વીશ ઇન્દ્રો પાતાલમાં રહેતા હોવાથી જગતની દૃષ્ટિએ નીચા ગણાતા છતાં તેઓ પ્રભુને વંદન કરવા આવેલ છે; તો તેઓ સુભગ ભાગ્યશાલી હોઇ ઉચ્ચ કેમ ન ગણાય?

## આઠ વ્યંતરના સોળ ઇન્દ્રો

૧ કાલેન્દ્ર ૯ કિંનરેન્દ્ર
૨ મહાકાલેન્દ્ર ૧૦ કિંપુરૂષેન્દ્ર
૩ સરૂપેન્દ્ર ૧૧ સત્પુરુષેન્દ્ર
૪ પ્રતિરૂપેન્દ્ર ૧૨ મહાપુરુષેન્દ્ર
૫ પૂર્ણભદ્રેન્દ્ર ૧૩ અંતિકાયેન્દ્ર
૬ માણિભદ્રેન્દ્ર ૧૪ મહાકાયેન્દ્ર
૭ ભીમેન્દ્ર ૧૫ ગીતરતીન્દ્ર
૮ મહાભીમેન્દ્ર ૧૬ ગીતજસેન્દ્ર

## આઠ વાણવ્યંતરના સોળ ઇન્દ્રો

૧ સંનિહિતેન્દ્ર ૮ મહેશ્વરેન્દ્ર
૨ સામાણિ ઇન્દ્ર ૯ સુવત્સેન્દ્ર
૩ ધાતા ,, ૧૦ વિશાલેન્દ્ર
૪ વિધાતા ,, ૧૧ હાસ્યેન્દ્ર
૫ ઋષિ ,, ૧૨ હાસ્યરતીન્દ્ર
૬ ઋષિપાલેન્દ્ર ૧૩ શ્વેતેન્દ્ર
૭ ઇશ્વિરેન્દ્ર ૧૪ મહાશ્વેતેન્દ્ર

૧૫ પચ(વ) કેન્દ્ર[1] ૧૬ પચ(વ)કપતી-દ્ર[2]

જ્યોતિષી દેવોના બે ઇન્દ્રો

૧ સૂર્ય ૨ ચન્દ્ર

જો કે જ્યોતિષનિકાયના અસંખ્ય ઇન્દ્રો (સૂર્ય અને ચંદ્ર) પ્રભુના કલ્યાણકમહોત્સવમાં આવે છે, પણ અહીં જાતિની અપેક્ષાએ બે જ ગણ્યા છે. આ માટે જુઓ શ્રી સમવાયાંગ સૂત્ર (સૂ. નં. ૩૨ ની શ્રી અભયદેવસૂરીય વૃત્તિ પા. ૫૮ )નો નીચેનો પાઠ –

"××× असंख्यातानामपि चंद्रसूर्याणां जातिग्रहणेन द्वयोरेव विवक्षितत्वाद् ×××."

| | |
|---|---|
| વૈમાનિક | નિકાયના ૯ ઇન્દ્રો |
| ભવનપતિ | ,, ના ૨૦ ,, |
| વ્યંતર-વાણવ્યંતર | ,, ના ૩૨ ,, |
| જ્યોતિષ્ક | ,, ના ૨ ,, |

ગણતા કુલ ત્રેસઠ ઇન્દ્રો થયા

૧-૨ આ બન્ને નામ મૂલમાં ગ્રન્થકારે પ્રયોજ્યા છે, તેવા જ અહીં લીધા છે, પણ શ્રી બૃહત્સંગ્રહણી ગા. ૪૨ તથા શ્રી દેવેન્દ્રસ્તવપ્રકીર્ણક ગા. ૭૨ અને તેની આગમદિવાકર આગમોદ્ધારક ધ્યાનસ્થસ્વર્ગતાચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મકૃત સંસ્કૃત છાયાના આધારે પંદરમા અને સોળમા વાણવ્યંતરેન્દ્રનું પતગ-પતગપતિ નામ જણાય છે, પણ કલિકાલસર્વજ્ઞાચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ૦ રચિત શ્રી ત્રિષષ્ઠિ શલાકાપુરુષચરિત પર્વ ૧, સર્ગ ૨ શ્લો. ૪૭૩માં પવક-પવકપતિ નામ સૂચવાયેલા છે, મૂલમાં યોજાયેલા પચક-પચકપતિ શબ્દો ત્રિષષ્ટિ શ. પુ. ચ.ના ઉલ્લેખની સાથે વધુ સંગત થઈ શકે છે, કારણ કે પ્રાચીન હસ્તલિખિત શાસ્ત્રોની લિપિના અભ્યાસકોના મત મુજબ વ અને ચમાં વધુ સામ્ય હોવાથી લેખકોથી મૂલ પ્રતમાં 'વ'ને બદલે 'ચ' લખાઈ જવાની સંભાવના છે.

**[1]સમવસરણ અને તેની મહત્તા**

આ રીતે ભેગા થયેલા ચોસઠ ઇન્દ્રોએ ભક્તિભાવ અને આનંદપૂર્વક પ્રભુને નમસ્કાર કરી, સોના ચાંદી અને રત્નાદિથી જડેલાં ત્રણ ગઢ, દેવચ્છંદક, સુંદર પગથિયાં આદિની શોભાવાળું [2]યોજનપ્રમાણ [3]સમવસરણ તથા અશોકવૃક્ષ આદિ આઠ મહાપ્રાતિહાર્યોની વિભૂતિ રચી પ્રભુના અનુપમ લોકોત્તર તીર્થંકરનામકર્મના પુનિત પ્રભાવને જગમાં વિસ્તાર્યો. બાદ પ્રભુજીએ સમવસરણમાં પૂર્વદ્વારથી પ્રવેશ કરી ચૈત્ય (અશોક)વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા દીધી અને તીર્થની

---

૧ અહીંથી ખંડની સમાપ્તિ સુધીનો અધિકાર વિષયાનુસંધાનની સરલતા માટે રાસકારે યોજેલ ગાથાના ક્રમનો ભંગ કરી આલેખવામાં આવેલ છે, કારણ કે રાસકારે જણાવેલો ઢા. ૧૪ ની ગા. ૨ થી ઢાલ ૧૫ મી સુધીનો અધિકાર **શ્રી આવશ્યકનિર્યુક્તિ**( ગા. ૫૪૩ થી ૫૯૦ સુધીમાં વર્ણિત **સમવસરણ દ્વાર**)માં જણાવેલ વર્ણનની સાથે ક્રમની દૃષ્ટિએ સંગત થતો નથી.

૨ **યોજન એટલે ચાર ગાઉ. જૈન ભૂમિતિશાસ્ત્રનો** આ પારિભાષિક શબ્દ છે.

આની વધુ માહિતી માટે જુઓ **શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર વક્ષસ્કાર બીજે** સૂ. ૧ માં આવતું **જૈન ભૂમિતિશાસ્ત્રનું** પારિભાષિક કોષ્ટક, તથા **શ્રી બૃહત્સંગ્રહણી** ગા. ૨૮૯ થી ૨૯૩માં આવતી **જૈન ભૂમિતિશાસ્ત્રની** કેટલીક પારિભાષિક સંજ્ઞાઓ.

૩ **સમવસરણ** એટલે તીર્થંકર પ્રભુની ધર્મદેશના માટેનું અલૌકિક ભવ્ય રચનામય વ્યાસપીઠ.

આની વિસ્તૃત માહિતી માટે **શ્રી સમવસરણ કુલક**, **શ્રી સમવસરણ સ્તવ** આદિ પ્રકરણ ગ્રંથો, તથા **શ્રી આવશ્યકનિર્યુક્તિનું** (ગા. ૫૪૩ થી ૫૯૦ સુધીનું ) **સમવસરણદ્વાર**, અને **શ્રી અભિધાનરાજેન્દ્રકોશ ભા. ૪માં** **तित्थयर** શબ્દ જુઓ.

કોઈ પણ પ્રાણી સમર્થ નથી,[1] માટે જ દેવો તે તેજનું સંહરણ ભામંડલદ્વારા કરી પ્રભુના રૂપને સર્વજનગ્રાહ્ય અને સૌમ્ય બનાવે છે. આવી અનુપમ અદ્ભુત શરીરાદિની શોભાવાળા અનેકગુણનિધાન **શ્રી સીમંધરપ્રભુ** સકળ સંઘને જય કરનારા થાઓ.

હવે રાસકાર સમવસરણની મહત્તા સૂચવવા **શ્રી આવશ્યકનિર્યુક્તિ**-( ગા. ૫૬૮ )ના આધારે જણાવે છે કે—

"જ્યાં તીર્થંકરનું પ્રથમ જ સમવસરણ થયું હોય, અથવા જેણે પહેલાં કોઈ વખત સમવસરણ જોયું ન હોય અને સમાચાર મળવા છતાં બાર યોજન (૪૮ ગાઉ) સુધીમાંથી ન આવે તો તે સાધુ-સાધ્વીને શાસ્ત્રકારોએ [2]'ચતુર્લઘુ'નું પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે."

---

૧ **શ્રી આવશ્યક નિર્યુક્તિ**( ગા. ૫૬૯ )માં પ્રભુના રૂપની અતિશાયિતાની પરાકાષ્ઠાનું વર્ણન નીચેના શબ્દોમાં કર્યું છે:—

"જગતના તમામ દેવો ભેગા થઈ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરીને અંગૂઠા જેટલું પણ કદાચ સાહસિકવૃત્તિવશ સર્વોત્કૃષ્ટતમરૂપ બનાવે છતાં ભગવાનના પગના અંગૂઠા સાથે તેની તુલના કરીએ તો પોતાની અનંતાનંત મનાતી ઉત્કૃષ્ટ વૈક્રિય શક્તિના બળે તૈયાર કરેલું તે રૂપ પ્રભુના પગના અંગૂઠા સામે કોલસાની જેમ નિસ્તેજ-ફીકકું અને અસાર જણાય."

૨ આ શબ્દ **જૈન દંડનીતિશાસ્ત્રનો** સુપ્રસિદ્ધ પારિભાષિક શબ્દ છે. આ શાસ્ત્ર યોગ્ય પરિણત અમુક જ સાધુઓને ભણાવવામાં આવે છે. વિશેષ માહિતી માટે છેદગ્રંથો જૂઓ.

'ચતુર્લઘુ' શબ્દના પરિચય માટે પૂજ્યાચાર્ય શ્રીહરિભદ્રસૂરીશ્વર-રચિત **શ્રી સંબોધપ્રકરણ** આલોચનાધિકારની ૮૫ થી ૯૪ ગાથાઓ, તથા શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા-અમદાવાદ તરફથી વિ. સં. ૧૯૭૨ માં પ્રકાશિત આ ગ્રંથની પાછળ ૬૦ થી ૬૩ પાનામાં આવેલ પ્રાયશ્ચિત્તસંજ્ઞા-સ્વરૂપદર્શક યંત્રો જૂઓ.

આ રીતે પ્રભુના સમવસરણની મહત્તા શાસ્ત્રકાર મહર્ષિના શબ્દોથી વર્ણવી અવસરોપસ્થિત પ્રભુના સમવસરણ પ્રસંગે વધામણી બાબતની શાસ્ત્રવ્યવસ્થા વર્ણવતાં રાસકાર જણાવે છે કે—

**વધામણી પ્રસંગે [1]વૃત્તિદાન-પ્રીતિદાનની વ્યવસ્થા**

"ભૂતકાળમાં જે તીર્થંકરો થયા છે, વર્ત્તમાનકાળમાં જેઓ હયાત છે, અને ભવિષ્યમાં જેઓ થશે, તે સર્વેની સમોસર્યાની વધામણી સાંભળી ષટ્‌ખંડાધિપતિ ચક્રવર્તીઓ **વૃત્તિદાન** તરીકે સાડાબાર લાખ અને **પ્રીતિદાન** તરીકે સાડાબાર ક્રોડ સોનું અને ત્રિખંડાધિપતિ વાસુદેવો **વૃત્તિદાન** તરીકે સાડાબાર લાખ અને **પ્રીતિદાન** તરીકે સાડાબાર ક્રોડ ચાંદી, અને માંડલિક (સામાન્ય) રાજાઓ **વૃત્તિદાન** તરીકે સાડાબાર હજાર અને **પ્રીતિદાન** તરીકે સાડાબાર લાખ ચાંદી આપે છે. અને અન્ય શ્રીમ<u>ત શ્રેષ્ઠીઓ પણ સ્વ</u>-સ્વશક્તિ અનુસાર વધામણી લાવનારને યથાયોગ્ય બક્ષિસ-ઇનામ વગેરેથી ખુશ કરે છે. આ રીતે જેઓ **તીર્થંકર** પ્રભુ ઉપર અવિચલ શ્રદ્ધાપૂર્વક ધર્મનો દૃઢ અનુરાગ હોવાથી ચંચળ મોહોત્પાદક લક્ષ્મીનો સદ્‌વ્યય કરે છે, તેઓ ખરેખર જગતમાં સર્વશ્રેષ્ઠ સ્થાનને પામે છે.

---

૧ વૃત્તિદાન-પ્રભુ પધાર્યાની ખબર આપવાના કામ પર નીમેલા માણસોને વધામણી લાવતાંની સાથે જ ઇનામ તરીકે આપવામાં આવે તે.

પ્રીતિદાન-પ્રભુ પધાર્યાની ખબર પડતાંની સાથે જ વધામણી આપનાર અને અન્ય લોકોને પણ અનુવર્તનાના શુભ હેતુથી છૂટથી વ્હેંચવામાં આવે તે.

આ બન્ને દાનોમાં વૃત્તિદાન નિયત માણસોને નિયત સંખ્યામાં જ અપાતુ હોવાથી તેના કરતાં પ્રીતિદાન અનેક માણસોને અનિયત સંખ્યા સ્વસ્વશક્તિ અનુસાર દેવાતું હોવાથી ધર્મની વધુ પ્રભાવના કરે છે.

આની વધુ માહિતી માટે જૂઓ શ્રી આવશ્યકનિર્યુક્તિ અને શ્રી પ્રદ્યુમ્નસૂરિરચિત શ્રી વિચારસારપ્રકરણ.

તૈયાર હોય છે તેવાઓને તો સંબોધવા આ ચર્મમય જીભ પણ થંભી-થરથરી ઊઠે છે, પ્રભુ! પ્રભુ!! આવા મોહમૂઢ આત્માઓનો ઉદ્ધાર કેમ કરીને થશે? એટલે ત્રણે જગતના પ્રાણીઓ સાથે અપૂર્વ મૈત્રીભાવ ધારનાર પરમોપકારી પ્રભુ મહાવીરદેવ પાસે જઈ મારા હૃદયની મૂંઝવણ દૂર કરી આવું. આ સાંભળી પ્રભુ શ્રી મહાવીરસ્વામી પાસે જવા તૈયાર થયેલા સ્વામીનાથને પ્રિયંગુમતી કહે છે કે-"પ્રાણેશ્વર! જો પ્રભુ આ બીનાને સત્ય જણાવશે તો આપ શું કરશો?" કામગજેન્દ્રે સ્ત્રીના વિલક્ષણ-સૂચક-પ્રશ્ન અને માર્મિક દૃષ્ટિ તરફ ધ્યાન રાખી કહ્યું કે-"પછી તો પ્રભુ વીરનું શરણું સ્વીકારી જીવનની નિર્મળતા સાધીશ." એટલે પ્રિયંગુમતીએ પણ પોતાના સ્વામીને ચેતવી દીધા કે-"જો તમે જીવન-શુદ્ધિના પંથે વિહરવા માંગશો તો હું તમારા માર્ગમાં પ્રતિરોધરૂપ નહિ બનું, પણ તમારી સહચારિણી બની જીવનશુદ્ધિના ઉજ્જવલ પંથે વિહરવા કટિબદ્ધ થઈશ." આ સાંભળી પ્રમુદિત બનેલ કામગજેન્દ્રકુમારે અહીં મારા સમવસરણમાં હે ગૌતમ! "આ સાચું કે તે!"નો મોઘમ પ્રશ્ન પૂછી પોતાને જરૂરી સત્યાસત્યનો નિર્ણય કરી લીધો."

ઉપર મુજબ "આ સાચું કે તે સાચું"ના મોઘમ પ્રશ્નથી ઉદ્ભવેલી (જુઓ પૃ. ૮૮) જિજ્ઞાસાને તૃપ્ત કરનાર વિસ્તૃત અધિકાર સાંભળી પ્રસન્ન-ચિત્ત થયેલ ગૌતમસ્વામી પ્રભુની સ્તુતિ કરે છે. અહીં પ્રસંગે રાસકાર શ્રી ગૌતમસ્વામી ગણધરની તેમના નામાક્ષરો ઉપરથી શ્રેષ્ઠતા સૂચવતાં જણાવે છે કે-

**શ્રી વીરપ્રભુની શ્રી ગૌતમસ્વામીએ કરેલી સ્તવના, શ્રી કામગજેન્દ્રની દીક્ષા**

**गौ-त-म** આ ત્રણ શબ્દો જ શ્રી ગૌતમ ગણધરના અનેરા વ્યક્તિત્વને ઝલકાવી દે છે, કેમકે સેવકોના મન રાજી કરવા માટે गौ એટલે શ્રેષ્ઠગૌ=કામધેનુ જેવા, त એટલે શ્રેષ્ઠતરુ=કલ્પવૃક્ષ સમ, અને म એટલે શ્રેષ્ઠ

મણિ-ચિંતામણિ તુલ્ય આ પ્રભુ છે. આવા અનન્ય-ગુણધારી **શ્રી ગૌતમસ્વામી પ્રભુ મહાવીરદેવની** સ્તવના કરતાં જણાવે છે કે.—

'**હે નાથ!** જગતના ત્રિવિધ-તાપાગ્નિથી સંતપ્ત પ્રાણીઓના ચિત્તને પ્રસન્ન કરવા માટે તમે મેઘ સમાન છો, અનેક ગુણોના આપ ભંડાર છો, કારણ કે વિધાતાએ સંરક્ષણ સારું થાય અને મહત્ત્વ વધશે એવી ધારણાએ સાહુકારની મદ્દર પેઢીએ સંરક્ષણના અચૂક ધ્યેયથી મુકાતા ધનની જેમ આપનામાં જ બધા ગુણો સ્થાપિત કર્યા છે, અને આપ જેવા મહાન્ પુરુષના દર્શન માત્રથી મારા દુઃખમાત્ર દૂર થયા છે, અને સર્વ વાતે ક્ષેમ-કુશલ થયેલ છે, આપનો મહિમા અપરંપાર છે, કદાચ કલ્પના ખાતર માનીએ કે ત્રણે લોકના ઇંદ્રાદિક સમર્થ શક્તિશાળી માંધાતાઓ હજાર મુખવડે તારી મહિમા સ્તવવા માંડે, કે હજાર હાથવડે તારા ગુણોને ગણવા માંડે અગર હજાર આંખોવડે તારી અદ્ભુતતાને નિહાળે, છતાં પાર પામવો બહુ દુર્ઘટ છે. આપના વધારે શા વખાણ કરું? આપે સૂચવેલા **શ્રી કામગજેન્દ્ર રાજપુત્ર** હવે શું કરશે? તેનો પણ ખુલાસો જણાવી અમારા મનની જિજ્ઞાસા તૃપ્ત કરો.' ત્યારે પ્રભુએ કહ્યું કે-"તે **કામગજેન્દ્ર** અહીંથી ગયા પછી સ્ત્રી સાથે વાત-વિચાર કરી પોતાના પુત્ર **શ્રી દિગ્ગજેન્દ્રને** સર્વ કારભાર સોંપી માતા-પિતાની સંમતિ મેળવી હમણાં જ અહીં મારી પાસે આવશે અને દીક્ષા સ્વીકારશે." એટલામાં **કામગજેન્દ્ર** પરિવાર સાથે આવી પ્રભુના ચરણોમાં નમ્રભાવે વંદના કરી ભવતાપહારિણી પરમ-કલ્યાણ-કારિણી પ્રવ્રજ્યા-દીક્ષા-પ્રદાનની પ્રાર્થના કરે છે. પ્રભુએ પણ સર્વસાવદ્યના ત્રિવિધે ત્રિવિધે પચ્ચક્ખાણરૂપ દીક્ષા આપી. કામગજેન્દ્ર પણ **પ્રભુ મહાવીર** પાસે ઉજ્જ્વલ સંયમની પ્રાપ્તિ થવાથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.

હવે તે **કામગજેન્દ્ર મુનિ** ( મોહદત્તના ભવમાં કલ્યાણમિત્ર

**કામગજેન્દ્રાદિ મુનિઓનું સંયમ-પાલન અને અનશનની તૈયારી માટે શ્રી વીર-પ્રભુનું કથન**

તરીકે જોડાયેલા) પૂર્વભવસાંગતિક ચારે મુનિઓનો મેળાપ થવાથી તેઓની સાથે અપૂર્વ વીર્યોલ્લાસપૂર્વક આત્માની વિશુદ્ધિ મેળવવા—જાળવવા દત્ત-લક્ષ્ય બની વિવિધ પ્રકારે સંયમ—જ્ઞાન—ધ્યાન તપ આદિ અનુષ્ઠાનો વિધિપૂર્વક આસેવે છે, અને હૃદયમાં **શ્રી મહાવીર** પ્રભુના તથા આ ભવના આદ્ય ઉપકારી **શ્રી સીમંધર પ્રભુના** વિવિધ ગુણોનું બહુમાન કરતાં આત્મિક કલ્યાણના પંથે આગળ વધે છે. અનુક્રમે તે કામગજેન્દ્રાદિ પાંચે મુનિઓએ કર્મક્ષયના ઉદ્દેશ્યથી વિવિધ તપ આદિનું સેવન કરી ક્લિષ્ટ કર્મોની વિપુલ નિર્જરા કરેલ હોવાથી, યોગ્ય સમય જાણી પર-માત્મા **શ્રી વીરપ્રભુએ** આયુની અલ્પતા જણાવી અંતિમ આરાધનાદિ કરી લેવા સૂચવ્યું. પાંચે મુનિઓ પ્રભુ પાસેથી અંતસમયની આરાધના કરી લેવાની સૂચના મળવાથી અતીવ પ્રમુદિત બન્યા અને કામગજેન્દ્ર મુનિ સહચારી મુનિઓને સંબોધી કહે છે કે–

**શ્રી કામગજેન્દ્રમુનિએ અનશન માટે અન્ય મુનિઓને આપેલું પ્રોત્સાહન**

"નિષ્કારણ બંધુ જગતારક વિભુએ કર્મના વિષમ બંધ-નોમાંથી છૂટી પરમ સુખ—નિલયસ્વરૂપ મુક્તિમાં જવા માટે આજીવન સેવેલા સંયમની આખરી પરીક્ષારૂપ મૃત્યુના ટાણે આપણે માન-સિક ધીરતા ખોઈ ન બેસીએ માટે આગળથી યોગ્ય આરાધનાદિ કરી લેવા સચેત કર્યા છે, માટે હવે ક્ષણભર વિલંબ કર્યા વિના પ્રભુના શરણે અનન્ય નિષ્ઠા-પૂર્વક અનશન સ્વીકારી જીવનની આખરી સોનેરી પલ સમા મૃત્યુ પર વિજય મેળવવાની મહાન્ સિદ્ધિ કરી લઈએ. આવા નિષ્કારણ ઉપકારી મહાવીરસ્વામી જેવા પ્રભુ ક્યાં મળવાના છે? કે જેણે આપણી વગર માંગણીએ પણ કેવલ હિતબુદ્ધિથી આરાધેલું

સંયમ અનાદિકાલની જિહ્વવિષાની વાસનાબલે હારી ન જવાય તેની તકેદારી રખાવવા આપણને જાગૃત કર્યા. ત્રણે ભુવનને તારનાર આવા પરમ–પુરુષોનો જન્મજ ખરેખર જગતના ઉદ્ધાર માટે થતો લાગે છે! માટે ચાલો, પ્રભુ પાસે જઈ જીવનમાં સાધવા લાયક સ્વરૂપ–શુદ્ધિ કરનાર મોક્ષમાર્ગને સાધવા માનસિક, વાચિક, કાયિક ક્ષતિઓ નિવેદી, સરલતાપૂર્વક નિઃશલ્ય બની અપુનર્ભાવરૂપે મૃત્યુને ભેટવાની સંપૂર્ણ તૈયારી કરી લઈએ."

ઉપર મુજબના પ્રોત્સાહનથી અપૂર્વ વીર્યોલ્લાસની વૃદ્ધિવાળા ચારે મુનિઓ **શ્રી કામગજેન્દ્રમુનિ** સાથે પ્રભુ મહાવીરદેવ પાસે આવી સ્તુતિ કરી અનશનની પ્રાર્થના કરે છે. પ્રભુએ પણ યોગ્ય જાણી સંમતિ આપી, એટલે પાંચે મુનિઓ પ્રભુ સમક્ષ ચારે આહારના પચ્ચક્ખાણ કરે છે. વળી આત્માને શરીરના બંધનમાંથી મુક્ત થવાની સાથે

**શ્રી કામગજેન્દ્રાદિ મુનિઓનો અનશન–સ્વીકાર**

કર્મના વિષમ વિપાકોના અભાવરૂપ મુક્તિની પ્રાપ્તિની દૃઢ સંભાવનાના બલે થતી પરમ આનંદ રસની મસ્તીને વધારવાની કાળજી રાખી વિષયવાસનાના કારણે ઉગ્ર બનતા કષાયરૂપ સર્પોને પ્રભુશાસનની યથાર્થ આરાધનાના બળે મેળવેલ ઉત્તમ ક્ષમાદિ ગુણોથી સ્થંભિત કરવાની સાવધાની કેળવે છે.

હવે અહીં રાસકાર "કમ્મે સૂરા સો ધમ્મે સૂરા"ની લોકોક્તિને ચરિતાર્થ કરનાર શ્રી કામગજેન્દ્ર પ્રમુખ પાંચે મુનિઓના ગુણગાન કરે છે, કે–"તે પાંચે મુનિઓ પ્રાણીમાત્ર ઉપર વાત્સલ્યભાવને કેળવી અપૂર્વ જીવદયા પાળનારા, ક્રોધ, માન, માયા અને લોભરૂપ મહાન્ અંતરંગ શત્રુઓને જીતનારા, પૌદ્‌ગલિક પદાર્થોની મમતા–આસક્તિ વિનાના, વાયુની સમાન અપ્રતિબદ્ધ,

**રાસકારે પાંચે મુનિઓનાં કરેલ ગુણગાન**

મહાન્ તપસ્વી, ચંદનચંદ્રાદિની જેમ પરમ શીતલ સ્વભાવવાળા, કમલની જેમ નિર્મલ, પ્રબલ ઈંદ્રિયોના આવેગને સંયમિત રાખનારા, અન્યને માટે મુક્તિમાર્ગના પ્રકાશિત દીપક જેવા, ભવસમુદ્રમાં ડૂબતા પ્રાણીઓને પરમાવલંબનરૂપ દ્વીપસમાન,સુખની પ્રાપ્તિ માટે અપૂર્વ મંત્ર-તંત્ર-યંત્ર સમાન અને પરમ સૌભાગ્યશાલી હતા."

હવે અનશન સ્વીકારી પરમોચ્ચ ભાવનાથી સમાધિમરણની આકાંક્ષા કરનારા **શ્રી કામગજેન્દ્રાદિ** પાંચે મુનિવરો ઉચ્ચતમ વિશુદ્ધ અધ્યવસાયોની શ્રેણિએ ચઢી ઉત્તમ ભાવના ભાવે છે કે-"ધન્ય છે અમારા જન્મને! અમને જન્મની કૃતાર્થતા કરાવનાર, અપૂર્વ સમ્યક્ત્વને પમાડનાર **શ્રી સીમંધરપ્રભુનો** તથા સર્વવિરતિચારિત્ર આપી કલ્યાણના માર્ગે આગળ વધારી યાવત્ અનશનનો માર્ગ સમાધિમરણરૂપ ઉત્તમ ફલને પમાડનાર **શ્રી મહાવીર પ્રભુનો** અમારા ઉપર કેટલો ઉપકાર છે! **શ્રી મહાવીર** પ્રભુના અપ્રમેય ગુણ-ગણોનો પરિમિત શક્તિવાળા પામર આત્માઓ શી રીતે પાર પામી શકીએ? છતાં મતિ અને જિહ્વાની પવિત્રતા સારુ આપના ગુણોનું વર્ણન કરી અમારા જીવનને સફલ બનાવીએ. **ધન્ય છે પ્રભુ! તારી હિતકર બુદ્ધિને!** અમ જેવા પામરોને પણ સર્વધર્મોમાં શ્રેષ્ઠ **અનશન** ધર્મનો સ્વીકાર કરાવી **સંયમ જીવનમાં આરાધેલી ક્રિયા-ભાવનાઓની ચૂલિકારૂપ** સમાધિમરણની પ્રાપ્તિ કરાવી."

**શ્રી કામગજેન્દ્રાદિ મુનિઓની શુભ ભાવના**

શાસ્ત્રકારોએ સંયમી આત્માઓને હિતકર **અનશન-ધર્મના** ખૂબ ખૂબ ગુણગાન કરેલા છે, કારણ કે જેવી રીતે પર્વતોમાં મેરુપર્વત,

**શ્રી કામગજેન્દ્રાદિ મુનિઓએ ભાવેલી અનશનની સર્વોત્તમતા**

નદીઓમાં ગંગા, દેવલોકમાં [૧]અચ્યુત, ચૌપગાઓમાં કેશરી-સિંહ, સમુદ્રોમાં સ્વયંભૂ-રમણ સમુદ્ર, વનોમાં નંદનવન, દ્વીપોમાં જંબૂદ્વીપ, તેજસ્વી પદાર્થોમાં સૂર્ય, શાંતિ-આહ્લાદદાયક પ્રકાશવાળા પદાર્થોમાં ચંદ્ર, ફૂલોમાં અરવિંદ-કમલ, યોદ્ધાઓમાં વાસુદેવ, દાનવીરોમાં કુબેર, રાજાઓમાં ચક્રવર્તી, તપસ્વીઓમાં નિર્ગ્રંથ-સાધુ, ક્ષમાશાલીઓમાં શ્રી અરિહંતપ્રભુ તથા જગતના તમામ મંત્રોમાં શ્રી નમસ્કાર મહામંત્ર સર્વશ્રેષ્ટ ગણાય-મનાય છે, તેમ બધાય ધર્મના પ્રકારોમાં અનશન-ધર્મ સર્વોત્તમ છે. અને આને ભાવપૂર્વક આરાધનાર ભવ-સમુદ્રનો શીઘ્ર પાર પામે છે. તેવા મહાત્મા પુણ્યપુરુષોના ઓવારણાં લેવા જેવા છે. ધન્ય છે અનશન ધર્મને શુદ્ધ રીતે પાલનારા તે દિવ્ય પુરુષોને !

**શ્રી કામગજેન્દ્ર મુનિએ કરેલ દુષ્કૃતગર્હા**

ઉપર મુજબ પ્રાપ્ત થયેલ ઉત્તમ આરાધનાની સામગ્રીની અનુમોદના તથા પ્રભુનાં ગુણગાન કરી દુષ્કૃતગર્હા અને મોહની ઘેલછા ઉતારનાર અપૂર્વ સંવેગ ભાવનાને ભાવતા શ્રી કામગજેન્દ્ર મુનિ વિચારધારાએ ચઢે છે કે-"અહો કર્મની ગતિ કેવી ગહન છે ! કર્મવશ ભાનભૂલેલા અજ્ઞાનાંધ મેં કામ-વાસનાને આધીન બની પૂર્વજન્મમાં કેવા કેવા ન કરવા લાયક કામો કરેલા ! સગા પિતાનું ખૂન કરેલ, માતાની સમક્ષ બહેનની સાથે વ્યભિ-

૧ અહીં રાસકારે અનશનની સર્વોત્કૃષ્ટતા જણાવવા દેવલોકોમાં અચ્યુત-(૧૨મા દેવલોક)ને શ્રેષ્ઠ કેમ ગણ્યો હશે ? તે કરતાં અતિશય સુખવાળા યથાર્થ નામવાળા પાંચ અનુત્તર વિમાનોને વિવક્ષિત કેમ નથી કર્યા ? આ એક વિચારણીય પ્રશ્ન છે. જો કે વિવક્ષાધીન ગમે તેવી કલ્પના ગ્રંથકારો કરી શકે છે, છતાં કઈ વિવક્ષા અહીં ગ્રંથકારને અભિમત છે તે જાણવું જરૂરનું હોઈ વિશેષજ્ઞો આનો ખુલાસો સૂચવે તેવી આશા છે.

ચાર સેવવા માટે પ્રવર્તેલો ! ધિક્કાર છે કામવાસનાને ! છતી આંખે વિવેકશક્તિના વિપર્યાસે ઊંડા ખાડામાં પડવાની ધૃષ્ટતા કરાવનાર વિષયવાસનાએ ખરેખર મને વિડંબેલો ! આ ભવમાં પણ વાસનાની તૃપ્તિ માટે અનેક પ્રયત્નો સેવેલા છે, તે સર્વની ત્રિવિધે ત્રિવિધે હું ગર્હા કરું છું ! મોહમદિરાથી છકી ગયેલા પ્રાણીઓ ખરેખર જગતના પદાર્થો સાથે સંબંધની કલ્પના કરી સુખતૃપ્તિ મેળવવા માંગે છે, પણ પોતપોતાના સ્વાર્થે કર્મવશ ભેગા થયેલા તે જગતના પદાર્થો શી રીતે અજ્ઞાનજન્ય વાસનાની તૃપ્તિ કરે ?"

ઉપર કહેલી વાતને સમર્થન કરતાં શાસ્ત્રકારો વર્ણવે છે કે– "ભવ્યાત્માઓ ! આ જગત્માં કોઈ કોઈનું નથી, સહુ સ્વાર્થ-
વશ અનેક કાલ્પનિક સંબંધો જોડી
×શ્રી કામગજેન્દ્રમુનિએ ઇષ્ટસિદ્ધિ કરવાની તેવડમાં રહે છે.
સાંસારિક સગપણોની બીજાની તો વાત શી કરવી ? પણ
ભાવેલી અસારતા જગત્માં જેના વાત્સલ્યની ઉપમા શોધી
ન જડે તેવી સગી માતાનું સગપણ
પણ સમય આવ્યે અંતિમ ચક્રવર્તી (બારમા) બ્રહ્મદત્તને મારી નાંખવાના કાવતરાં કરનારી ચુલણી(બ્રહ્મદત્તની માતા)ની જેમ દુશ્મનની ગરજ સારનારું થાય છે, તેવી જ રીતે પિતાનું સગપણ પણ પોતાના સગા પુત્રને મારનાર કનકરથ રાજાની જેમ અસાર છે, તથા સગા બાપ(શ્રેણિકમહારાજા)ને મારનાર–કદર્થનાર કોણિકની જેમ પુત્રનો સંબંધ પણ ખોટો છે, ભાઈના સગપણને પણ તે જ ભવમાં મોક્ષે જનારા ભરત-બાહુબલિ જેવાઓએ અસાર ઠરાવ્યું છે, જે વિષયવાસનાની પાછળ

---

× અહીં શાસ્ત્રકારે સગપણોની અસારતા સૂચવવા આપેલ ચુલણી, કનકરથ, કોણિક, ભરત–બાહુબલિ, સુરીકાંતા, પતિમારી, ચાણક્ય, પર્વત, સુભૂમ, પરશુરામ આદિના પરિચય માટે ચોથું પરિશિષ્ટ જુઓ

અજ્ઞાની આત્માઓ પાછું વાળીને જોયા સિવાય ભયંકર કૃત્યો કરતાં પણ ડીચકાતા નથી, તેની તૃપ્તિના માનેલ સાધનરૂપ સ્ત્રીનું માનેલું સગપણ શ્રી કેશી ગણધરથી બૂઝેલા પ્રદેશી રાજાને ઝેર આપીને મારનાર સૂરીકાંતા ( પ્રદેશી રાજાની સ્ત્રી ) રાણીના દૃષ્ટાંતથી પોકલ જણાય છે. વળી પતિ-મારી (દૂધ-દહીં વેચનારી) આહીરણ-ભરવાડણનું પણ દૃષ્ટાંત આ વિષયને સ્પષ્ટ કરનારું છે, વળી શ્રગર-જાની દોસ્તી-ભાઈબંધી પણ મંત્રી ચાણક્ય અને પર્વતરાજાના પ્રસંગ પરથી કેવલ આત્મ-વંચનારૂપ છે. આ રીતે જગતના અનેક દૃષ્ટાંતો સર્વ સગપણોને કેવલ સ્વાર્થવશ અજ્ઞાનીઓએ કલ્પી કાઢેલા સૂચવે છે, અને સ્વાર્થ એ એક એવી બૂરી-ભયંકર ચીજ છે કે તેમાં અંધ બનેલા પ્રાણીઓ સુભૂમ ચક્રવર્તી અને પરશુરામની જેમ બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો સમૂળ નાશ કરવાની બુદ્ધિએ નાહક લોહીની નદીઓ વહેવડાવી થોડી જિંદગીના ક્ષણિક આભિ-માનિક લાભોની ખાતર અસંખ્ય દુઃખગર્તિને નોતરનાર વિપુલ કર્મોનો બંધ કરે છે! અહો! આત્માની કેવી ભયંકર મોહ-મૂઢ દશા!!!"

ઉપર મુજબ અજ્ઞાન-મોહ અને સ્વાર્થને આધીન બનેલા આત્મા-ઓની કરુણ-શોચનીય-દશાના વિચારપૂર્વક પોતાના આત્માએ કરેલ દુષ્કૃતોની ગર્હા કરીને પરમ સંવેગની નિર્મલ

**શ્રી કામગજેન્દ્રમુનિએ પ્રભુમહાવીર સ્વામીના કરેલ ગુણગાન**

ભાવનાની ધારાએ ચઢેલા શ્રી કામગજેન્દ્ર મહામુનિ પુન: પરમતારક શ્રી મહાવીર પરમાત્માના ગુણોનુ કીર્તન કરે છે કે–

"હે જગત્ત્રયબંધો! સ્વાર્થમાં મૂઢ થયેલા પ્રાણીઓ જગતમાં જન્મ લઈ નિષ્કારણ બીજાના હિતમાં હાનિ પહોંચાડી પૃથ્વી ભારે કરે છે, પણ આપ તો નિઃસ્વાર્થ-

બુદ્ધિએ જગતના તમામ જીવાત્માઓને તારવા નિઃસીમ ઉપકાર કરનારી મધુર દેશનાદિ પ્રયત્નો કરો છો ! આપ વિષમ કર્મોના બંધનથી મુક્ત હોઈ કૃતકૃત્ય છતાં [1]શ્રી મેઘકુમાર મુનિવર, [2]શ્રી મૃગાવતી સાધ્વી, [3]શ્રી ઋષભદત્ત–દેવાનંદા, [4]શ્રી અઈમુત્તા મુનિ, (અંતિમ રાજર્ષિ) [5]શ્રી ઉદાયી(યન) રાજા, [6]શિવરાજર્ષિ, [7]પુદ્ગલ પરિવ્રાજક, [8]શ્રી ગૌતમસ્વામીના પૂર્વભવ સાંગમિક,

---

૧. આ મુનિની માહિતી માટે જુઓ શ્રી જ્ઞાતાધર્મકથા( છઠું અંગ )સૂત્રનું પ્રથમ ઉત્ક્ષિપ્તાધ્યયન, ઉપરૃત ત્યાની માહિતી માટે આ જ અધ્યયનના સૂત્ર ૩૧ થી ૩૬ જુઓ.

૨. આની માહિતી માટે શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૮૭ની હારિભદ્રીયવૃત્તિ (પા. ૬૨ થી ૬૬) તથા શ્રી આવશ્યકચૂર્ણિ પૂર્વભાગ ઉપોદ્ઘાતનિર્યુક્તિ (ગા. ૨૪ ની ચૂર્ણિ પા. ૮૭ થી ૮૯) જુઓ.

૩. આ બન્નેની માહિતી માટે શ્રી ભગવતીસૂત્ર શતક–૯, ઉદ્દેશ–૩૩, સૂ. ૩૮૦ થી ૩૮૨ પા. ૪૫૬ થી ૪૬૦ જુઓ.

૪. આ મુનિવરનું વર્ણન શ્રી ભગવતી સૂત્ર શ. ૫, ઉ. ૪, સૂ. ૧૯૮, પા. ૨૧૯ માં છે.

૫. આ રાજર્ષિનો ઉલ્લેખ શ્રી ભગવતી સૂત્ર શ. ૧૩, ઉ. ૬, સૂ. ૪૯૧–૪૯૨, પા. ૬૧૮ થી ૬૨૦ માં છે.

૬. આ શિવરાજર્ષિ સંબંધી વર્ણન શ્રી ભગવતી સૂત્ર શ. ૧૧, ઉ. ૯, સૂ. ૪૧૭–૪૧૮, પા. ૫૧૪ થી ૫૨૧ માં છે.

૭. આ પરિવ્રાજક મુનિનો અધિકાર શ્રી ભગવતી સૂત્ર શ. ૧૧, ઉ. ૧૨, સૂ. ૪૩૬, પા. ૫૫૧ માં છે.

૮. શ્રી ગૌતમસ્વામીના પૂર્વજન્મપરિચિત આ પરિવ્રાજક મુનિનો અધિકાર શ્રી ભગ. સૂત્ર શ. ૨, ઉ. ૧, સૂ. ૯૦ થી ૯૬, પા. ૧૧૨થી ૧૨૮માં વિસ્તારથી છે.

સ્કંદક પરિવ્રાજક, [૯]પ્રભુ મહાવીરસ્વામીની માશી ચેડા મહારાજાની પુત્રી જયંતી શ્રાવિકા, [૧૦]શ્રી પાર્શ્વનાથસંતાનીય વિવિધ ગહનભંગજાલમય પ્રશ્નકારક ગાંગેય મુનિ, અન્યતીર્થિક [૧૧]કાલોદાઇ, [૧૨]અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યો તથા કોણિક અને ચેડા મહારાજાના મહાશિલાકંટક સંગ્રામમાં આરાધનાપૂર્વક સમાધિમરણ કરનાર નાગ સારથિનો દૌહિત્ર [૧૩]વરૂણ, [૧૪]શ્રી સુનક્ષત્ર-સર્વાનુભૂતિ મુનિ વગેરે

---

૯ અંતિમ ગજર્ષિ ઉદાયન મહારાજાની બ્હેન,ચેડા મહારાજાની પુત્રી, પ્રભુ મહાવીરસ્વામીની માશી અને વિવિધ પ્રશ્નો કરનારી આ શ્રાવિકાનુ વર્ણન શ્રી ભગ. સૂત્ર શ ૧૨, ઉ ૨, સૂ ૪૪૧ થી ૪૪૩ પા ૫૫૬ થી ૫૫૮ મા જુઓ.

૧૦ શ્રી પાર્શ્વનાથપ્રભુના-શાસનવર્તી-સંતાનીય, ભગજાલગહન સૂક્ષ્મ વિવિધ પ્રશ્નકાર તરીકે પ્રખ્યાત શ્રી ગાંગેય મુનિનો વિસ્તૃત અધિકાર શ્રી ભગ. સૂત્ર શ ૯, ઉ ૧૨, સૂ ૪૩૬, પા ૪૩૯ થી ૪૫૫ મા છે

૧૧ પ્રભુ મહાવીરદેવની વાણીથી પ્રતિબોધાયેના આ અન્યતીર્થિક મુનિનો પરિચય શ્રી ભગ. સૂત્ર શ ૭, ઉ ૧૦, સૂ. ૩૦૫ થી ૩૦૮, પા. ૩૨૩ થી ૩૩૮ માથી મેળવો

૧૨ આગામી ચોવિશીમા તીર્થંકર થનાર પરમ શ્રાવિકા શ્રી સુલસાના દૃઢ સમ્યક્ત્વની પ્રભુ મહાવીરસ્વામીજીના ધર્મકુશલના પ્રશ્નના નિમિત્તે આકરી કસોટી કરનાર દ્વાદશવ્રતધારક શ્રી અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોની વિસ્તૃત માહિતી માટે શ્રી ઔપપાતિકોપાંગમાં સૂત્ર ન. ૩૯ માં આવતો પરિવ્રાજકાધિકાર જુઓ

૧૩. આનુ વિસ્તવાર વર્ણન શ્રી ભગ. સૂત્ર શ ૭, ઉ. ૯, સૂ. ૩૦૩-૩૦૪, પા. ૩૨૦-૩૨૧ મા છે

૧૪. આ બન્ને મહામુનિઓના વર્ણનો શ્રી ભગ. સૂત્ર શ ૧૫, સૂ. ૫૫૩ થી ૬૭૭ માં છે.

**અનેક ભવ્યાત્માઓ ઉપર અનુગ્રહ કરી તેઓના જીવનને પાવન બનાવ્યા છે, અને દુઃખોના અપાર સમુદ્રમાંથી બચાવ્યા છે તો હવે હે વિભો! અમને પણ કૃપા કરી ભવસમુદ્રથી પાર ઉતરવાની અતુલ-શક્તિ સમર્પો, એવી અમારી નમ્ર પ્રાર્થના છે. અતુલ ઉપકારી હે વિભો!** સામસામી દિશામાં તેજથી ઝગઝગતા **જંબૂદ્વીપના બન્ને સૂર્યરૂપી બાજુબંધને** ધારનારી **આ પૃથ્વીરૂપ વધૂ** (સૌભાગ્યશાલિની નવપરિણીત સ્ત્રી) અનેક રત્નોથી ઓપતા **મેરુપર્વતરૂપ મરકતમણિના થાલમાં** વિવિધ રંગ-પ્રકાશથી દીપતા **નક્ષત્રોરૂપ અખંડ અક્ષત** અને પૂર્ણ કલાએ ખીલેલ ચંદ્ર-રૂપ **શ્રીફલ** અને પ્રાતઃકાલીન **બાલસૂર્યની અરુણ પ્રભારૂપ ચંદન** લઈને આપના સ્વાગત કરવાપૂર્વક ઓવારણાં લેવા જ્યાં સુધી તૈયાર ઊભી છે ત્યાં સુધી અમારા પ્રાણ-જીવન આધારરૂપ આપ જયવંતા વર્તો, અર્થાત્ **શાશ્વત કાલ-યાવચ્ચંદ્રદિવાકરૌ સુધી આપ જયવંત રહો!!!**

**શ્રી કામગજેન્દ્રાદિ પાંચે મહામુનિઓને વિશુદ્ધ અધ્યવસાયથી પ્રાપ્ત થયેલ કેવલજ્ઞાન અને મોક્ષ**

ઉપર મુજબ **વીતરાગ-પ્રભુના** અપૂર્વ ગુણગાનના આનંદ-રસમાં તલ્લીન બનેલા પાંચે **મહામુનિઓ અંનશન** કર્યા પછી સાહજિક થતી શારીરિક બાહ્ય વેદનાઓને પણ વિસરી જાય છે, અને પરમ સંવેગની ઉત્કૃષ્ટ ભાવના-બલે અધ્યવસાયોની વિશુદ્ધિ કરી મરણના અંત સમયને નિકટ જાણી, ચૌરાશી લાખ જીવાયોનિ સાથે ક્ષમાપના કરી, પરમ-મૈત્રી-ભાવના કલ્યાણકર રસમાં તરબોલ થઈ પર-માનંદને પામેલા તેઓ **શુક્લધ્યાનની** ઉચ્ચતર શ્રેણિએ સંચરવા લાગ્યા. અનુક્રમે આત્મદ્રવ્યના વિશુદ્ધગુણ પર્યાયોના શ્રુતાનુસારી ચિંતન અને અધ્યવસાયોની સાહજિક નિર્મલતાના બળે ઘનઘાતી ચારે કર્મોનો ક્ષય થવાથી પાંચે મહામુનિઓને વિશુદ્ધ

કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ અને તુરત આયુકર્મ ક્ષીણ થવાથી શરીરાદિકના બંધનથી મુક્ત થતી **સાહજિક સચ્ચિદાનંદસ્વરૂપ જ્ઞાનાદિ અનંત ગુણોના વિલાસની ભૂમિ શુદ્ધાત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ સિદ્ધદશા** મેળવી મુક્તિએ પહોંચ્યા-મોક્ષે ગયા.

**કથાનો ઉપસંહાર**

આ રીતે **શ્રી કામગજેન્દ્રમુનિ** પૂર્વભવમાં વિષયવાસનાની પ્રબલતાએ પિતૃહત્યા-ભગિનીવ્યભિચાર જેવા પાપોમાં થયેલી પ્રવૃત્તિ **શ્રી સીમંધરસ્વામીના** મુખથી સાંભળી ચાલુ ભવમાં પણ ઉચ્છૃંખલ બનતી વિષયવાસનાને સંયમિત કરી શક્યા, અને પૂર્વભવસંકેતિત કલ્યાણમિત્ર દેવોના શુભાવહ પ્રયાસથી **શ્રી સીમંધર પ્રભુનો** સમાગમ પામી, નિર્મલ સમ્યક્ત્વ રત્નને પામી, ચરમ તીર્થંકર **શ્રી મહાવીર** પ્રભુ પાસે સંયમ સ્વીકારી નિરતિચાર આરાધના કરી અનશનાદિ ધર્મના પરિપાલનપૂર્વક **કેવલજ્ઞાન** પામી મુક્તિપદને પામ્યા.

આ રીતે **રાસકારે** પ્રથમ ઉલ્લાસની સોળમી ઢાલ(પા. ૧૭)માં **શ્રી સીમંધરપ્રભુના** ગુણ-ગાન કરતા પ્રભુથી ઉપકૃત થયેલા ભવ્યાત્માઓના નામો વર્ણવેલા, તેમાં—

"અપ્રસિદ્ધ માટિ વલી બોલું, કામગજેન્દ્રો તારજી ॥
નિજ-ભગિની વ્યભિચાર મુકાણું, પૂરવ ભવિ મુનિ પામીજી ।
તુમ્હ દર્શનથી વીર કહનિ, દીક્ષા તદ્ભવ સુગતિનું ગામીજી ॥"

—શબ્દોથી પૂર્વભવમાં ભગિની-વ્યભિચારની પાપમય પ્રવૃત્તિને **શ્રી સીમંધરપ્રભુના** મુખથી જાણી **શ્રી વીરપ્રભુ** પાસે દીક્ષા લઈ તે જ ભવમાં મોક્ષે જનાર **શ્રી કામગજેન્દ્ર** ગજકુમારની કથા અપ્રસિદ્ધ હોવાથી વર્ણવવાની પ્રતિજ્ઞા કરેલ, તેનો નિર્વાહ નિર્વિઘ્ન રીતે થયેલ હોવાથી **ઉપસંહારમાં શ્રી સીમંધર પરમાત્મા અને શ્રી મહાવીર**

પ્રભુનાં કરેલા ગુણગાન દિનપ્રતિદિન ચઢતી કલાએ શ્રી સંઘને આનંદદાયી નિવડવાની શુભાશંસા કરે છે

રાસકારે મૂળગ્રંથમાં ગ્રંથના અંત્યમંગલ તરીકે વિહરમાણવિભુ **શ્રી સીમંધરસ્વામી**ની સંસ્કૃતમાં સ્તુતિ કરેલ છે, જેમાં જણાવેલ છે કે-

**શ્રી સીમંધરપ્રભુની અંત્ય-મંગલ-સ્તુતિ**

જગતમાં શ્રેષ્ઠ સાગરૂપ **શ્રી સીમંધરપ્રભુ!** આપ જન્મ-જરા-મરણના દૂખો દુર કરી, મુક્તિપદના પરમ સુખને દેનારા છો, અને [1]સેડુક વિપ્ર જેવા સેવકોના કલ્યાણકર **સ્વામી!** કામાદિ શત્રુઓના વિજેતા-માયારૂપ પર્વતના વિનાશ માટે વજ્રસમાન છો, **આપનો ચિરકાલ વિજય થાઓ** ॥૧॥

વળી કમલ સમાન નેત્રો અને રાજહંસ સમાન સુંદર ગતિવાળા, અપરંપાર ગુણ-ગણોના સ્વામી, પારાવાર સંસારસમુદ્રના દુઃખોથી છોડાવનાર, માયારૂપ પૃથ્વીને હળની જેમ ભેદી નાંખનાર મનમોહન **હે વિહરમાણ વિભુ! આપ સદાકાળ જયવંત રહો** ॥૨॥

તમામ ભય-વાસનાઓથી મુક્ત **હે પ્રભો!** અપ્સરાગણોદ્વારા નિરંતર ગવાતા તારા મનોહર ગુણ-ગણોને વર્ણવવા કોણ સમર્થ થાય? જગતના પદાર્થોના સ્વરૂપાવગાહી પ્રકાશ કરનારા **આપને સદાકાલ ત્રિકરણ શુદ્ધ વંદના હો!!!** ॥૩॥

**શ્રી સત્યકી** માતાની કુક્ષિને ઉજ્જળનાર, **શ્રી શ્રેયાંસરાજાના** કુલને સૂર્યસમ પ્રકાશક, દુઃખના મોટા સૂર્યના પ્રકાશને આવરવા ગાઢ

૧ અહીં મૂલમાં રાસકારે " सेडुकतुल्यो पेशममारं " શબ્દોથી સેડુક દ્વિજને ઉલ્લેખેલ છે, પણ **શ્રી મહાવીરપ્રભુના** જીવન સાથે સંબંધ ધરાવનાર સેડુકનો **શ્રી સીમંધરપ્રભુ** સાથે શો સંબંધ છે? તે કોઈના ખ્યાલમાં હોય તો જણાવવા વિનંતિ છે. સેડુકની માહિતી માટે ચોથું પરિશિષ્ટ જુઓ.

મેઘ જેવા, સગરહિત, પરાક્રમના ગુણથી સિંહ તથા ધૈર્ય ગુણથી મેરુ પર્વત સમાન **શ્રી સીમંધર પરમાત્મા સદાકાળ જયવંત રહો** ॥૪॥

ચંપકવર્ણી સુંદર કાયાની કાંતિથી ભવ્યાત્માઓને આનંદ દેનાર પરમસુખના ધામસ્વરૂપ, સેવા માટે લાલાયિત બનતા સુર-અસુરોના સમૂહથી ઘેરાયેલા, અને ઇંદ્રિય-વિષય-કષાયાદિ અંતરંગ શત્રુઓથી અજેય **હે વિહરમાણ વિભુ !** સદાકાળે આપનો જય થાઓ ॥ ૫ ॥

**શ્રી સીમંધર પ્રભુના જીવનની માહિતી માટે ૪૩ દ્વારો (બીજકો)**

**ગ્રંથકાર** ઉપર મુજબ સ્તુતિ કરીને પ્રાચીન પ્રણાલિકાનુસાર સ્મૃતિપથમાં રાખવાની સરલતાને અનુલક્ષી **શ્રી સીમંધર પ્રભુના** જીવન સંબંધી ઉપયોગી માહિતીને ટૂંકમાં ગૂંથી લેવાના આશયથી ૪૩ દ્વારો (બીજકો) વર્ણવે છે (૧) **નામ–શ્રી સીમંધર** પરમાત્મા, (૨) **દ્વીપ**–જંબૂદ્વીપ, (૩) **દિશા**–જંબૂદ્વીપના મધ્ય ભાગે રહેલ મેરુપર્વતથી પૂર્વ દિશામાં આવેલ પૂર્વવિદેહ ક્ષેત્રનો **ઉત્તર** બાજુનો પૂર્વનો વિભાગ, (૪) **વિજય**–મહાવિદેહ ક્ષેત્રના વિભાગરૂપ બત્રીશ વિજયોમાં આઠમી **પુષ્કલાવતી** વિજય, (૫) **નગરી–પુષ્કલાવતી** વિજયની રાજધાની પુંડરીકિણી નગરી, (૬) **માતા**-સત્યકી રાણી, (૭) **પિતા-શ્રેયાંસરાજા**, (૮) **શરીરલક્ષણો**–પ્રભુના લોકોત્તર મહિમાશાળી શરીરના **૧૦૦૮** લોકોત્તર લક્ષણો, ( ૯ ) **દિક્કુમારી**–પ્રભુના જન્મસમયે સૂતિકાકર્મ પતાવી અશુચિ નિવારણ છપ્પન દિક્કુમારિકાઓનું આવવું, ( ૧૦ ) **ઇન્દ્ર**–પ્રભુના જન્મમહોત્સવ કરવા ચોસઠ ઇન્દ્રોએ **મેરુપર્વત** પર જઈ આડંબરપૂર્વક કરેલ અભિષેકાદિ, ( ૧૧ ) **જિનાંતરજન્મ–શ્રી** કુંથુનાથ પ્રભુ ( **આ ભરતક્ષેત્રની** વર્તમાન ચોવીશીના ૧૭ મા તીર્થંકર ) તથા **શ્રી અરનાથ**પ્રભુ-(૧૮ મા તીર્થંકર )ના વચગાળામાં **શ્રી સીમંધરપ્રભુ** જન્મ્યા, (૧૨)

जन्मनक्षत्र-ઉત્તરા( ષાઢા ?) (१३) जन्मराशि-ધનરાશિ, (१४) शरीरनी ऊंचाई-૫૦૦ ધનુષ્ય, (१५) दारकर्म-રુક્મિણી રાણી સાથે પાણિગ્રહણ, (१६) लंछन-વૃષભ-બળદનું, (१७) दीक्षाकाल શ્રી મુનિસુવ્રતપ્રભુ (૨૦મા તીર્થંકર) અને શ્રી નમિનાથપ્રભુ(૨૧મા તીર્થંકર) ના આંતરે, (શ્રી દશરથ મહારાજાના અયોધ્યા નગરીમાં રાજત્વકાલમાં આઠમા બલદેવ શ્રી રામચંદ્રજીના જન્મ પહેલાં દીક્ષા થઈ.) (१८) लोकान्तिक देवो-પ્રભુના દીક્ષાકાલ અગાઉ પંચમ દેવલોકના વાસી નવ લોકાંતિકદેવોએ સ્વયંસંબુદ્ધ તીર્થંકર પ્રભુને તીર્થ પ્રવર્તાવવા કરેલી પ્રાર્થના. (१९) संवच्छरीदान-લોકાંતિકદેવોની વિનવણી પછી સંસારનો પરિત્યાગ કરવા ઉત્સુક પ્રભુએ વર્ષ સુધી છૂટે હાથે સોનૈયાઓનું કરેલ દાન, (२०) महाव्रत-શ્રી સીમંધરપ્રભુના શાસનમાં અપરિગૃહીત-મમત્વભાવથી ભાવપરિગ્રહ થયા વિનાની-સ્ત્રી સાથે મૈથુનાદિ થાય નહિ તે અપેક્ષાએ ચોથા અને પાંચમા વ્રતની એકતા હોઈ ચાર મહાવ્રતો (હતા.) (२१) वस्त्रवैचित्र्य વસ્તુની સારાસારતાનું અચૂક માપકયંત્ર તેના ઉપયોગ કરનારાઓ હોવાથી શ્રી સીમંધરપ્રભુના શાસનવર્તી [1]ઋજુ-પ્રાજ્ઞ સંયમી આરાધકો માટે પંચવર્ણી વસ્ત્રના પરિભોગની મર્યાદા, (२२) वधामणी-પ્રભુ પધાર્યાની વધામણી સંબંધી [2]શાસ્ત્રીય મર્યાદા. (२३)

१ આ શબ્દની માહિતી માટે પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી રચિત શ્રી પર્યુષણાકલ્પાપરાખ્ય શ્રી કલ્પસૂત્રની ઉપા. શ્રી વિનયવિજયજી મ૦ કૃત સુબોધિકા ટીકાનું વ્યાખ્યાન પ્રથમ (પા. ૮ થી ૧૧) જુઓ.

२ આના માટે પૃ. ७९ જુઓ.

[1]**प्रभुनुं बल**-પ્રભુની ટચલી આંગળીમાં રહેલું અનંતા ઇન્દ્રોનું બળ (૨૪) **प्रभुनुं रूप**-જગતના સર્વશ્રેષ્ઠ રૂપસંપદાવાળા ગણધરોના રૂપ કરતા અનંતગુણ શ્રેષ્ઠ સુંદર પ્રભુનું રૂપ, (૨૫) **तपमर्यादा श्री सीमं-धरप्रभुना** શાસનમાં આઠમાસની તપની નિયત ઉત્કૃષ્ટ મર્યાદા, (૨૬) **साधुसंख्या**-એકસો ક્રોડ (એક અબજ) મુનિવરો, (૨૭) **केवलि-संख्या**-દશ લાખ કેવલજ્ઞાની મુનિવરો, (૨૮) **अतिशयो**-પ્રભુના લોકોત્તર મહિમાને ફેલાવનારા ચોત્રીશ અતિશયો, (૨૯) **महा-प्रातिहार्यो**-પ્રભુની અદ્ભુત તીર્થંકરણશીલતાને સૂચવનારા દિવ્ય

---

૧ શ્રી તીર્થંકર પ્રભુના લોકોત્તર બલને વર્ણવતું એક પ્રાચીન કવિત નીચે મુજબ મળે છે

"બાર નર બલ વૃષભ, વૃષભ દશ જનુ એક હયવર,
બાર હય એક મહિષ, મહિષ પાંચશે એક ગયવર ॥
પાંચસો ગજ હરિ એક, સહસ દોય એક અષ્ટાપદ,
દશ લાખ બલદેવ-વાસુદેવ, દોય એક ચક્રી હદ ॥
ક્રોડ ચક્રી એક સુર ગણો, ક્રોડ સુર એક ઇંદ
**ઇંદ અનંતનું નહિં નમે, ચડી આંગલી અગ્ર જિણંદ ॥૧॥"**

**ભાવાર્થ**-બાર યોદ્ધાનું બલ એક બળદમાં, દશ બળદનું બલ એક ઘોડામાં, બાર ઘોડાનું બલ એક પાડામાં, પાંચસો પાડાનું બલ એક હાથીમાં, પાંચસો હાથીનું બલ એક સિંહમાં, બે હજાર સિંહનું બલ એક અષ્ટાપદ (**सिंग्वोप** હિંદી નામ)માં, દશ લાખ અષ્ટાપદનું બલ બળદેવ કે વાસુદેવમાં, બે બલદેવ કે વાસુદેવનું બલ એક ચક્રવર્તીમાં, ક્રોડ ચક્રવર્તીનું બલ એક દેવમાં, ક્રોડ દેવોનું બલ એક ઇંદ્રમાં, **આવા અનંતા ઇન્દ્રોના બલથી પણ પ્રભુની ટચલી આંગલીનું બલ વધારે હોય.**

૨ આના માટે પૃ. ૭૭ જુઓ

વિભૂતિસ્વરૂપ આઠ પ્રાતિહાર્યો (૩૦) **શિષ્યો**–પ્રભુ **શ્રીસીમંધરસ્વામીના** શાસનના ઋજુપ્રાજ્ઞ પ્રાણીઓ, (૩૧) [1]**राजपिंड** (૩૨) [2]**मासकल्प** (૩૩) [3]**पर्युंपणाकल्प** (૩૪) **વલિ** પ્રભુના પ્રથમ સમવસરણમાં દેશના પછી સ્વકલ્પ પ્રમાણે ઇન્દ્રદ્વારા કરાતી [4]બલિ-ઉત્ક્ષેપની વિધિ, (૩૫) **कमल**–પ્રભુ વિહાર કરે ત્યારે વારાફરતી પ્રભુના ચરણન્યાસથી પવિત્ર બનતા નવ સ્વર્ણકમલો (૩૬) **आयु**–**શ્રી સીમંધર પરમાત્માનું** કુલ **આયુ ૮૪ લાખ** [5]**પૂર્વનું** છે.

આ રીતે પ્રભુના [6]જીવન–બીજકોનું વર્ણન કરી **શાસકાર** પ્રભુના

---

૧–૨–૩ **શાસકારે શ્રી સીમંધર** પ્રભુના શાસનની મર્યાદા વર્ણવતાં રાજપિંડ–માસકલ્પ–પર્યુષણાકલ્પને શા માટે વર્ણવેલ છે? કારણ કે **શ્રી કલ્પસૂત્રની ઉપા.વિનયવિજયજી મ.** કૃત **સુબોધિકા** ટીકા (પા. ૪, પું. ૧, પં. ૭ થી ૯)ના આધારે પ્રથમ–અંતિમ સિવાયના **બાવીશ તીર્થંકરો** માફક **મહાવિદેહક્ષેત્રના** તીર્થંકરોના શાસનમાં **શય્યાતર–વ્રત**–જયેષ્ઠ–કૃતિકર્મરૂપ ચારજ કલ્પ નિયત છે, તો પછી આ ત્રણ શા માટે વર્ણવ્યા છે! સંપ્રદાયગત માન્યતા વિશેષે અંતર હોવાની સંભાવના છે. તદ્‌વિદોને યોગ્ય ખુલાસો સૂચવવા વિનંતિ છે.

૪ આના માટે જુઓ પા. ૮૧

૫ આ શબ્દની માહિતી માટે પા. ૭૦ નું ટિ. નં. ૨ જુઓ

૬ **શાસકારે** શરૂઆતમાં ૪૩ જીવન–બીજકો વર્ણવવાની પ્રતિજ્ઞા કરેલી પણ છત્રીશ બીજકો–દ્વારો સ્પષ્ટ જણાવ્યા છે, બાકીના સાત અધ્યાહાર્ય રાખ્યા છે; અગર નીચેની ગાથામાં સૂચવેલ સાતના આંકડાથી અન્ય સાત દ્વારો સૂચવ્યા છે.–તેનો નિર્ણય ગાથાનો સ્પષ્ટાર્થ ન જણાયાથી અણઉકેલ્યો જ રહે છે, વિશેષજ્ઞો યોગ્ય ઉકેલ લાવશે તેવી આશા છે.

> **"સાત અન્ય નગરી સહી રે, વિચરી શ્રી જિન–રાજો ।**
> **મોક્ષ ત્રીજિ ભાગિ રહિ રે, મોક્ષાંતરિ જિન–તાજો ।। (પા.૪૮)"**

આ ગાથાનો સ્પષ્ટાર્થ શો? અને સાત પદથી શુ વિવક્ષિત છે?

ગુણગાન કર્યા બદલનો આત્મસંતોષ વ્યકૃત કરતાં દેવેન્દ્રોથી પણ અશક્ય પ્રભુના ગુણોનું યત્કિંચિત્ વર્ણન સાનંદ સંપન્ન થયા બદલ પરમહર્ષ પ્રદર્શિત કરે છે અને પોતાના જીવનને કૃતપુણ્ય માને છે.

"શ્રીસીમંધર વિભુ! આપ તો પરમ સૌભાગ્યશાળી છો, કામગજેન્દ્ર જેવા પામર આત્માઓને પણ ઉપદેશામૃતધારાથી તાર્યો. ખરેખર આપ જેવા ઉપકારી કોઈ નથી. હું આપના ગુણોનો અનુરાગી બન્યો છું. હે પ્રભુ! આપના અપ્રમેય અદ્ભુત અનેક ગુણો છતાંય અતિ મહત્ત્વ ધરાવતા આઠ ગુણોને વર્ણવવા ચતુર્દશ પૂર્વધર **શ્રી ભદ્રબાહુસ્વામીને** પણ શુભાવહ પ્રેરણા થઈ, તેઓશ્રી **શ્રી દશવૈકાલિક સૂત્રનીનિર્યુક્તિ** ( ગા ૩૫૧ )માં જણાવે છે કે—

**શ્રી સીમંધર પ્રભુના ગુણાનુવાદ અને શુભાશંસા**

"विसघाइ-रसायण-मंगलत्थ-विणीए-पयाहिणावत्ते ।
गुरु-अडज्झ-अकुच्छे अट्ठ सुवण्णे गुणा भणिया ॥"

**ભાવાર્થ**—જેમ સોનું વિષાપહારક, રસાયણરૂપે પુષ્ટિકારક, શુભ શકુન માંગલિક સ્વરૂપ, ઇચ્છાનુરૂપ ઘાટ થઈ શકે તેવું, અગ્નિસંયોગથી પીગળ્યે છતે પ્રદક્ષિણાવર્ત્તવાળું, ગુરુ, પ્રબલ અગ્નિસંયોગે પણ અદાહ્ય અને કોહવાટ ન થાય તેવું હોય છે, તેમ આપ પણ **મોહરૂપ ઝેરના ઘાતક, ધર્મને પુષ્ટિકારક, ભવના પરિભ્રમણમાંથી છોડાવી પરમ મંગલભૂત થનારા, વિનયધર્મના પ્રચારક, માયાની કુટિલતા વિનાના, પૂજ્ય, ક્રોધાદિ અગ્નિના અવિષયભૂત અને ઈર્ષ્યાદિના કોહવાટ વિનાના છો.** વળી અત્યંત ઉત્કૃષ્ટ શોભાવાળા અને પરમૈશ્વર્યની સંપદાઓ છતાં ઉચ્ચતર વૈરાગ્યની ભૂમિકાએ પહોંચેલા આપના નામમાત્રથી જગતના પ્રાણીઓના વિઘ્ન માત્ર દૂર થાય છે અને સુખસંપદાઓ આવી મળે છે. **સંસારના મૂલહેતુભૂત કષાયના પ્રબલ**

આવેશથી વાઘજૂમમા ગૈદરવભાવી આત્માઓ પણ આપશ્રીના સદ્વાસ-નિકટતા-ને પામીને સીધા-સાદા-ગરીબડા સ્વભાવની મનાતી બકરી જેવા નમ્ર સ્વભાવના થઇ જાય છે. આવા પરમોદાત્ત ગુણગણધારક **શ્રી સીમંધર પરમાત્મા પાસે મારી એક જ અંતિમ પ્રાર્થના છે કે-આપશ્રીના પુણ્ય-પ્રતાપે સકલ સંઘ ચિરકાલ જયવંત રહે અને પરમ-શુદ્ધ જ્યોતિસ્વરૂપ આત્મસ્વભાવની શીઘ્ર મને પ્રાપ્તિ થાઓ.** જગતમાં લોકોત્તર મહાપુરુષ તરીકે વિખ્યાત આપના સ્મરણ-ધ્યાનથી અમાપ શાતા અનુભવાય છે, આ રીતે તારા ગુણ-ગણોના પુનિત વર્ણનદ્વારા અપૂર્વ સમ્યક્ત્વલક્ષ્મીની ચિરસ્થાયી શોભાવાળી પ્રાપ્તિ-નિર્મલતા સહજ થાય છે."

"**શ્રી સીમંધર વિભુ!** દેવોની શ્રેણિઓથી આપ સેવાએલા છો, વિશુદ્ધ આત્મલક્ષ્મીના નિવાસસ્થાન છો, દેવગણની અપ્સરાઓ પોતાના ભવનમાં પણ આપના ગુણોના રાસડા લે છે.
**છેલ્લી ઢાલમાં** રાસકારે ઉત્કૃષ્ટ સુખના આપનાર આપ ત્રણે જગતના
**કરેલી શ્રી સીમંધર પ્રભુ** સાચા આદર્શ પાલક છો. મારા હૈયાના દ્વાર
**પાસે અંતિમ પ્રાર્થના** સમાન આપના સ્વપ્નમાં પણ થયેલાં
દર્શનથી થતા હર્ષ-આનંદનાં પૂર હૈયાને
ચનગનાવી મૂકે છે, પણ **મિંચેલી આંખે માનસિક કલ્પનાસૃષ્ટિમાં થયેલાં આપના મધુર દર્શને શ્રી કામગજેન્દ્રની માફક ઉઘાડી આંખે સાક્ષાત્ દર્શન-સંભાષણ કરવાની મારી તમન્નાને વધારી મૂકેલ છે. આપના મુખચંદ્રને નિરખવા મારા નયનોએ હવે બળવો કરવાની તૈયારી કરી છે; માટે જલ્દી આશા પરિપૂર્ણ કરો! તમારા મુખની શોભારૂપ મંડપે મારી માનસિક ભાવના વેલડી ચઢી છે તો હવે ઘનમેઘની ઘટામાં ચમકતી વિજળીની માફક તુરત ઇચ્છા પૂર્ણ કરવા કૃપા કરો!!!** ક્રોડો સૂર્ય કરતાં પણ અધિક તારા મુખની તેજસ્વી કાંતિ અમ જેવા સેવકોને રંગરેલ કરી શ્રેષ્ઠ આનંદને દેનારી છે!"

આ રીતે **રાસકારે શ્રી સીમંધરસ્વામીના** જીવનચરિત્ર અને ગુણોનું વર્ણન કરતાં પ્રાસંગિક અદ્ભુત **શ્રી કામગજેન્દ્રની** કથા વિસ્તારથી વર્ણવીને અને **વિહરમાણ પ્રભુશ્રી સીમંધરસ્વામીના** પરમાનંદદાયી ગુણોનું વર્ણન શુભાશસાદિપૂર્વક કરીને આ રાસના ચરમોલ્લાસની અહિં સમાપ્તિ કરી છે.

આ રીતે વિવિધ–ભવ્ય–ઉદાત્ત વર્ણનોથી ભરપૂર **શ્રી સીમંધરસ્વામી-શોભા–તરંગ–રાસ** પૂરો થયો.

॥ ઇતિ શ્રીસીમંધરસ્વામિ–શોભા–તરંગે [૧]પંચમ (સુંદર) ચરમોલ્લાસઃ સમાપ્તઃ ॥

## ॥ શ્રી સીમંધર શોભા–તરંગનો ગુર્જર ભાષાનુવાદ સમાપ્ત ॥



૧ આ શબ્દ માટે પા. ૮૬નું ટિપ્પણ જુઓ.

## ખાસ અગત્યનો સુધારો

[ આ પુસ્તકમા પા. ૭ ઉપર આઠમી ઢાલની સાતમી ગાથા પછી નીચે મુજબની (આઠથી બાર નંબરની) ગાથાઓ છાપવી રહી ગઇ છે, તે નીચે ઉદ્ધૃત કરી છે. સુજ્ઞ વાંચકો અહીંયાં ત્યાં અનુસંધાન કરી લે. ]

તુમ્હ જનમો સુણી સુર-પતી, આઈ હમકે પાસિ ।
પંચ-ઇન્દ્ર ભએ મારગિ, પોહતા મેરૂ આવાસિ ॥ ૮ ॥

ચઉસઠ્ઠિ ઈન્દ્ર તિહાં મિલી, ઉછવ બહુપરિ કીદ્ધ ।
સબ સુર-નાયક વિનવી, કાજ હમારા સીદ્ધ ॥ ૯ ॥

યક્ષ-કર્દમ કરી લીંપએ, કુકમ અગર કપૂર ।
કસ્તુરી ચંદનિ કરી, મહાસુગંધનુ પૂર ॥ ૧૦ ॥

ઉચિ થાનકિ આવીઆ, ગ્રહ માનૂં જોવા રત્ત ।
તુઝ દર્શનિ મુઝ દુખ ટલિ, ફાલુગ્ને (ફાલ્ગુને) જિમ પત્ત ॥ ૧૧ ॥

[1]ધિન પુષ્કલાવતી વિજયો, ધિન પુંડરિગિણી રાજિ ।
માનૂં સીતાઇ રહિયો, સીતા જાવા કાજિ ॥ ૧૨ ॥

---

૧ આ ગાથા શ્રી કેશરબાઇ જૈન જ્ઞાનમંદિર પાટણની "શ્રીસીમંધર શોભા તરંગ"ની પ્રતમાં નથી.

# શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

# કથાગત પાત્રોનો પરિચય

ઇશાનેન્દ્ર–બીજા દેવલોકનો સ્વામી, ઉત્તર લોકાર્દ્ધનો અધિપતિ

કામગજેન્દ્ર–કથાનાયક, અરૂણાભપુરના રાજા રત્નગજેન્દ્રનો પુત્ર

**ગૌતમસ્વામી**–પ્રભુ મહાવીરદેવના પટ્ટશિષ્ય, આદ્ય ગણધર, પ્રસ્તુત કથાના ઉપક્રામક

ચારણશ્રમણ–તપબળે મેળવેલ લબ્ધિથી આકાશમાર્ગે વિહરનારમહામુનિ, કામગજેન્દ્રને પૂર્વભવમા ભય કર અનાચારના પાપમાંથી બચાવનાર

જયવર્મ રાજા–પાટલિપુત્રનો રાજા, કામગજેન્દ્રનો પૂર્વભવનો વ્યાવહારિક પિતામહ

તોસલકુમાર–કોશલદેશાધિપતિનો પુત્ર, કામગજેન્દ્રનો પૂર્વભવનો સાચો પિતા

**શ્રી ધર્મનાથ ભગવાન્**–આ ભરતક્ષેત્રની વર્ત્તમાન ચોવિશીના પંદરમા તીર્થંકર, કામગજેન્દ્રને પૂર્વભવમા સવેગભાવનાની પ્રાપ્તિ કરાવનાર

નંદનશેઠ–કોશલાનગરીનો ધનિક શેઠ, કામગજેન્દ્રનો પૂર્વભવનો સાચો માતામહ

પદ્મકેશરદેવ–સૌધર્મદેવલોકવાસી એક દેવ (જે કે કામગજેન્દ્રનો પૂર્વભવ છે.)

પ્રિયંગુમતી–કામગજેન્દ્રની સ્ત્રી

પૃથિવીસુંદર–વૈતાઢ્યપર્વતની ઉત્તર શ્રેણિનો રાજા

**બિંદુમતી**–વૈતાઢ્યપર્વતની ઉત્તરશ્રેણિના રાજાની પુત્રી.

**શ્રી ભદ્રબાહુસ્વામી**–ચૌદ પૂર્વધારી, આગમો પર નિર્યુક્તિ બનાવનાર, મહાપ્રાભાવિક ધુરંધર આચાર્ય

**શ્રી મહાવીરસ્વામી**–આ ભરતક્ષેત્રની વર્ત્તમાન ચોવીશીના છેલ્લા તીર્થંકર, વર્ત્તમાન શાસનના સ્થાપક, કામગજેન્દ્રની કથા વર્ણવનાર, કામગજેન્દ્રને સયમ આપી ભવથી તારનાર

મેખલા–વૈતાઢ્યની ઉત્તરશ્રેણિના વિદ્યાધરપતિની રાણી.

**મોહદત્ત**–કામગજેન્દ્રનો જીવ, પાટલિપુત્રના રાજાનો વ્યાવહારિક પૌત્ર, કોશલાનગરીના **નંદન** શેઠનો સાચો દૌહિત્ર, કોશલદેશના રાજાનો સાચો પૌત્ર.

**રૂક્મિણીરાણી**–શ્રી સીમંધરપ્રભુની સંસારાવસ્થાની સ્ત્રી.

**રત્નગજેન્દ્ર**–અરૂણાભપુરનો રાજા, કામગજેન્દ્રનો પિતા.

**રત્નરેખા**–કોશલાનગરીના નંદન શેઠની સ્ત્રી, કામગજેન્દ્રની પૂર્વભવની સાચી દાદીમાતા.

**રત્નાંગદ**–શ્રાવસ્તી નગરીનો રાજા.

**લોકાંતિકદેવો**–પાંચમા દેવલોકના દેવો, તીર્થંકરપ્રભુના દીક્ષાના નજીક સમયને સંબોધનારા.

**વૃષલોચન**–શ્રી ધર્મનાથપ્રભુના સમવસરણમાં આસન્નભવ્ય, તુરતમાં મોક્ષે જનાર અને ભવ્ય પ્રાણી તરીકે જાહેર થયેલ ભાગ્યશાળી એક ઉંદર.

**વનદત્તા**–કામગજેન્દ્રની પૂર્વભવની સાચી બ્હેન અને વિષયાંધાવસ્થામાં માની લીધેલી પ્રણયિની.

**શબરશીલ**–પાટલિપુત્રના રાજાનો પુત્ર, પૂર્વભવમાં કામગજેન્દ્રનો વ્યાવહારિક પિતા.

**શ્રી શ્રેયાંસ**–વિહરમાણવિભુ શ્રી સીમંધરસ્વામીના પિતા.

**શ્રી સત્યકિ**–શ્રી સીમંધરપ્રભુની માતા.

**શ્રી સીમંધર**–વર્તમાન વીશ વિહરમાણ પ્રભુમાં પ્રથમ પ્રભુ, કામગજેન્દ્રને બોધિ–સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવનાર અને પૂર્વભવને કહેનાર.

**સુવર્ણદેવા**–કામગજેન્દ્રની પૂર્વભવની સાચી માતા.

આ સિવાય પ્રાસંગિક ઉલ્લેખાએલ કેટલાકના નામો તથા તેઓનો પરિચય સળંગ કથા વાચનારને ત્યાં ત્યાં સ્વતઃ થઇ જવાનો હોઈ તેનો પરિચય અહીં કરાવેલ નથી.

ૐ

॥ श्रीशंखेश्वर-पार्श्वनाथाय नमः ॥

# પરિશિષ્ટ–૧

## સુભાષિત-સાર-સમુચ્ચય

[ સૂચના-આમા પહેલો આંક ખડનો, બીજો ઢાલનો અને ત્યાર-પછીના અંકો ગાથાના જાણવા ]

આશા-ભંગ જેણિ કરીઉ, તેણિ કીધુ ભૂ-ભાર રે ।
પણ ભારે નવિ એણે કરી, ગિરિ તરુઅર જલધાર રે ॥
વદનાદિક મોટિ તજે કે, તે સબ નર નિકલંક રે ॥ (૧–૩–૪/૫½)

હેતા વાધિ બહુ ધન, જિમ કૂપ નિ આરામ રે ।
તંપા-પ્રમુખ જાણીઇ, પાત્રિ ( પાત્રિ ) અતિ ગુણધામ રે ॥

દાન-દૂષણ પંચ જાણીઇ, અનાદર-નિ-વિલંબ રે ।
વિમુખપણું-વિપ્રિયગિરા, વળી અનુતાપી બિબ રે ॥

દાન-ભૂષણ પંચ જાણયો, આનંદાશ્રુ-રોમંચ રે ।
બહુમાન-વાણી શુભા, વળી અનુમોદન સંચ રે ॥ (૧–૩–

કોણ નિર્દ્ધન લખિમી દેખીનિ, નિજ કમાડ દેવરાવિ રે ॥ ૧–૧૦–૧૦½)

ચન્દ્ર–સૂર નિ સાગરૂ રે, મેરુ–ચિંતામણિ સાર ।
કામગવી–કામકુંભલુ રે, કામતરુ–ગુણભાર ॥

કમલ–મતંગજ–સીંહલુ રે, ધોરી ઉપમ વંક ।
ઈત્યાદિક સકલંકીઆ રે, એ જિનજી નિકલંક ॥ (૧–૧૧–૧૦/૧૧)

માતજી ! બોલિ જેહની લખિમી, ઘન પરિ ભોગ ન આવિ રે ।
જલ–નિધિની પરિ વિરસ તુઝ રૂપ, લોગા કિમ ન ગાવિ રે ॥

સઘલિ દર્શનિ મત બહુ દીસિ, માત–મતં નવિ દીસિ રે ।
તે પીડાતાં કેમ દેખીજિ, હા કહિ મન હીંસી રે ॥ (૧–૧૨ ૪/૫)

ઉત્તમ–સંગતિ સુખ–યશં, લોહ–કમલ સીપ–પાથ રે ॥

ઉત્તમા હુઈ માનદા, નીચનિ કલહનુ વાહદ રે ।
અંકનિ ઈશ્વિર શિરિ વહિ, શહુ ગ્રસિ વડુ ગાહદ રે ॥

આલોચિ મંત્રી, કાજિ દાસીકા, રૂપિ રમા, ક્ષમા ભૂમિ રે ।
ભોજનિ માતર, તે વેશિકા, કર્મ્મ પડ્ સ્ત્રી શુભ સ્ત્રી–ધૂમિ રે ॥ (૨–૧૭–૧૨½ ૧૩/૧૪)

રક્ત–લોચન નિ ગત–વસ્તુ, ગત–ધન નવિ કોણિ રાખ્યુ ॥ (૨–૧૮–૯⅔)

ધિન ધિન પર–ઉપગારીઆ, યાચન–વૃત સાધાર ।
પુષ્કરાવર્ત્ત–વંશિ ઉપનુ, સુખકારી જલધાર ॥

ઉત્તમ કહનિ માંગિઉ ભલૂં, વરં યાચન–ભંગ ।
નીચ માગ્યિ આશા ફલી, તુહું નહિં ચંગ ॥

નિજ–ઉદરકે પૂરણે, જે હુઈ અસમર્થ ।
તે જનનીઈં કાં જણ્યા, શક્તિ નાપિ અર્થ ॥

તસ માતા ધિક્કારણી, પર–યાચક–બોધ ।
યાચનં–ભંગ કરિઉ જેણિ, તસ જનની મોઘ ॥

એ દ્વિજ-રાજની ઉપમા, વળી ચંદ નિ સૂર ।
તરુઅર સત્પુરુષા જિકે, આશા ભરપૂર ॥
તન-ધન-યૌવન કારિમૂં, કારિમૂં જીવિત જાણી ।
કીરતિ એક છિ સાસતી, સાચી નિરવાણી ॥ (૨-૧૯-૨થી૭).
દિનકર ઉગતિ નવિ ટલિ, જુ અંધારું ઘોર ।
જલધરિ તૃષ્ણા નવિ ટલિ, તુ કર્મિ કરિઉ જોર ॥
ઉપગારિ ઉપગારીઆ, જગિ દીસિ બહુ લોક ।
વિણુ ઉપગારિ ગુણુ કરિ, તેહના નુહિ થોક ॥
ગતિ-ભંગો સ્વર-દીનતા, દેહિ સ્વેદો-ભીતિ ।
દીનાશા-ઘરિ ગમનિ યથા, તિમ એ મગ્ગણ-રીતિ ॥
(૨-૧૯ ૯થી ૧૧)

यः स्त्रीणां गुह्यमाख्याति, तदंतं तस्य जीवितम् (२-२१-)
निर्नायकं सैन्यं हतं, स्त्रीनायकं गृह नष्ट ।
बालराजाहतं सैन्यं, ઇત્યાદિ નુહિ લષ્ટ ॥ (૨-૨૧-૯)

રાઢિ બહુ જેહનિ ઘરિ, તસ લખિમી નાસી દૂરિ ।
સીતાનિ પરિ થાય યો, નામ લીજિ ઉગતિ સૂરિ ॥ (૨-૨૧-૧૪)
નવિ જાણિ ઉપગાર, તે તુ મૂઢ વડુરી ।
ચંદન-રાસભ જેમ, તસ ધિક્કાર પડુરી ॥
જેણિ કીધુ ગુણસાર, તેહનુ જુ નવિ જાણિઉ ।
તેણિ મુત્તાહલ મુકી, પ્રેમિ પત્થર તાણિઉ ॥ (૨-૨૨-૪/૫)
સજ્જનસિઉં જે રોસ, તે કીજિ વા પાણી ॥ (૨-૨૨-૧૦½)
ચીભડનું જે ચોર, તસકૂં બૂસટ દીજિ ! ॥ ૨-૨૨-૧૨¾)
x x x, કસ્યુંદીસિ એ સોહણું ।
દુખ સાગર સંસાર, એ પણુ મોટું જોણું ॥

ચંત્રિ રાગ ન બાજિ, તૂટિ ગયિ જણ તારા ।
શૂં કરિ ચંત્ર બિચ્યારા, ગયા બજાવણહારા ॥

ઇસુ કૌન મિલિ જે, જાકું રહીઈ લાગિ ।
સબ જગ જલતા દેખૂ, આપ આપણી આગિ ॥

દેહા કાચકા કૂપા, તિસા પિંડ પરાણા ।
રાખીઈ બહુત જતન્નિ, પણ ઠબકિ નિરવાણા ॥

ધમણિ ધમંતી રહી, બુઝિ ગયિ અંગારા ।
અહિરણ ઠબગા જાઈ, ઉઠિ ચલે લોહારા ॥ ( ૨-૨૨-૧૭થી૨૧ )

મુઝ મોટુ જીવ આલસૂ, જે બળતા ઘરમાંહિ ।
નિચિંતૂ ભર-નીંદ્રડી, જાવા નવિ ઉમાહિ ॥ ( ૨-૨૩-૧ )

માણુસ ધન વિણ જે નરા, તેણિ જીવી સ્યૂં કીદ્ધ ।
કમ્મર્હ ધમ્મર્હ બાહિરા, એકૂ કાજ ન સીદ્ધ ॥

ચિતા ચિંતા સમ ભચે, પણ બિંદુ વિશેષિ જાણિ ।
ચિતા દહિ નિર્જીવિઉ, ચિંતા પ્રાણી-હાણિ ॥

રાગ ઘણ નર જે કરિ, પામિ દુખ સયાઇં ।
મંજિટ્ઠિ અઈરસીઇં, કૂટ્ટયા કષ્ટ ઘણાઇં ॥

સજ્જન દુજ્જણ અંતરુ, મિ નવિ કોઈ દીઠ ।
સજ્જન દુખ દિ દૂરથી, દુજ્જણ પાસિ બઈઠ ॥

કષ્ટ પડિયા જે નર ઉદ્ધરિ, તે નર નવિ દીસંતિ ।
સાહમૂં પર-દુખીઆ તણી, વાતડીઇ વિહસંતિ ॥

એહવુ જગિ કો નવિ મલિ, જે કરિ કારણકી વાત ।
ઉદ્વેગ ઉઠાઇનિ વળી, સબ કીજુ જાઈ ઘાત ॥

દીસિ ધનવંતા સુખી, પણ મનની દાઝિ અતાગિ ।
કોહનિ કહવાઈ નહી, એ નિધ્ધૂંગી આગિ ॥

સુર-કોટિ-મણિ-નાયકો, પવિ-શોભિઉ ભુજ-દંડ ।
ઈંદ્રો ભૂ-છત્રં કરિ, તે પણ નુહિ અખંડ ॥

જસ આગિ સબ કિંકરા, દેવ અનિ દેવ-રાજ ।
તેહુ પ્રભુ જી નવિ રહિયા, જે સકલ-ભુવનકે તાજ ॥

જીવિઉ કાસ ન વલ્લહુ ધણુ પણ કાસુ ન ઈહુ ।
દોન્નિ વિ અવસર નિવિડિ આઈ, તિણુ-સમ ગિણિ વિસિઠુ ॥

જીવત ધમિ કલેવરો, જં વાહિઉ તં સાર ।
જઇ ઢંકઈ તુ કુહઇ, અહ ડજ્ઝઈ તુ છાર ॥

ભમરા એત્થવિ લિંબડિ, કેવિ દિહડા વિલંબુ ।
ઘણુ-પત્તલ છાયા-બહુલુ, કુલિલ જાવ કયંબુ ॥

જાવઈ વિસસી કજ્જ(સ્મ)-ગઈ, જીવહ મજ્ઝે એઈ ।
તાવઈ અછઉ ઈયરૂ જણુ, સુયણુ વિ અંતર દેઈ ॥

સુર નર દુખીઆ દેખીઈ, સુખીઆ શ્રી વીતરાગ ।
કરગર સઘળી તુ ટલિ, જી સેવિ જિન-માગ ॥ (૨-૨૩-૩થી૧૬)

સમકિત નિ ભવ્યના, લક્ષણુ પંચ એ જાણુ ।
શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-સ્તિક આણુ ॥

પંચ દૂષણુ શંકા, આકાંક્ષા-સંદેહ ।
મિથ્યા પ્રશંસન-સંસ્તવ, કરવૂં જેહ ॥

પચ ભૂષણુ સુણીઇ, સ્થૈર્ય-પ્રભાવન-ભક્તિ ।
કૌશિલ-તિત્થસેવા, કરવી તે યથાશક્તિ ॥ (૨-૨૫-૫થી૭)

કર્મગતિ-વિચિત્રતા, કુણુ નવિ પામિ પાર રે ।
ધિન્ય તે કે તીર્થંકર, કર્મ-રિપુ ગુણુ-ભાર રે ॥ (૨-૨૬-૧)

સેવક સુંદર તે સહી, જે પ્રભુનિ કામિ આવિ રે ।
બાણાસરીખા-સેવકા, કુડી મૂલ ન પાવિ રે ॥

અલીક બોલી જે પ્રીછવિ, તે ઘર સરિખી નહી યાત્ર રે ।
સત્ય-વાદી દેવિ અધિષ્ઠીઆ, તુ માનવ કુણ માત્ર રે ? ॥
( ૨-૨૬ ૩/૪ )

લોગા ! સ્વારથ જનનિ વાહલુ, સ્વારથ જિનનિ ન વાહલુ ॥
( ૨-૨૮-૧ )

અમી-રસાયણ આગલા રે, માય-તાય ગુરુ-બોલિ ।
માનિ સુકુલીણ ઉત્તમા રે, તેહનિ નિત રંગ-રોલિ રે ॥

વસુધા આભરણ નરા રે, લખિમી નર-શણગાર ।
લખિમી આભરણં છિ દાન, દાનભૂષણ અણગારો રે ॥

સુધરૂં વ છિ જગિ યોધા રે, વૈદ્ય પીડિત પંથ ।
મૃતક બહુલા વાડવા રે, એમ સુભિખ નિગ્રંથ રે ॥

ખુલ ગવિ દુગ્ધં હવિ રે, તે વિષ થાઇ નાગિ ।
તેણિ પાત્ર પ્રમાણીઇ રે, તિમ ધન અંબ-નિંબ ભાગિ રે ॥

એકિ અક્ષર વંકડુ રે, જુ ગુરુ તુસી દેઇ ।
જિમ અંધારિ દીવડુ રે, ફરી ફરી યોતિ કહેઈ રે ॥
( ૨-૨૮ ૧૦થી૧૪ )

ધિગ્ અજ્ઞાનપણું ! જ્ઞાનીઈ, પાવન કીની સકલ મહી ॥
( ૨-૩૧ ૨½ )

પુંડરીક-નિ-પાત્ર પ્રભુજી, પરમેષ્ઠિ-પર્યુષણં રે ।
પચખાણ-પોસહ-નિ-પૂજા, પડિક્કમણું-પ્રતિલેખણં રે ॥
પરમાર્જન-પોથી-નિ-પાખી, તેર પકાર નિર્દૂષણો રે ।
એ દુર્લભ પુન્યવંતા પામિ, માનૂં પોહવિ-ભૂષણો રે ॥
( ૨-૩૧-૮/૯ )

જગમિ સત્પુરુષા સહી, પર-ઉપગારિ રાતા રે ।
નિજ-દેહિ દુખ પામીનિ, પર-કારજિ જે માતા રે ॥

માત તેહની ધિન્ય પણ જે, સ્વાર્થ અણભુંશિ કરિ ।
સામાન્ય પુરુષા તેહ જાણું, હવિ નર રાય સફરિ ॥
સ્વારથિ પર-કાજ હણતા, કીર્તિ-લોપિ બીહિ નહિ ।
નિરર્થક પર-કામ ઢોલિ, તેહ નવિ જાણૂં કહિ ॥ (૩-૩૩-૨)

ભવિયણ! ભાવ ધરીઇ સંભલીઇ, મોહ-વશિ જે બૂડા ।
ચૂલણીક્ સુત-મારણ-બુદ્ધિ, માત-સનેહા કૂડા ।
તાત-સનેહો તે પણ કૂડ, કનકરથિ નિજ-પૂતા ।
પુત્રિ કોણી, બાંધવિ જાણ્, ભરત-બાહુબલિ ખૂતા ॥

નારી સગપણ પ્રરીકંતા, વળી પતિ-મારી પ્રમાણું ।
મિત્રપણિ ચાણક્ય-પર્વતો, એહવૂં ન કરિ જાણું ॥

સુભુમો-નિ-પરશુરામો, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ।
નિજજ-સ્વારથ આણપૂંજતિ, પ્રથવી કીધી ભારી ॥
એહી જગમેં સહુકુ વિઢિ, એક ન વિઢિ વીર ॥ (૩-૩૮-૧ થી ૪½)

આ સિવાય પ્રાસંગિક ઉપદેશના મર્મથી ભરપૂર વિવિધ વાક્યરચના અને શબ્દોની ધર્મભાવનાને પોષનારી અદ્ભુત જોડણી મૂળ-રાસ અવલોકવાથી સ્વતઃ જણાઈ આવે તેમ છે.



# પરિશિષ્ટ—૨

## કવિની અદ્ભુત કવન શક્તિની પરિચાયક આલંકારિક ગાથાઓ

[ સૂચના:-આમાં પહેલો અંક ખંડનો, બીજો ઢાલનો અને ત્યાર-પછીના અંકો ગાથાના જાણવા. ]

માનુષો અવતાર માનૂં, પવિત્ર કારણિ ભૂતલા ॥ (૧-૧-૧$\frac{૧}{૨}$)

× × ×, છત્રદંડ રહિઓ તાણી ।
ગ્રહી પાણી દાર-કર્મ જિહાં આણીઇએ ॥

માનૂં વિધાતા સુરપુરી તોલી, તેણિ ગઈ ઊંચી લઘુથી ।
ભારિ કરી ભૂ-પીઠિ લાગી, એ નગરી ગુણ-ગુરૂથી ॥ (૧-૨-૨$\frac{૧}{૨}$)

માઈ-અક્ષર-માત્રિક્ષુ, નવિ કરિઉ નજ્ઞાનું સંગ રે ॥

અથવા પઠિત-વિસારિઉ, કર ઉપરિ કર કીદ્ધ રે ।
તે દિન લેખી અવતરિઉ, જાણિ વંછિત સીદ્ધ રે ॥ (૧-૩-૨$\frac{૧}{૨}$થી ૩)

× × × ચરણિ રાતડી થાય ।
તે માનુ જગ-સુંદરી, મસ્તકિ દીધા છિ પાયોરે ॥

તસ અંગિ કહું કિમ ન હવિ, કલા ચઉસઠિ વાસ ।
જસ અંગિ ચઉ ચંદ્રમા, જસ કર અંગુઠ આસો રે ॥

જસ લોચન ચંચલ થકાં, જે ન મલિ તે જાણિ ।
શ્રવણ-કૂપ ભીતિ કરી, પડતા કોણ રાખિ તાણિરે ॥
(૧-૪-૨થી ૪)

ઉંચિ થાનકિ આવીઆ, ગ્રહ માનૂં જોવારત્ત ।
તુઝ દર્શનિ મુઝ દુખ ટલિ, ફાલ્ગુનિ જિમ પત્ત ॥
માનૂં સીતાઈ ગહિયો, સીતા જાવા કાજિ ॥ (૧-૮-૧૧-૧૨½)

મુઝ નયનાંબુજ તુઝકું, દેખિ નવિ ખસિરે ।
તે માનૂં ગોત્ર-મ બાધ કિ, આયુ થિતિ વસિરે ॥
મુખ-ચંદ્રિ કરી માનૂં કિ, નયન-મૃગ શુભિરે ॥
સકલ પુરાણકી વાત કિ, મિથ્યા જાણીઈ રે ।
પ્રત્યક્ષ હલધર-બંધુ કિ, સુત કિમ આણ્યાઈ રે ॥ (૧ ૯-૧/૨/૩)
તુઝ દેખીનિ કૌશિક, નિજ કૌશિકપણૂ રે ।
પામી લાજ અપાર કિ, તુઝ પ્રણમિ ઘણુ રે ॥
ઈલા-દેવિનિ સાર કિ, વ્રતનુ ફલ હવું રે ।
તુઝ પદ-પંકજ-પૂજન, પામિઉં અભિનવું રે ॥ ( ૧-૯-૭/૮ )
તુમ્હ શીતલતા-તેજ કિ, વિધિઇ મનિ ધરી રે ।
ચંદ-સૂરકું કુંડલી, પરિવેષિ કરી રે ॥ ( ૧-૯-૧૦ )
તિહાં બહુ તમકુ વ્યાપ કિ, માસિ માસિ ચંદલુ રે ।
તે મુઝ પૂતકે વદનિ, જાણુ ફંદલુ રે ॥ (૧-૯-૨૦)
ચંદ્રકાંતિ-મણીઇ કરી, માતા-મુખ ઘડિઉં રે ।
માનૂં અન્યથા મુખથી, આંસુ કિમ પડીઉં રે ॥ (૧-૯-૨૪)
એક ચંદલુ તુમ્હ દો નયણાં, કબહિ સંધિ ન આવિ રે ।
નયનાનંદ-કરો એ દૂલુ. ચંદ તેણિ તુઝ ભાવિ રે ॥

માતજી! મન્મથ સરિખું જિન, કિમ એ શીતલ-જલકલ્લહરી રે ।
મન્મથ તુ જિહાં રહિ તેહ ટાલિ, નિજ-ઘરિ ન જુઇ કિ હરી રે ॥

નાભિ રૂડુ મનગિ કૂડું, રતિ-પતિ નામ કહાવિ રે ।
અથવા શંકર દાહ કરિઉ જબ, તબથી જનકૂં તાવિ રે ॥

તુઝ પૂતાકૂં જે જન સમરિ, રોગ ક્ષયાદિક જાવિ રે ।
એ દુષ્ટાકુ અધ્યયન દેખું, રોગ-ક્ષયાદિક થાવિ રે ॥

જુ ધરત હથિયાર લોહકે, તુ સબ પ્રલય પાડિ રે ।
અંગ-સહિત શ્રવણિ જુ આણુત, ક્ષણમિ મામ ગમાડિ રે ॥
(૧-૧૦-૫ થી ૮)

ગંગા કે દો પ્રવાહ હતઉ, મોતિન માલ કહંતી રે ॥

સ્નાનિ ચિત્રં કેશ-કલાપી, તુઝ સુત વદનિ છાજિ રે ।
તે માનૂં વાદલમિ ચંદો, અથવા ચિન્હ વિરાજિ રે ॥
(૧-૧૦-૧૩/૧/૨૧૪)

જિન-મુખિ જીત્યા પંકજો રે, સરોવરિ-માઝિ પઇઠ ।
કોપિ તપ્યા માનૂં તપ કરિ રે, જલ-ગઢ-માઝિ દીઠ ॥

પૂત-પ્રતાપિ જીત્યુ રવિ રે, જિન-યશ મિત્રં ચંદ ।
માનૂં કાંતિ ઓછી કરી રે, કજ-વિરી સુખ-કંદ ॥

મધુપાનિ જે સુખ કરિ રે, ગજ દાનિ કરી જેહ ।
તે જાણું શ્રી જિનજીઇ રે, ગતિ જીત્યુ કરી તેહ ॥

જિન-મુખ-દ્વેષી પંકજો રે, સેવક ભૃંગં જાણિ ।
ઇમ જે પર-દ્વેષિ દમિ રે, તેહની બહુલી હાણિ ॥

પવનિ કમલ જે નાચીઈ રે, તે માનૂં સખિ રેહ ॥
જલ તપિ જિન-મુખ-ઉપમા રે, પામી નાચિ એહ ॥

જેહ કલાપી નાચીઈ રે, તે જાણું સુણિ માત ।
તુઝ સુત કેશ-ઉપમ લહી રે, પરમાનંદ ન માત ॥

નિજ-ધનુ મદનિ આપીઉં રે, જિનકી ભ્રૂ રચનાઈ ।
નવિ જાણિઉં મુઝ જીતસિ રે, અતિ-ગાહદૂ છેતરાઈ ॥

ચંદ્ર-સૂર-નિ-સાગરૂ રે, મેરુ-ચિંતામણિ સાર ।
કામ-ગવી કામ-કુંભલુ રે, કામ-તરુ ગુણ-ભાર ॥

કમલ-મત ગજ-ગ્રી હલુરે, ઘોંગી ઉપમ વડ ।
ઇત્યાદિક સકલ ક્રીઆ રે એ જિનજી નિકલંક ॥ (૧-૧૧-૩ થી ૧૧)

સકલ કલા જિન-અંગિ ગમતી ભમતી આવિ હેજિ રે ।
એહવુ ઉત્તમ પુરુષ ન દીઠુ, જિહા રહીઇ સુખ-સેજિ રે ॥
(૧-૧૨-૨)

કીર્તિ-દૂતી ગઈ સુર-લોકિ,ઇદ્રાદિ-મુખ જોત રે ॥ (૧-૧૨-૯½)
જુ એ જિનનિ વદનિ આવ્યા, તુ કિમ ન થયા ઊંચાજી ॥
(૧-૧૩-૧૦½)

શ્રી સીમધર ચુમુખિ કરી, ત્રિ-જગનિ જે ધર્મ કહિ ।
તે માનૂ ચ્યારિ ગતિ કષાયા, લોકથી અલગા રહિ ॥ (૧-૧૪-૨)
સૂર-પરિ કવિ બુધ કરી, વિયોગ નહીં સુખ થાય રે ॥ (૨-૧૭-૮૨)
તુઝ મુખ-વેણી-યુદ્ધ માનૂ રાહુ-શશાંકુ ॥ (૨-૨૨-૧૧૨)
સર્વનિ ગમતુ કિમ થાઇ રે, શઠ લોક બહુ નિવાહઇ રે ।
જિન-નાદિ જલધર નડિઉ રે, દંત-પૂનમસિ ગડગડિઉ રે ॥

ધિક્કાર પડુ વિધિ-પાણી રે, પુરૂ ચદ કરિ અજાણી રે ।
તૂ સમયિ અર્દ્ધું તાડિ રે, પછિ ભવનિ માથિ પાડિ રે ॥
(૨ ૪-૧૨/૧૩)

તવ જિન વિસ્તારિ, વાણી જિમ ઘન-ઘોર ।
તેણિ પ્રેમ-કલાપિ, નાચિ શ્રાવક મોર ॥ (૨-૨૫-૯)
એહવિ એક મુનીશર દીઠુ, સાગરમિ જિમ મોતો રે ॥

ભૂખિઉ જિમ અન્ન દેખી હરખિ, ત્રસિઆનિ જિમ પાન ।
શ્રમ-બાધિતનિ જિમ વળી યાન, સુખીઆ-જિમ ગાન રે ॥

તાપિતનિ તરુઅર આનદી, ભીતાનિ જેમ શરણમ્ ।
ચદ ચકોરો જિમ સુખકારી, સૂરો કજ-દુખ-હરણમ્ રે ॥

ચંદ્ર-કલાઈ જિમ પાથોધિ, કૈરવણી મોદ-ધારી ।
જિમ ઘનાઘન કેકી દેખી, ભૂપણ વિણુ મનોહારી રે ॥

બહુલા પુન્ય વિના કોણ પામિ, એહવુ પર-ઉપગારી ।
માનૂં ધર્મ એ મૂરતિવંતુ, ધિન્ન નમિ નર-નારી રે ॥
(૩-૨૮-૪½ થી ૮)

સૌમ્યપણિ શશિ નવિ જોડાઈ, ગંભીરિમ જલધિ, રવિ તાપ ।
ત્યાગિ વૈશ્રમણો, પ્રભુતાઇ ઇંદ્રોએ, રૂપિ સુમ-ચાપ ॥

માધુર્યં પીયૂષ, બલ હરિ, ગુરૂ ચાતુરી, ધીરિમ કરી મેરૂ ।
વીર જો મલિ બીજા પાખંડી, માનું કંઠીરવસ્યૂં ફેરૂ ॥
(૩-૩૨-૧૦/૧૧)

વિવર-યુતા છિદ્રં વિના રે, દુખ-કૃત્ પણ સુખ-કાર ।
સત્કમલ દોષાકર નહી, એહી અચરિજ સાર ॥

અ-પવર્ગ નાપિ ઈશ્વરો રે, જુ પવર્ગ-પરિવાર ।
તે આપિ સીમંધરો રે, નિર્દ્ધન નાપિ હાર ॥ (૩-૩૪-૧૧/૧૨)

યદ્યપિ નામ એકં મિલિએ, તુ હુ ઠામ-વિશેષિ બહુ ફલિએ ।
બગલડુ ચંદ્ર જગિ જાણ્યોએ, પંખ-મીન નિ શિવ ચિત્તિ
આણ્યો એ ॥ (૩-૩૫-૭)

મેરૂગિરિ સબ પર્વતિ રે લાલ, સકલ-ધુનીમિ ગંગ-મેરે ।
દેવ-લોકમિ અચ્યુતો રે લોલ, મૃગે મૃગાધિપ ચંગ-મેરે ॥

ચરમોદધિ જિમ સાગરિ રે, વનમિ નંદન રંગ-મેરે. ।
જંબુદ્વીપ જિમ-દીપમિ રે, તેજે સૂર અભંગ-મેરે. ॥

શાંતિ-ચેતિમિ ચંદ્રમા રે, સકલ-સુમનિ ,અરવિંદ-મેરે૦ ।
યોદ્ધામેં હરિ દીપિઉ રે, વૈશ્રમણો દાન-કંદ-મેરે૦ ॥

ક્ષત્રિ ચક્રી શોભિઉ રે, તપમિં જોર અણગાર-મેરે૦ ।
પંતિ-ષમા અરિહંત રે, સબ મંત્રિ નવકાર-મેરે૦ ॥

તિમ અણુશણ સર્વ-ધર્મનિ રે, જે પામિ નર-નારી મેરે૦ ।
તસકી ઉઆરી કીજ્ઇ રે, તે પોહચિ ભવ-પારિ-મેરે૦ ॥
( ૩-૩૭-૪થી૮ )

આ રીતે રાસકારની અદ્‌ભુત કવન-શક્તિનો સાહજિક ટૂંકો પરિચય ઉપરની ગાથાઓ પરથી વાંચકો મેળવી શકશે, પૂર્ણ પરિચય તો પ્રસંગાનુરૂપ કડીબદ્ધ વર્ણન સાથે તે તે ગાથાઓ અવલોકવાથી થઇ શકે. તે તરફ વાચકોનું લક્ષ્ય ખેંચવા જ ગાથાઓનો આ સંચય કરેલ છે.

યદ્યપિ આ સંચયને અલંકારોના વર્ગીકરણ સાથે વધુ સ્પષ્ટ કરવાની જરૂર હતી, પણ સમય-પરિસ્થિતિની વિષમતાને લઈ તેમ બની શક્યું નથી.



# પરિશિષ્ટ-૩

## ગ્રંથાંતરોના શ્લોકો સાથે શબ્દસમ ગાથાઓ

[ સૂચના-આમાં પહેલો આંક ખંડનો, બીજો ઢાળનો અને બાકીના આંકો ગાથાના જાણવા. ]

દેતા વાધિ બહુ ધન, જિમ કૂપ નિ આરામ રે ।
તંપા-પ્રમુખા જાણીઇ, પાત્રિ (પાત્રિ) અતિ સુખધામ રે ॥
(૧-૩-૬)

સરખાવો—

ધેનુ-કૂપ-આરામ સ્વભાવે, દેતાં દેતાં સંપત્તિ પાવે ।
તિમ મુજને જો તુમ ગુણ દેશો, તો જગમાં જશ અધિકો લ્હેશો
સૂરજમંડણ ! પાસજિણંદા ! ॥
(ઉપા. યશોવિ૦ મ૦ કૃત શ્રી સૂરજમંડણ પાર્શ્વજિનસ્તવન)

દાન-દૂષણ પંચ જાણિઇ, અનાદર-નિ-વિલંબ રે ।
વિમુખપણું-વિપ્રિયગિરા, વળી અનુતાપી બિંબ રે ॥ (૧-૩-૭)

સરખાવો—

अनादरो विलंवश्च, तिरस्कारोऽभिमानता ।
पश्चात्तापश्च पश्चापि, सद्दानं दूषयन्त्यमी ॥ (સુભાષિતસંગ્રહ)

દાન-ભૂષણ પંચ જાણયો, આનંદાશ્રુ-રોમંચ રે ।
બહુમાન-વાણી શુભા વળી, અનુમોદન સંચ રે ॥ (૧-૩-૮)

સરખાવો—

आनंदाश्रूणि रोमांचो, वहुमानं प्रियं वचः ।
किंचानुमोदनं पात्रे, दानभूषणपंचकम् ॥ (સુભાષિતસંગ્રહ)

જિન-મુખિ છત્યા પંકજે રે, સરોવરિ માહિ પઈઠ ।
કોપિ તપ્યા માનું તપ કરિ રે, જલ-ગઢ માહિ દીઠ ॥ (૧-૧૧-૩)

સરખાવો—

यन्मृगाक्षीमुखांभोज-लावण्येन विनिर्जिता ।
तपस्यतीव त्रपया, सरोजालिः सरोजले ॥

( શ્રી કુવલયમાલા પ્રસ્તાવ ૧, પા, ૬ )

× × ×, ચમર બલિ ધરણિંદાજી ।
ભૂતાનંદ નિ વેણુદેવો, વેણુદાલી સુરચ દોજી ॥
હરિકંત હરિસ્સહ અનિ, અગ્નિસીહો અગિમાણવ પુન્ન જાણુજી ।
વસિટ્ઠ જલકંત જલપ્રભ જાણૂ, અમિતગતિ મિતવાહણ્ જી ॥
વેલંબ અનિ પ્રભંજન ઘોષો, મહાઘોષ × × । (૨-૧૩-૮½/૯/૧૦½)

સરખાવો—

चमरे बली अ धरणे, भूयाणंदे य वेणुदेवे य ।
तत्तो य वेणुदाली, हरिकंते हरिस्सहे चेव ॥
अग्गिसीह अग्गिमाणव, पुन्न विसिट्ठे तहेव जलकंते ।
जलपह तह अमिअगइ, मियवाहण दाहिणुत्तरओ ॥
वेलंबे य पभंजण, घोस महाघोस × × ।

( શ્રી બૃહત્સંગ્રહણી ગા. ૨૦-૨૧-૨૨½ )

કાલ મહાકાલ રે, સરૂવ પડિરૂવ જાણીઆ ॥
પુન્નભદ્દો રે, માણિભદ્દ ભીમ સુરપતિ ।
મહાભીમા રે, કિંનર કિંપુરિસો મતી ॥
સપુરિસ મહાપુરિસ અતીકાયો, મહાકાય ગીયરતિ લહિઆ ।
ગીતજસા હવિ સોલ બીજા, સંનિહિત સામાણિ કહિઆ ॥

ધાતા વિધાતા ઋષિ ઋષિપાલ, ઈશ્વર મહેશ્વર સહી ।
સુવચ્છ વિસાલ હાસ હાસરઇ, તુરાસાહ આવ્યા વહી ॥
શ્વેત મહાશ્વેત રે, પચ(ત)ક પચ(ત)કપતિ દીપતા ।
(૧-૧૪-૧ થી ૨ ૧/૪)

સરખાવો—

काले य महाकाले, सुरुव पडिरूव पुन्नभद्दे य ।
तह चेव माणिभद्दे, भीमे य तहा महाभीमे ॥

किंनर किंपुरिसे सप्पुरिसा, महापुरिस तह य अइकाये ।
महाकाय गीयरई, गीयजसे दुन्नि दुन्नि कमा ॥

संनिहिए सामाणे, धाइ विहाए इसीय इसीवाले ।
इसर महेसरे विय, हवइ सुवच्छे विसाले य ॥

हासे हासरइ विय, सेए य भवे तहा महासेए ।
पयंगे पयंगवई विय, सोलस इंदाण नामाइं ॥

( શ્રી બૃહત્સંગ્રહણી ગા. ૩૫-૩૬ તથા ૪૧-૪૨ )

× × ×, રાજા તિહાં આવિ વહી ॥
સાલિ-કલમના રે, આહુ એક અનોપમા ।
દુણલિઆ રે, ખંડિયા બલી છડીઆ સમા ॥
સમા વાજિત્ર વાજતિ, ઘન-ઘોર નીસાણિ ગડિયા ।
પૂર્વ-પોલિ ભૂપાલ પિસિ, પરમ-શોભાઈ જડિયાં ॥
જિન-ચરણ-ભૂલિ આવી નરપતિ ઉછાલિ બલિ સુંદરી ।
તસ અર્દ્ધ દેવા ગ્રહિ પ્રીતિ, અર્દ્ધ ભૂપતિ કર ધરી ॥
શેષ થાકતી રે, બલિ લીઈ પ્રાકૃત જના ।
જસ માથિ રે, સીથ પડિ તે શુભ-મના ॥

તસ જાઇ રે, રોગા નવિ આવિ વળી ।
ષટ્ માસી રે, મર્યાદા આવશ્યકિ ભલી ॥

સેરખાવો—

रायाव रायमचो वा, तस्ससइ पउरजणवओ वावि ।
दुब्बलिखंडियवलिछडियतंडुलाणाढगं कलमा ॥
भाइयपुणाणियाणं, अखंडफुडियाणं फलगसरियाणं ।
कीरइ बली सुराविय, तत्थेव छुहंति गंधाई ॥
वलिपविसणसमकालं, पुव्वद्दारेण ठाति परिकहणा ।
तिगुणं पुरओ पाडण, तस्सद्धद्धं अवडियं देवा ॥
अध्धद्धं अहिवइणो, अवसेसं हवइ पागयजणस्स ।
सव्वामयप्पसमणी, कुप्पइ णण्णोय छम्मासे ॥
( શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૫૮૪ થી ૫૮૭)

જાસ દેસન દુખ નુ હવિ, કિઢ-દાસી મનિ ધરૂ ॥
( ૧-૧૪-૪૩ )

સરખાવો—

न य निव्विज्जइ सोया, किढित्ताणियदासी आहरणा ॥
( શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૫૭૮ )

હવા અછિ અનિ હોસિ જે તીર્થંકરા
તાસ વધામણી સંભલુ એ ।
પર–નગરી જબ આવ્યા પ્રભુજી
સંભલી ચક્રિ વરસિ દીઈ ભલુ એ ॥

બાર લાખ સુવર્ણ સાઢા સ્વનગરિ,
કોડિ નવરં જાણીઈ એ ।
કેસવ દિ ખજુર ( ! ) નવરં મંડલિઆ,
સહસ વિત્તી સમાણીઈ એ ।
લાખ ટકાની પ્રીતિ એહ જિનાગમિ,
કાલ અનંતિ નવિ ફરિ એ ।
સેઠ પ્રમુખ હુઈ જેહ વિભવાનુસારિ,
વધામણી આપી તરિએ ॥ (૧-૧૫-૧થી૩)

સરખાવો—

वित्ती उ सुवण्णस्सा, वारस अद्धं च सयसहस्साइं ।
तावइयं चिय कोडी, पीइदाणं तु चक्किस्स ॥
एयं चेव पमाणं, णवरं रययं तु केसवा दिंति ।
मंडलिआण सहस्सा, पीईदाणं सयसहस्सा ॥
भत्तिविहवाणुरूवं, अण्णेवि य दिंति इब्भमाइया ।
सोऊण जिणागमणं, निउत्तमणिओइएसुं वा ॥
( શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૫૮૦ થી ૫૮૨ )

જત્થ અપુવી પૂન્વ અદિટ્ઠ-પુવ્વં, જે તે શ્રમણા નાવિ યદાએ ।
બારસ જોયણમાહિ પ્રાછિત પામએ, શ્રીગુરૂજી કહનલિ (!)
તદાએ ॥ ( ૧-૧૫-૬ )

સરખાવો—

जत्थ अपुव्वोसरणं, न दिट्ठपुव्वं व जेण समणेणं ।
वारसहिं जोअणेहिं, सो एइ अणागए लहुआ ॥
( શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૫૬૮ )

મંડલિક જે ભૂપ તસભુ–મંડલિ, રૂપ અનોપમ સહુ ભણિએ ।
તેથી અનંતૂ રૂપ, બલ–હરિ–ચક્રીનું, અંતરનૂં પંડિત મુણિએ ॥
જાવ અનુત્તર દેવ, આહારક ગણધર, × × × × ॥
(૧–૧૫–૭–૮$\frac{1}{8}$)

સરખાવો—

गणहर–आहार–अणुत्तरा य, जाव वण–चक्की–वासु–बला ।
मण्डलिया ता हीणा, छट्ठाणगया भवे सेसा ॥
(શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૫૭૦)

આલોચિ મંત્રી કાજિ દાસિકા, રૂપિ રમા ક્ષમા ભૂમિ રે ।
ભોજનિ માતર તે વેશિકા, કર્મ પદ્ શુભ સ્ત્રી ધૂમિ રે ॥
(૨–૧૭–૧૪)

સરખાવો—

कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रम्या (रंभा)।
धर्मानुकूला क्षमया धरित्री, भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ॥
(શ્રીસુભાષિતરત્નભાંડાગાર પા. ૩૬૭)

સૂરો અસ્તો સાગરિ, નવિ ઉદ્દયુ મનિ આણી ।
મુઝ સુતનિ એહી છતિ, નલિણી પણ કમલાણી ॥ (૨–૧૮–૮)

સરખાવો—

सति प्रभापतावब्भ्रे न प्रभा तनयस्य मे ।
इति ध्यात्वास्तदंभेन, रविर्ग्रस्तः सरस्वता ॥

# પરિશિષ્ટ–૪

## રાસકારે ઉલ્લેખેલી કથાઓનો ટૂંક પરિચય

હલધર–બાંધવ દેવકી–નંદન, પૂજ્ય થકી સુખ પાયુજી ।
રૂક્મણી–રાણી સપરિવારિ, સુખ પામિય તું ગાયુજી ॥
( ૧–૧૬–૨½ )

**શ્રી કૃષ્ણ વાસુદેવ–રૂક્મિણી રાણી**

આ ભરતક્ષેત્રના નવમા વાસુદેવ ત્રિખંડાધિપતિ દ્વારકાધીશ શ્રી કૃષ્ણ મહારાજાની પટરાણી રૂક્મિણીના શુભ મુહુર્ત જન્મેલ પ્રદ્યુમ્નકુમારને જન્મતાની સાથે જ કોઇ પૂર્વભવ–વૈરી દેવ અપહરણ કરી ગયો શ્રી કૃષ્ણ વાસુદેવાદિ આશ્ચર્ય–ચકિત અને ભય–ભ્રાન્ત થઈ પુત્ર–વિરહના આત્યંતિક દુઃખથી પીડાવા લાગ્યા તે જ અરસામા નવમા નારદ મુનિ ફરતા ફરતા ત્યા આવી ચઢ્યા શોકનુ કારણ જાણતા જ તુરત પૂર્વ–મહાવિદેહ ક્ષેત્રમા શ્રી સીમંધરસ્વામીને પ્રદ્યુમ્નકુમાર હાલ ક્યા છે? કોણ અપહરી ગયુ છે? આમ થવામા શુ કારણ છે? વગેરે પ્રશ્નો પૂછ્યા. પ્રભુએ વૈતાઢ્યપર્વત ઉપરના શ્રી કાલસંવર વિદ્યાધરને ત્યાં પ્રદ્યુમ્નકુમાર હોવાનુ જણાવ્યું, અને રૂક્મિણી રાણીને પૂર્વભવમા બાંધેલ અશુભ–પાપકર્મના ઉદયે સોળ વર્ષ પછી પુત્ર–વિરહનુ દુઃખ ભોગવી સ્વત આવી મળશે વળી તેને અપહરણ કરી જનાર પૂર્વભવના વૈરી ધૂમકેતુ–દેવનુ વિસ્તારથી વર્ણન કર્યું નારદે આ બધુ જાણી શ્રી કૃષ્ણ મ. આદિને વાત કરી તેમના શોકને દૂર કર્યો વિ૦

(શ્રી વસુદેવ-હિંડી-પેઢિયા પા. ૮૪, તથા શ્રી પ્રદ્યુમ્નચરિત્ર સર્ગ ૫, શ્લો. ૯૭, શ્રી શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર ભા ૧, પા. ૧૧૩ થી ૧૧૭, શ્લો. ૫૬૫થી ૬૩૩ ના આધારે)

विना जीवितनाथं तं, किमन्यैरवलोकितैः ।
इतीव नलिनी जज्ञे, निद्राणनलिनेक्षणा ॥
(શ્રી કુવલયમાલા કથા, પ્રસ્તાવ ૧, પાનું ૧૬)

ગતિ-ભંગો સ્વર-હીનતા, દેહિ સ્વેદો ભીતિ ।
કીનાશ-ઘરિ ગમનિ યથા, તિમ એ મગ્ગણ રીતિ ॥ ૨-૧૯-૧૧)

સરખાવો—

गतेर्भंगः स्वरो दीनो गात्रे, स्वेदो महद्भयम् ।
मरणे यानि चिन्हानि, तानि चिन्हानि याचके ॥
(શ્રી સુભાષિતરત્નભાંડાગાર પા.૭૬, યાચકનિંદા પ્રકરણ, શ્લો. ૯)

ચિતા ચિંતા સમ ભયે, પણ બિંદુ વિશેષિ જાણિ ।
ચિતા દહિ નિર્જીવિઉ, ચિંતા પ્રાણી-હાણિ ॥ (૨-૨૩-૪)

સરખાવો—

चिंता चितासमा मोक्ता, विंदुमात्रविशेषितः ।
सजीवं दहति चिंता, चिता दहति निर्जीवम् ॥
(સુભાષિતસંગ્રહ)

"× × × ×, વિપનુ ત્યાગી ॥
વળી રસાયન મંગલ વિણઉ, દક્ષિણાવર્ત્ત સોભાગી ।
ગુરૂ અતિ અડજઝ અકુચ્છો, × × × ॥" (૩-૪૨-૨$\frac{1}{8}$/૩$\frac{1}{8}$)

સરખાવો—

विसघाइ-रसायण-मंगलत्थ, विणीए पयाहिणावत्ते ।
गुरुए अडज्झ अकुच्छे, + + + ॥
(શ્રી દશવૈકાલિક નિર્યુક્તિ ગા. ૩૫૧)

---

# પરિશિષ્ટ-૪

## રાસકારે ઉલ્લેખેલી કથાઓનો ટૂંક પરિચય

હલધર-બાંધવ દેવકી-નંદન, પૂજ્ય થકી સુખ પાયુજી ।
રૂક્મણી-રાણી સપરિવારિ, સુખ પામિય તું ગાયુજી ॥
(૧-૧૬-૨૬)

**શ્રી કૃષ્ણ વાસુદેવ-રુક્મિણી રાણી**

આ ભરતક્ષેત્રના **નવમા** વાસુદેવ ત્રિખંડાધિપતિ દ્વારકાધીશ શ્રી કૃષ્ણ મહારાજાની પટરાણી રુક્મિણીના શુભ મુહુર્ત જન્મેલ પ્રદ્યુમ્ન-કુમારને જન્મતાની સાથે જ કોઈ પૂર્વભવ-વૈરી દેવ અપહરણ કરી ગયો શ્રી કૃષ્ણ વાસુદેવાદિ આશ્ચર્ય-ચકિત અને ભય-ભ્રાન્ત થઈ પુત્ર-વિરહના આત્યંતિક દુઃખથી પીડાવા લાગ્યા તે જ અરસામા નવમા **નારદ** મુનિ ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા. શોકનુ કારણ જાણતા જ તુરત **પૂર્વ-મહાવિદેહ** ક્ષેત્રમા **શ્રી સીમંધરસ્વામીને પ્રદ્યુમ્નકુમાર** હાલ ક્યા છે? કોણ અપહરી ગયુ છે? આમ થવામા શુ કારણ છે? વગેરે પ્રશ્નો પૂછ્યા પ્રભુએ **વૈતાઢ્યપર્વત** ઉપરના **શ્રી કાલસંવર વિદ્યાધરને** ત્યાં **પ્રદ્યુમ્ન-કુમાર** હોવાનુ જણાવ્યુ, અને **રુક્મિણી રાણીને** પૂર્વભવમા બાંધેલ અશુભ-પાપકર્મના ઉદયે સોળ વર્ષ પછી પુત્ર-વિરહનુ દુખ ભોગવી સ્વત આવી મળશે વળી તેને અપહરણ કરી જનાર પૂર્વભવના વૈરી **ધૂમકેતુ-દેવનુ** વિસ્તારથી વર્ણન કર્યું **નારદે** આ બધુ જાણી **શ્રી કૃષ્ણ** મ આદિને વાત કરી તેમના શોકને દૂર કર્યો વિ૦

**(શ્રી વસુદેવ-હિંડી-ગૌઢિયા પા. ૮૪, તથા શ્રી પ્રદ્યુમ્નચરિત્ર સર્ગ ૫, શ્લો. ૯૯, શ્રી શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર ભા ૧, પા. ૧૧૩ થી ૧૧૭, શ્લો. ૫૬૫થી ૬૩૩ ના આધારે)**

કાલિક સૂરિ–આર્ય રક્ષિત, ધિન જસ તુમ્હ પ્રસાદોજી ।
નિગોદતણો વિસ્તાર અપૂરવ, કુણ ન કરિ જેહસ્યું
વાદોજી ॥
( ૧-૧૬-૨½ )

અન્યદા મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી પુષ્કલાવતી (આઠમી) વિજયમાં વિહરમાણ શ્રી સીમંધર પ્રભુએ કહેલ નિગોદનું સુંદર સ્વરૂપ સાંભળી સૌધર્મેન્દ્રે વિનીત–ભાવે પૂછ્યું કે–"હે પ્રભુ! ભરતક્ષેત્રમાં હાલ આવી સરસ રીતે નિગોદની વ્યાખ્યા કરનાર કોઈ આચાર્ય છે ખરા?" પ્રભુએ તેના જવાબમાં શ્રી કાલિકસૂરિ મ૦ (મતાંતરે આર્યરક્ષિતસૂરિ મ૦)નું નામ જણાવી નિગોદના વર્ણનની સમર્થ શક્તિ જણાવવા સાથે તેઓના સિદ્ધાન્ત જ્ઞાનની પ્રશંસા એટલે બ્રાહ્મણ–રૂપે ઈંદ્ર મહારાજ ભરતક્ષેત્રમાં સૂરિવરની પાસે આવી, કરી, આરાધના જલ્દી કરી, મરણ સુધારી લેવાના બ્હાને પોતાનું આયુષ્ય પૂછ્યું. સૂરિજીના જ્ઞાનમાં તેનું આયુષ્ય સંખ્યાતા નહિં, અસંખ્યાતા વર્ષોનું અવશિષ્ટ જણાયું. છેવટે ચોક્કસ શ્રુતના ઉપયોગબલે બે સાગરોપમ–( કંઇક ન્યૂન )નું જાણી ઈંદ્ર હોવાનું જાણ્યું, બાદ પોતે ગુપ્ત હોવા છતાં જ્ઞાન–બલે પોતાને ઓળખી લેનાર સૂરિવરને હાર્દિક બહુમાન–પૂર્વક નિગોદની વ્યાખ્યા સંભળાવવાની વિનંતી કરે છે. સૂરિજીએ શાસ્ત્રાધારે વિસ્તૃત વ્યાખ્યા કરી. તે સાંભળી પ્રસન્ન થઇ શ્રી સીમંધર-પ્રભુની પ્રશંસાદિની વાત જણાવી ઉપાશ્રયનું દ્વાર ફેરવી સ્વસ્થાને ગયા

શ્રી કાલિકાચાર્ય મહારાજ.

(શ્રી આવશ્યકચૂર્ણિ (નિ. ગા. ૭૭૮), શ્રી આવશ્યક હારિ. વૃત્તિ (પા. ૩૦૯-૩૧૦), શ્રી આવ. મલય-વૃત્તિ (પા. ૩૯૯-૪૦૦), શ્રી ઋષિમંડલ પ્રકરણ (વિશ્રામ ૫, અંશ ૩, શ્લો. ૧૯૮) આદિના આધારે)

\+ \+ \+, અત્ર પ્રભાકર સાથ રે।
ઉત્તમ સંગતિ સુખ-યશ, \+ \+ \+ ॥

(૨-૧૭-૧૨½)

**બ્રાહ્મણપુત્ર પ્રભાકર**

**વીરપુર** નગરમાં દિવાકર બ્રાહ્મણને **પ્રભાકર** પુત્ર હતો. ઘણા પ્રયત્નો છતાં તે વિદ્યા ગ્રહણ કરતો નથી પિતાએ અંતસમયે તેના જીવનને સુખાવહ કરવા માટે **ઉત્તમ સ્વામીની સેવા કરવાની, ઉત્તમ સ્ત્રી સાથે લગ્ન કરવાની અને નિર્લોભી મિત્ર કરવાની** શિખામણ આપી પિતાના મરણ પછી જાણી જોઈને પરીક્ષા માટે પિતાના વચનથી વિપરીત **અધમ સ્વામીની સેવા, દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રી સાથે લગ્ન અને લાલચુ-વિશ્વાસઘાતી મિત્ર સાથે દોસ્તી** કરી પરિણામે પ્રાણાંત-કષ્ટમાંથી મહાપ્રયત્ને બચ્યો. પુન પિતાની આજ્ઞાનુસાર **સારા સ્વભાવવાળો સ્વામી, સુસ્વભાવવાળી સ્ત્રી અને પ્રામાણિક મિત્રની** સોબતમાં રહી પરમ-સુખી બન્યો.

આ સઘળી વિસ્તૃત માહિતી શ્રીમત્કાલિકાચાર્યસંતાનીય (યતિદિનચર્યા ગ્રંથપ્રણેતા) સૂરિપુંગવ શ્રીયુત **ભાવદેવસૂરીશ્વરજી** મહારાજે વિ સ. ૧૩૧૨ વર્ષે પાટણ નગરમાં રચેલ શ્લોકબદ્ધ **શ્રી પાર્શ્વનાથ ચરિત મહાકાવ્યમાં** આવતી વિનય-વિવેક-સુસંગ-સત્ત્વવિષયક ચાર કથાઓને સંગ્રહનારી **શ્રી કથાચતુષ્ટયી** ગ્રંથ (પા ૧૦થી ૧૩ શ્લો ૩૩૩થી ૪૬૦)માં આવતી મંત્રી પ્રભાકરની કથામાંથી મેળવી સ્થળસંકોચના કારણે સંપૂર્ણ કથા અહીં ઉલ્લેખી નથી.

(શ્રી કથાચતુષ્ટયી ગ્રંથના આધારે)

**કૌતુક-વાણી અપુર્વ પ્રભુકી,**
**સંભલી નૃપ-લોચન અધિકાર।** (૩-૩૨-૨½)

કાલિક સૂરિ–આર્ય રક્ષિત, ધિન જસ તુમ્હ પ્રસાદોજી ।
નિગોદતણી વિસ્તાર અપૂરવ, કુણ ન કરિ જેહસ્યું
વાદોજી ॥
( ૧–૧૬–૨૬ )

અન્યદા મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી પુષ્કલાવતી (આઠમી) વિજયમાં વિહરમાણ શ્રી સીમંધર પ્રભુએ કહેલ નિગોદનું સુંદર સ્વરૂપ સાંભળી સૌધર્મેન્દ્રે વિનીત–ભાવે પૂછયું કે–"હે પ્રભુ! ભરતક્ષેત્રમાં હાલ આવી સરસ રીતે નિગોદની વ્યાખ્યા કરનાર કોઈ આચાર્ય છે ખરા?" પ્રભુએ તેના જવાબમાં શ્રી કાલિકસૂરિ મ૦ (મતાંતરે આર્યરક્ષિતસૂરિ મ૦)નુ નામ જણાવી નિગોદના વર્ણનની સમર્થ શક્તિ જણાવવા સાથે તેઓના સિદ્ધાન્ત જ્ઞાનની પ્રશંસા એટલે બ્રાહ્મણ–રૂપે ઇંદ્ર મહારાજ ભરતક્ષેત્રમાં સૂરિવરની પાસે આવી, કરી, આરાધના જલ્દી કરી, મરણ સુધારી લેવાના બ્હાને પોતાનું આયુષ્ય પૂછયું. સૂરિજીના જ્ઞાનમાં તેનું આયુષ્ય સંખ્યાતા નહિં, અસંખ્યાતા વર્ષોનું અવશિષ્ટ જણાયું. છેવટે ચોક્કસ શ્રુતના ઉપયોગબલે એ સાગરોપમ–( કંઇક ન્યૂન )નું જાણી ઇંદ્ર હોવાનું જાણ્યું, બાદ પોતે ગુપ્ત હોવા છતાં જ્ઞાન–બલે પોતાને ઓળખી લેનાર સૂરિવરને હાર્દિક બહુમાન–પૂર્વક નિગોદની વ્યાખ્યા સંભળાવવાની વિનંતી કરે છે. સૂરિજીએ શાસ્ત્રાધારે વિસ્તૃત વ્યાખ્યા કરી. તે સાંભળી પ્રસન્ન થઇ શ્રી સીમંધર–પ્રભુની પ્રસંસાદિની વાત જણાવી ઉપાશ્રયનું દ્વાર ફેરવી સ્વસ્થાને ગયા.

શ્રી કાલિકાચાર્ય મહારાજ.

(શ્રી આવશ્યકચૂર્ણિ (નિ. ગા. ૭૭૪), શ્રી આવશ્યક હારિ. વૃત્તિ (પા. ૩૦૯–૩૧૦), શ્રી આવ. મલય–વૃત્તિ (પા. ૩૯૯–૪૦૦), શ્રી ઋષિમંડલ પ્રકરણ (વિશ્રામ ૫, અંશ ૩, શ્લો. ૧૮૮) આદિના આધારે)

**+ + +, અત્ર પ્રભાકર સાથ રે ।**
**ઉત્તમ સંગતિ સુખ-યશં, + + + ॥**

( ૨-૧૭-૧૨½ )

**બ્રાહ્મણપુત્ર પ્રભાકર**

વીરપુર નગરમાં દિવાકર બ્રાહ્મણને **પ્રભાકર** પુત્ર હતો ઘણા પ્રયત્નો છતા તે વિદ્યા ગ્રહણ કરતો નથી પિતાએ અંતસમયે તેના જીવનને સુખાવહ કરવા માટે **ઉત્તમ સ્વામીની સેવા કરવાની, ઉત્તમ સ્ત્રી સાથે લગ્ન કરવાની** અને **નિર્લોભી મિત્ર કરવાની** શિખામણ આપી પિતાના મરણ પછી જાણી જોઈને પરીક્ષા માટે પિતાના વચનથી વિપરીત **અધમ સ્વામીની સેવા, દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રી સાથે લગ્ન** અને **લાલચુ-વિશ્વાસઘાતી મિત્ર સાથે દોસ્તી** કરી પરિણામે પ્રાણાંત-કષ્ટમાંથી મહાપ્રયત્ને બચ્યો પુન પિતાની આજ્ઞાનુસાર **સારા સ્વભાવવાળો સ્વામી, સુસ્વભાવવાળી સ્ત્રી** અને **પ્રામાણિક મિત્રની** સોબતમાં રહી પરમ-સુખી બન્યો

આ સંબંધી વિસ્તૃત માહિતી શ્રીમત્કાલિકાચાર્યસંતાનીય (યતિદિનચર્યા ગ્રંથપ્રણેતા) સૂરિપુંગવ શ્રીયુત **ભાવદેવસૂરીશ્વરજી** મહારાજે વિ સં. ૧૩૧૨ વર્ષે પાટણ નગરમા રચેલ શ્લોકબદ્ધ **શ્રી પાર્શ્વનાથ ચરિત મહાકાવ્યમાં** આવતી વિનય-વિવેક-સુસંગ-સત્ત્વવિષયક ચાર કથાઓને સંગ્રહનારી **શ્રી કથાચતુષ્ટયી** ગ્રંથ (પા ૧૦થી ૧૩ શ્લો ૩૩૩થી ૪૬૦)માં આવતી મંત્રી **પ્રભાકરની** કથામાંથી મેળવી સ્થળસંકોચના કારણે સંપૂર્ણ કથા અહીં ઉલ્લેખી નથી

( શ્રી કથાચતુષ્ટયી ગ્રંથના આધારે )

**કૌતક-વાણી અપુર્વ પ્રભુકી,**
**સંભલી નૃપ-લોચન અધિકાર ।** (૩-૩૨-૨½)

**ધૂપલોચન(ઉંદર)નો અધિકાર-**

વિંધ્યાચલ પર્વતની તલેટીમાં વિંધ્યાવાસ નામનું નગર હતું, ત્યાં મહેન્દ્ર નામનો રાજા હતો, તેને **તારા** નામની રાણી હતી, અને **તારાચંદ્ર** નામનો પુત્ર હતો. તે પુત્રની આઠ વર્ષની ઉમર થતાં **કોશલ દેશના** રાજાએ દુશ્મનાવટથી લાગ જોઇ અચાનક ચઢાઇ કરી. લડાઇમાં મહેન્દ્ર રાજા મરી ગયો. નિર્નાયક સૈન્ય જ્યાં ત્યાં ભાગી ગયું, એટલે **તારા** રાણી નાના પુત્રને લઇ ગુપ્તમાર્ગે જેમ તેમ પ્રાણ બચાવી ભાગી ભરૂચમાં આવી. ત્યાં ભયભ્રાંત હરિણીની જેમ કિંકર્ત્તવ્યમૂઢ બની રાજમાર્ગ પર ઊભી રહી. ગોચરીએ નિકળેલ સાધ્વીના સંઘાટકે કરુણાથી પરિચય મેળવી પોતાના સ્થાને લાવી, શય્યાતર પાસે તેની યોગ્ય વ્યવસ્થા કરાવી પછી ઉપદેશ આદિ દ્વારા વૈરાગ્યરસથી આર્દ્ર બનેલ તે રાજ-રાણીને સંયમી-જીવન જીવવા માટે ભાવ ઉત્પન્ન થયા. **પ્રવર્ત્તિની** સાધ્વીએ સંસારની અસારતા, વૈરાગ્યની મહત્તા અને સંયમની દુષ્કરતાની ખાત્રીપૂર્વક ગાઢિની આપી-તપાસી તેના નાના પુત્ર **તારાચંદ્રને શ્રી અનંતનાથ**( આ ચોવિશીના **ચૌદમા તીર્થંકર** ) **પ્રભુના શાસનવર્ત્તી શ્રી ધર્મનંદનાચાર્ય** મહારાજ પાસે દીક્ષા અપાવી રાણીને પણ દીક્ષા આપી. બાલમુનિ સ્થવિરો પાસે શ્રુત મેળવે છે, પણ યુવાવસ્થા પ્રાપ્ત થયે છતે વિષમ કર્મના વિપાકને આધીન થઇ વિષય-વાસનાના રંગ-રાગ-ધનુર્વિદ્યા આદિના રસમાં ઉત્સુક-પ્રવૃત્તિવાળો થાય છે. ગણનાયક **આચાર્ય મ૦** શ્રુતધર ઉપા-**ધ્યાયમ૦** તથા **અનુભવી સ્થવિરોના** અનેક પ્રયત્નો છતાં ય તેનું મન સ્વસ્થ થતું નથી. એકદા આચાર્ય મ૦ સાથે બહિર્ભૂમિએ ગયેલ તે બાલમુનિએ સ્વૈરવિહાર કરતા જંગલી ઉંદરોને જોઇ માનસિક નિર્બલતાએ વિચારે છે કે- **"અહો! કેવા ખુશ-હાલ છે આ જંગલી ઉંદરોના! હું તો આખો દહાડો અનેક મુનિઓની વારંવાર 'આ-કર! આ-કર'ની ટોકણી-પ્રેરણાઓથી પરાધીન બનેલો લગાર પણ સ્વૈર વિહાર કરી શકતો નથી! ધિક્કાર છે**

મારા જીવનને.” આદિ બાદ કેટલોક ટાઈમ સાધુપણું પાળી પેલી અશુભ વિચારણાનું પ્રાયશ્ચિત્ત લીધા વિના કાલ કરી જ્યોતિષી દેવ થઈ આ ઉંદર બનેલ છે. સમવસરણના સુગંધી જલ-ફૂલ આદિથી ખેંચાયેલો અહીં આવી પહોંચ્યો છે વગેરે પ્રભુની દેશના સાંભળી પરમ સંવેગી બનેલો તે ઉંદર મરી મિથિલાપતિ મિથિલ રાજાની મિત્રા રાણીની કુક્ષિએ જન્મશે મિત્રકુમાર નામ થશે. મુનિ સમાગમથી, જાતિસ્મરણ પામી દીક્ષા લઈ વિવિધ તપ કરી અંતગડ કેવળી થઈ મુક્તિએ જશે વિ વિ.

( શ્રી કુવલયમાલા કથા પ્રસ્તાવ ૩, પા. ૧૨૨ થી ૧૨૯ )

## ચૂલણીકૂ સુત-મારણ-બુદ્ધિ, માત-સનેહા કૂડા ॥

( ૩-૩૮-૧ )

કાંપિલ્યપુર નગરમાં બ્રહ્મ નામે રાજા હતો તેને ચુલણી રાણી હતી. તેઓને ચૌદ સ્વપ્નો સૂચિત બ્રહ્મદત્ત પુત્ર હતો. તેને ( કુરુદેશનો રાજા ) કણેરદત્ત, ( કાશી દેશનો રાજા ) કટકદત્ત, ( કોશલ-દેશનો રાજા ) દીર્ઘ, ( અંગદેશનો રાજા ) પુષ્પચૂલ નામના ચાર મિત્રો હતા. બ્રહ્મ રાજા મસ્તકની પીડાથી મૃત્યુશરણ થયા પછી બ્રહ્મદત્ત નાની વયની હોવાથી દીર્ઘરાજાએ રાજતંત્ર સંભાળ્યું. વિષય-વાસનાની વિષમતાથી રાજમાતા ચુલણી અને દીર્ઘ રાજાને અનાચારનો સંબંધ જોડાણો. ધીમે ધીમે ઉંમર લાયક થયેલ બ્રહ્મદત્તને આ વાતની જાણ થતાં અન્ય અનેક ઉપાયો યોજી તે બન્નેને સમજીને પાપાચાર-માંથી પાછા ફરવાની તક આપી. દીર્ઘ રાજા વિષય-વાસનામાં અંધ બનેલી ચુલણીને પોતાની વિષય-વાસના અને સ્વત આવી મળેલ રાજરાણીના પ્રેમમાં વિઘ્નરૂપ બ્રહ્મદત્તને યેન કેન ઉપાયથી મારી નખાવવાની સલાહ આપે છે વિશ્વાસ સગી માતા સગા પુત્રને આગ લગાડીને મારી નાખવાના ઉપાય યોજે છે. પુણ્યની પ્રબલતાએ રાજ-મંત્રીની કુનેહથી બ્રહ્મદત્ત બચી જાય છે, પ્રાણ બચાવવા વિદેશ

ચુલણી રાણી

જાય છે. અનુક્રમે તે મહાપરાક્રમી પટ્ખંડભોકના બારમો ચક્રવર્તી થાય છે. વિ. વિ.

(શ્રી ઉપદેશમાલા ગા. ૨૪૫ની શ્રી રામવિજયજી ગણીકૃત વૃત્તિમાંથી)

## તાત-સનેહો તે પણ કૂડુ, કનકરથિ નિજ-પુતા ॥

(૩-૩૮-૨½)

**તેતલીપુર** નગરમાં કનકકેતુ રાજા છે, તેને **પદ્માવતી** રાણી છે અને **તેતલિપુત્ર** મંત્રી છે, પૂર્વજન્મના પાપાનુબંધી પુણ્યના વિષમ વિપાકથી રાજ્યલોભમાં અંધ બનેલ કનકકેતુ

**કનકકેતુ રાજા**

રાજા પોતાને ત્યાં જન્મતા છોકરાઓના-ભવિષ્યમાં મોટા થઈ આ પુત્રો મારું રાજ્ય ન લઇ લે એ હેતુથી-અંગોપાંગોનો વિચ્છેદ કરાવી રાજ્ય માટે અયોગ્ય ઠરાવે છે. **રાણી** આ વાતથી બહુ દુખી થાય-રહે-છે. એક વખત મંત્રીની સલાહ મુજબ શુભ-સ્વપ્ન-સૂચિત સુંદર મનોહર પુત્રનો જન્મ થતાં જ મંત્રીની સ્ત્રીની તરતની જન્મેલી પુત્રી તેને સ્થાને લઇ પુત્રને ગુપ્ત રીતે પાળવા-પોષવા મંત્રીને આપી દીધો. અનુક્રમે મંત્રી તે પુત્રનું **કનકધ્વજ** નામ રાખી લાલન-પાલન કરી યોગ્ય શિક્ષણ આપી તૈયાર કરે છે. રાજાનું મરણ થતાં રાજ્યગાદીના વારસદારના મુંઝવણભર્યા પ્રશ્નનો ઉકેલ-**તેતલિપુત્ર મંત્રીએ** પેલા રાજ-પુત્રને હાજર કરી બધી વાત જાહેર કરી-લાવી દીધો અને **કનકધ્વજે** રાજ્ય-પામી મંત્રીનો અનહદ ઉપકાર માન્યો વિ. વિ.

(શ્રી ઉપદેશમાલા ગા. ૧૪૬ની **શ્રી રામવિજયજી** ગણીકૃત વૃત્તિમાંથી)

## પુત્રિ કોણી, બાંધવિ જાણુ, ભરત-બાહુબલિ ખૂતા ॥

(૩-૩૮-૨½)

**રાજગૃહી**ના અધિપતિ પ્રભુ મહાવીર દેવના પરમ ભક્ત આગામી ચોવિશીના ભાવી આદ્ય તીર્થંકર શ્રી **શ્રેણિક મહારાજાની** પટ્ટરાણી

**કોણિક**

ચેલ્લણા રાણીની કુક્ષિએ શ્રી શ્રેણિક મહારાજા સાથે પૂર્વભવના ગાઢ નિકાચિત વૈર બંધવાળો એક પુત્ર અવતરે છે, તેના ગર્ભમાં આવતા જ મનથી પણ બૂરું નહિ ચાહનારી ચેલ્લણા રાણીને શ્રેણિક મહારાજાના હૃદયનું માંસ ખાવાનો દોહદ થાય છે, અભયકુમારની ચાતુરીથી તે પૂર્ણ થાય છે તેનો જન્મ થતા જ રાણીએ તેવા ક્રૂર-જીવને રાખવામાં સાર નહિ સમજી ઉકરડે ફેંકી દેવડાવે છે ત્યાં કૂકડાએ તેની આંગળી કરડેલી શ્રેણિકને આ વાતની જાણ થતા પુત્રસ્નેહથી ઉકરડેથી તેને મંગાવી કૂકડાએ કરડેલી લોહી-પરુવાળી આંગળીને પુત્રને રડતો છાનો રાખવા મોઢામાં રાખે છે અને તેનું નામ કોણિક રાખી લાલનપાલન કરી મોટો કરે છે, આવા પુત્ર-સ્નેહ-પરિપૂર્ણ પણ શ્રેણિક મહારાજાને તે જ કોણિક મોટો થઈ સગા પિતાને કેદખાનામાં પૂરી લાકડાના પાંજરામાં બેડીઓ નાખી ઊભા રાખી ખાર લપેટેલા કોરડાના સખત માર મારી ભયંકર યાતના-ત્રાસ આપે છે વિ. વિ.

**(શ્રી ઉપદેશમાલા ગા. ૧૪૪ની શ્રી રામવિજયજી ગણિ કૃત વૃત્તિમાંથી)**

**ભરત-બાહુબલિ**

**શ્રી ઋષભદેવ પ્રભુના** પુત્ર આદ્ય ચક્રવર્તી **ભરત મહારાજા** સાઠ હજાર વર્ષ સુધી ભરતક્ષેત્રના છ ખંડ સાધી બાહુબલિજીને આણ મનાવવા દૂત-દ્વારા સંદેશ મોકલાવે છે, **બાહુબલિજીએ** ક્ષાત્રવટથી કોઈને નમતું ન આપવાના સ્વાભિમાનથી ચક્રવર્તી તરીકે **ભરત મહારાજાને** માન આપવા તૈયાર થતા નથી, પરિણામે બન્ને ભાઈઓ વચ્ચે ભયંકર લડાઈ થાય છે, બાર વર્ષ સુધી લડવા છતા કોઈનો જય-પરાજય થતો નથી છેવટે ઇંદ્રમહારાજની દરમ્યાનગીરીથી પાંચ યુદ્ધો બન્ને ભાઈઓ પરસ્પર ખેલે છે, તેમાં ભરત મહારાજ પરાજિત થવાથી ક્રોધમાં આવી નીતિ-મર્યાદાનો ભંગ કરી બાહુબલિજી ઉપર ચક્રરત્ન મૂકે છે, પણ સ્વગોત્રીય ઉપર ચક્ર હાનિ ન કરી શકે તેથી ચક્રરત્ન પાછું ફરે છે, એટલે બાહુબલિજી ક્રોધાવિષ્ટ થઈ ભરત

મહારાજને મારી નાંખવા મુષ્ટિ ઉગામે છે, ત્યાં વિવેક-બુદ્ધિ થવાથી સમરાંગણને જ ધર્મ-ભૂમિ બનાવી તે જ મુષ્ટિથી લોચ કરી દીક્ષિત થાય છે વિ. વિ.

(શ્રી ઉપદેશમાલા ગા. ૨૫ ની શ્રી રામવિજયજી ગણિકૃત વૃત્તિમાંથી)

## નારી-સગપણ સુરીકંતા, વળી પતિ-મારી પ્રમાણું ॥
( ૩-૩૮-૩½ )

**સુરીકંતા રાણી**

ભરતક્ષેત્રના કેકયાર્દ્ધ દેશમાં શ્વેતાંબી નગરીમાં મહા નાસ્તિક અધર્મી પ્રદેશી રાજા રાજ્ય કરે છે, તેના મંત્રી ચિત્રસારથિની લાગવગ-પ્રેરણાથી ત્યાં પધારેલા શ્રી કેશી ગણધરના સમાગમ-ઉપદેશાદિથી પરમ શ્રાવક ચુસ્ત બાર વ્રતધારી શ્રાવક થાય છે,. તેની રાણીને રાજાના જૈન થવાથી વિષય-વાસના પર પ્રતિબંધ પડવાથી રાજા પર દ્વેષ થાય છે, અને ખાવામાં ઝેર આપી મારી નાખે છે વિ વિ.

(શ્રી ઉપદેશમાલા ગા. ૧૦૨ની શ્રી રામવિજયજી ગણિકૃત વૃત્તિમાંથી)

**પતિમારી સ્ત્રી-(વેદસાગર બ્રાહ્મણની સ્ત્રી કામલક્ષ્મી)**

વિશાલપુર નગરના સુરતેજા રાજાને વેદવિચક્ષણ નામનો પુરોહિત હતો. એક વાર તે રાજમાર્ગે જતી સુંદર-રૂપવાળી એક ભરવાડણને જોઈ કુદરતની વિચિત્રતાને વિચારે છે, તેવામાં મદો-મત્ત દોડ્યા આવતા હાથીના ભયથી હડફેટમાં આવી તે ભરવાડણના માથા પર રહેલ દૂધછાશની માટલીઓ ફૂટી જાય છે, છતાં તેના મુખ પર વિષાદ-ગ્લાનિની છાયાને બદલે તર્કવિતર્કપૂર્ણ હાસ્યમિશ્રિત ગહન વિચારોની [illegible] પથરાય છે, તેથી અચરિજ પામેલા પુરોહિ[illegible] પૂછ્યું [illegible] થએલા નુકશાનને પહોંચી વળ[illegible] વિચારમાં છો ? મુખ પર શોકની લાગણી[illegible] જણાય છે ?" ભરવાડણે કહ્યું કે-"મે[illegible] પ્રસંગોના [illegible] ગળ દૂધ [illegible]

કર્મની વિટંબનાઓના ભોગથી તેઓની અને આ બધા જગતના બનાવો નાટકના ખેલનો આનંદ આપી પગલે પગ હાસ્ય પેદા કરાવે છે"

આ સાંભળી વધુ ઉત્સુક બનેલા પુરોહિતે વધુ જિજ્ઞાસા જણાવતા પામેની વાડીમાં લઈ જઈ ભગવાડણ પોતાની આત્મકથા જણાવે છે કે –

"લક્ષ્મીતિલકપુરમાં અતિ નિર્ધન **વેદસાગર** નામનો સર્વવિદ્યાનો પારગામી બ્રાહ્મણ હતો. તેને **કામલક્ષ્મી** સ્ત્રી હતી. **વેદવિચક્ષણ** નામનો પુત્ર હતો. તે પુત્રની એક વર્ષની વયે તેની માતા પાણી ભરવા ગયેલી તે વખતે અચાનક ક્ષિતિતિલક નગરના મકરધ્વજ નામના રાજાની ચઢાઈ થાય છે, તેમાં દુશ્મન સૈન્યના ભયથી નાસતી **કામલક્ષ્મીને** સુરૂપ જોઈ સનિકોએ મકરધ્વજ રાજાને આપી. રાજા રૂપમા મોહિત થઈ પટ્ટરાણી બનાવે છે, અન્ય સર્વ રાણીઓ કરતા વધુ માન આપે છે, પણ **કામલક્ષ્મી** પાતિવ્રત્ય ધર્માનુસારે કેદખાનામા આવી પડી હોય તેમ હૃદયથી તે રાજાને બિલકુલ નહિ ઇચ્છતી સમય પસાર કરે છે પોતાના પતિની ભાળ મેળવવા બ્રાહ્મણોને ભોજન આપવાની શરૂઆત કરે છે, તેમા પોતાનો પતિ પણ આવે છે. પતિએ સ્ત્રીને ઓળખી નહિ, પણ સ્ત્રીએ ઓળખીને એકાંતમાં બોલાવી પોતાની વીતક જણાવી કિંમતી રત્નાદિ આપી પુત્રને અમુક ગામે મોકલી દઈ અમુક દિવસે ગામ બહારના ચંડીમાતાના મંદિરે આવવાનો સંકેત કર્યો. **કામલક્ષ્મીએ** બાધા ઉતારવાના બહાને મકરધ્વજ રાજા સાથે ઘોડા પર બેસી સંકેતિત દિવસે ચંડીના મંદિરે જાય છે, ત્યાં ચંડીને પ્રણામ કરતા રાજાને કપટથી તલવારથી મારી રત્નજડિત ઘરેણા વિ. લઈ સંકેત કર્યા મુજબ આવેલ પોતાના પતિને ઉંઘમાથી ઉઠાડી જવાની તૈયારી કરે છે તેટલામાં ભયંકર સર્પ કરડવાથી તેનો પતિ ત્યાં જ મરી જાય છે બાદ ઉભયભ્રષ્ટ થએલી તે **કામલક્ષ્મી** ઘોડા પર બેસી ભાગી જાય છે ગતો-ગત ઘણે દૂર ગયા પછી એક ગામ બહાર માળીના ઘરે ઘોડો બાંધી કોઈ દેવળમા સંગીતનો અવાજ સાંભળી ત્યાં જાય છે. ત્યાં થતા વેશ્યાના નાચને જોવા ઊભી રહે છે, વેશ્યાએ તેણીનો આદર-સત્કાર

કરી તેના સુંદર રૂપથી પોતાનો ધંધો ધીકતો ચાલવાની કલ્પના કરી પોતાના ઘરે લઇ ગઇ. તેણી પણ કર્મવિવશ થઇ અનાચરણીય પણ વેશ્યાનો ધંધો અનિચ્છાએ પણ કરવા માંડી. એક દિવસ કોઇ નવયુવાન સુંદર રૂપવાળો પરદેશી વેશ્યાને ત્યાં આવી **કામલક્ષ્મી** સાથે ઘણા દિવસ વિષય–સેવન કરે છે. કર્મસંયોગે **કામલક્ષ્મી** અને તે નવયુવકને ગાઢ પ્રેમ થાય છે. પેલા નવયુવકની જવાની તૈયારી વખતે **કામલક્ષ્મી** આનાકાની કરી જવા દેતી નથી, ઘણા આગ્રહ પછી નવયુવકનું ઠામ ઠેકાણું પૂછતાં (ક્ષિતિપ્રતિષ્ઠિતપુરમાં પોતાના ધણી સાથે પુત્રને બીજે ઠેકાણે મોકલી દો પછી આપણે ભેગા થઇશું વગેરે થયેલી મસલતના આધારે એકાકી પડેલો તે **કામલક્ષ્મીનો** સગો પુત્ર **વેદવિચક્ષણ** જ તે નવયુવક હતો) તેને પોતાનો પુત્ર જાણી હૃદયમાં **કામલક્ષ્મીને** ભારે આઘાત થયો, કર્મના પંજામાં ફસાઇ પતિને મારવાનું અને પુત્ર ભોગવ્યાનું લોકવિરુદ્ધ ભયંકર પાપ સેવાયેલ હોવાથી જીવતાં બળી જવાનો દૃઢ નિર્ણય **કામલક્ષ્મી** કરે છે, વેશ્યા ઘણું સમજાવે છે, માનતી નથી, સાત દિવસ લાંઘે છે, છેવટે થાકી રાજા વિ.ની સંમતિથી જીવતાં ચિતામાં બળી મરે છે, પણ કર્મસંજોગે ચિતામાં અગ્નિ મૂક્યો ને તરત વરસાદ થવાથી દાઝેલા શરીરવાળી તે **કામલક્ષ્મી** વરસાદને લીધે નદીના પુરમાં તણાઇ. કોઇ ભરવાડે દયાથી પાણીમાંથી બહાર કાઢી યોગ્ય ઉપચાર કરતાં શરીર સ્વસ્થ થયા પછી તેઓના આગ્રહથી તેમને ત્યાં જ દૂધ–છાશ વેચવા આદિના કામ કરવા માટે રહી, અને હમેશાં દૂધ–છાશ વેચવા અહીં આવે છે તે **કામલક્ષ્મી** હું પોતે !.........કહો ! પુરોહિતજી ! આવા ભયંકર કર્મનાં વિપાકોને ભોગવીને કાયર બનેલી મને આ દૂધ–છાશની ફુટી ગયેલી માટલીઓ શું દુખ ઉપજાવે ?"

આ સાંભળી **વેદવિચક્ષણ** પુરોહિત પોતાની સગી માતાને ઓળખી પગમાં પડી જાય છે. બાદ બન્ને **શ્રી ગુણાકરસૂરીશ્વરજી**

મહારાજ પાસે જઇ, દીક્ષા લઇ, ઉત્કટ તપસ્યા કરી ઘનઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે

(શ્રી સોમમંડનસૂરિરચિત શ્રી યુગાદિદેશના ઉ. ૨ શ્લો. ૨૧૫થી ૪૦૦ શ્લોકના આધારે)

## મિત્રપણિ ચાણક્ય-પર્વતો એહવું ન કરી જાણું ॥
(૩-૩૮-૩½)

**ચાણક્ય મંત્રી અને પર્વતરાજા**

ચણક ગામમા ચણી બ્રાહ્મણ જૈન ધર્મ પાળનારો હતો, તેને ચણેશ્વરી સ્ત્રી હતી, તેઓને બત્રીશ દાંત સહિત જન્મેલો ચાણક્ય પુત્ર હતો, તે અનુક્રમે મોટો થઇ નંદરાજાના વંશને સમૂલ ઉખેડી પોતાના સહચારી ચંદ્રગુપ્તને રાજા તરીકે સ્થાપવા હિમાલય તરફના પર્વત નામના રાજા સાથે અર્ધું રાજ્ય આપવાની લાલચ આપી મિત્રતા સાધી તેની સૈન્યાદિની મદદથી નંદવંશનો ઉચ્છેદ કરી ચંદ્રગુપ્તને રાજા બનાવ્યો, બાદ પર્વત રાજાને રાજ્ય આપવાની શરત નાકબૂલ રાખવા ચાલાકીથી વિષ-પ્રયોગથી તૈયાર કરેલી, સ્પર્શ કરતા જ પ્રાણ હરનારી નંદરાજાની પુત્રી સાથે પરણાવી પર્વતકને મારી નાખ્યો વિ વિ

(શ્રી ઉપદેશમાલા ગા. ૧૫૦ ની શ્રી રામવિજયજી ગણિકૃત વૃત્તિ ઉપરથી)

## સુભૂમો નિ પર્શુરામો, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ॥
(૩-૩૮-૪½)

**સુભૂમ ચક્રવર્તી-પરશુરામ**

વિકટ જંગલમા તપ કરતા જમદગ્નિ નામના તાપસના ચારિત્રની કસોટી કરવા સૌધર્મ દેવલોકવાસી વિશ્વાનર-ધન્વંતરી દેવોએ ચકલા-ચકલીના રૂપથી ઘરસંસાર માંડ્યા વિના તાપસ થઇ ગયેલા જમદગ્નિની “ अपुत्रस्य गतिर्नास्ति ” વચનથી કુગતિ થવાનું જણાવી તાપસને કામવાસના પેદા કરી, તાપસે કોષ્ઠકનગરના જિતશત્રુ રાજા પાસે જઇ તપના બળથી રેણુકા કન્યા માગી તેની સાથે ઘરસંસાર માંડ્યો ઋતુકાલે સાગ

કરી તેના સુંદર રૂપથી પોતાનો ધંધો ધીકતો ચાલવાની કલ્પના કરી પોતાના ઘરે લઇ ગઇ. તેણી પણ કર્મવિવશ થઇ અનાચરણીય પણ વેશ્યાનો ધંધો અનિચ્છાએ પણ કરવા માંડી. એક દિવસ કોઇ નવયુવાન સુંદર રૂપવાળો પરદેશી વેશ્યાને ત્યાં આવી **કામલક્ષ્મી** સાથે ઘણા દિવસ વિષય-સેવન કરે છે. કર્મસંયોગે **કામલક્ષ્મી** અને તે નવયુવકને ગાઢ પ્રેમ થાય છે. પેલા નવયુવકની જવાની તૈયારી વખતે **કામલક્ષ્મી** આનાકાની કરી જવા દેતી નથી, ઘણા આગ્રહ પછી નવયુવકનું ઠામ ઠેકાણું પૂછતાં **(ક્ષિતિપ્રતિષ્ઠિતપુર**માં પોતાના ધણી સાથે પુત્રને બીજે ઠેકાણે મોકલી દો પછી આપણે ભેગા થઇશું વગેરે થયેલી મસલતના આધારે ઓળખી પડેલો તે **કામલક્ષ્મી**નો સગો પુત્ર **વેદવિચક્ષણ** જ તે નવયુવક હતો) તેને પોતાનો પુત્ર જાણી હૃદયમાં **કામલક્ષ્મીને** ભારે આઘાત થયો, કર્મના પંજામાં ફસાઇ પતિને માર્યાનું અને પુત્ર ભોગવ્યાનું લોકવિરૂદ્ધ ભયંકર પાપ સેવાયેલ હોવાથી જીવતાં બળી જવાનો દૃઢ નિર્ણય **કામલક્ષ્મી** કરે છે, વેશ્યા ઘણું સમજાવે છે, માનતી નથી. સાત દિવસ લાંઘે છે, છેવટે થાકી રાજાની સંમતિથી જીવતાં ચિતામાં બળી મરે છે, પણ કર્મસંજોગે ચિતામાં અગ્નિ મૂકયો ને તરત વરસાદ થવાથી દાઝેલા શરીરવાળી તે **કામલક્ષ્મી** વરસાદને લીધે નદીના પુરમાં તણાઇ. કોઇ ભરવાડે દેખાથી પાણીમાંથી બહાર કાઢી યોગ્ય ઉપચાર કરતાં શરીર સ્વસ્થ થયા પછી તેઓના આગ્રહથી તેમને ત્યાં જ દૂધ-છાશ વેચવા આદિના કામ કરવા માટે રહી, અને હમેશાં દૂધ-છાશ વેચવા અહીં આવે છે તે **કામલક્ષ્મી** હું પોતે !.........કહો ! પુરોહિતજી ! આવા ભયંકર કર્મનાં વિપાકોને ભોગવીને કાયર બનેલી મને આ દૂધ-છાશની ફૂટી ગયેલી માટલીઓ શું દુઃખ ઉપજાવે ?"

આ સાંભળી **વેદવિચક્ષણ** પુરોહિત પોતાની સગી માતાને ઓળખી પગમાં પડી જાય છે. બાદ બન્ને **શ્રી ગુણાકરસૂરીશ્વરજી**

મહારાજ પાસે જઇ, દીક્ષા લઇ, ઉત્કટ તપસ્યા કરી ઘનઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે

(શ્રી સોમમંડનસૂરિરચિત શ્રી યુગાદિદેશના ઉ. ૧ શ્લો ૨૫૫થી ૪૦૦ શ્લોકના આધારે)

## મિત્રપણિ ચાણક્ય-પર્વતો એહવૂં ન કરી જાણું ॥
(૩-૩૮-૩½)

**ચાણક્ય મંત્રી અને પર્વતરાજા**

ચણક ગામમા ચણી બ્રાહ્મણ જૈન ધર્મ પાળનારો હતો, તેને ચણેશ્વરી સ્ત્રી હતી, તેઓને જનીશ દાંત સહિત જન્મેલો ચાણક્ય પુત્ર હતો, તે અનુક્રમે મોટો થઇ નંદરાજાના વશને સમૂલ ઉખેડી પોતાના સહચારી ચંદ્રગુપ્તને રાજા તરીકે સ્થાપવા હિમાલય તરફના પર્વત નામના રાજા સાથે અર્ધું રાજ્ય આપવાની લાલચ આપી મિત્રતા સાધી તેની સૈન્યાદિની મદદથી નંદવંશનો ઉચ્છેદ કરી ચંદ્રગુપ્તને રાજા બનાવ્યો, બાદ પર્વત રાજાને રાજ્ય આપવાની શરત નાકબૂલ રાખવા ચાલાકીથી વિષ-પ્રયોગથી તૈયાર કરેલી, સ્પર્શ કરતા જ પ્રાણ હણનારી નંદરાજાની પુત્રી સાથે પરણાવી પર્વતકને મારી નાખ્યો વિ વિ.

(શ્રી ઉપદેશમાલા ગા ૧૫૦ ની શ્રી રામવિજયજી ગણિકૃત વૃત્તિ ઉપરથી)

## સુભૂમો નિ પર્શુરામો, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ॥
(૩-૩૮-૪½)

**સુભૂમ ચક્રવર્ત્તી-પરશુરામ**

વિકટ જગલમા તપ કરતા જમદગ્નિ નામના તાપસના ચારિત્રની કસોટી કરવા સૌધર્મ દેવલોકવાસી વિશ્વાનર-ધન્વંતરી દેવોએ ચકલા-ચકલીના રૂપથી ઘરસસાર માણ્યા વિના તાપસ થઇ ગયેલા જમદગ્નિની "અપુત્રસ્ય ગતિર્નાસ્તિ" વચનથી કુગતિ થવાનું જણાવી તાપસને કામવાસના પેદા કરી, તાપસે કોષ્ટકનગરના જિતશત્રુ રાજા પાસે જઇ તપના બળથી રેણુકા કન્યા માગી તેની સાથે ઘરસસાર માણ્યો ઋતુકાલે સાર

પુત્ર થાય તે માટે તાપસે એક ચરૂ બનાવવાની વાત કરી, એટલે રેણુકાએ હસ્તિનાપુરના રાજા **અનંતવીર્યને** પરણાવેલ પોતાની બ્હેન અનંગસેના માટે પણ એક ચરૂ બનાવવા કહ્યું. તાપસે એક ક્ષત્રિય પુત્ર માટેનો, એક બ્રાહ્મણપુત્ર માટેનો એમ બે ચરૂ બનાવી આપ્યા. **રેણુકાએ** પોતાનો પુત્ર શૂરવીર થાય એટલે ક્ષત્રિયપુત્રનો ચરૂ પોતે ખાઇ ગઈ, બીજો પોતાની બ્હેનને મોકલાવ્યો. અનુક્રમે જન્મેલા રેણુકાના પુત્રનું નામ **રામ** રાખ્યું, અને **અનંતવીર્યના** પુત્રનું નામ **કાર્ત્તવીર્ય** રાખ્યું. એકદા રેણુકા બ્હેનને મળવા હસ્તિનાપુર ગઈ ત્યાં બનેવી સાથે અનાચારમાં પડી ગર્ભવંતી થઇ. એક પુત્ર જન્મ્યો. તેને લઇ આશ્રમે આવી ત્યાં પોતાની માતા અનાચારના સંબંધને જાણી રોગાક્રાંત વિદ્યાધરની શુશ્રૂષા કરીને મેળવેલ વિદ્યાધિષ્ઠિત **પરશુ** (કુહાડા) થી રેણુકાના પુત્ર **રામે** પુત્ર સહિત માતાને મારી નાંખી, આ સાંભળી હસ્તિનાપુરના રાજાએ આશ્રમને ભાંગી નાંખ્યો, એટલે તેને પણ **રામે પરશુથી** મારી નાંખ્યો, આ સમાચાર સાંભળી **અનંતવીર્યના** પુત્ર **કાર્ત્તવીર્યે** આવી **જમદગ્નિ(રામના** પિતા)ને મારી નાંખ્યો, રામે **પરશુથી** તે **કાર્ત્તવીર્યને** પણ મારી નાંખ્યો, તે **કાર્ત્તવીર્યની તારા** નામે ગર્ભવંતી સ્ત્રી પોતાના પ્રાણ તથા ચૌદ સ્વપ્ન સૂચિત પુણ્યશાલી ગર્ભને બચાવવા ભાગી તાપસોના આશ્રમમાં રહી પુત્રને જન્મ આપ્યો–તેનું નામ **સુભૂમ** રાખ્યું, ક્રોધાંધ બનેલા **રામે** ક્ષત્રિયોને દીઠા છોડ્યા નહિં, 'જ્યાં જોયા ત્યાં મારી જ નાંખ્યા, આમ તેણે સાતવાર નિઃક્ષત્રિય પૃથ્વી કરી. **સુભૂમ** મોટો થઇ ચક્રવર્તી બની પોતાના પિતા–દાદા–માતા વિ.ને મારનાર અને અનેક નિરપરાધી ક્ષત્રિયોને મારનાર **રામને** મારી એકવીશ વાર બ્રાહ્મણ વિનાની પૃથ્વી કરી, દીઠયા બ્રાહ્મણને જીવતો છોડ્યો નહિં. વિ. વિ.

**(શ્રી ઉપદેશમાલા ગા. ૧૫૨ની શ્રી રામવિજયજી ગણીકૃત વૃત્તિમાંથી)**

---

# પરિશિષ્ટ–૫

## ચિત્ર–પરિચય

આ પરિશિષ્ટમાં જે પ્રત ઉપરથી સંપાદન કરવામા આવેલ છે તે પ્રતના સોનેરી અદ્‌ભુત કલામય ચિત્રોના પરિચય આપેલ છે. ( ) આવા કૌંસમાં આપેલા શબ્દો વાચકોની સરળતા માટે મૂકયા છે.

| નં. | પત્રાંક | પૃષ્ઠાંક | નામ |
|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | પાંચ પરમેષ્ઠી તથા શ્રી સરસ્વતીદેવી |
| ૨ | ૨ | ૨ | પુંડરગિણી નગરી, શ્રેયાંસ રાજા, સત્યકિ રાણી, |
| ૩ | ૩ | ૨ | શ્રી સીમંધરસ્વામીનુ જન્મ |
| ૪ | ૪ | ૧ | સત્યકિ રાણી ૧૪ સ્વપ્ન દેખિ છિ. |
| ૫ | ૫ | ૧ | શ્રી સીમંધરસ્વામીનિ ઇંદ્ર ન્હવરાવિ છિ. (જન્માભિષેક) |
| ૬ | ૭ | ૧ | શ્રી સીમંધરસ્વામીનિ માતા હુલાવિ છિ. |
| ૭ | ૮ | ૧ | કંદર્પ રૂપ ( પંચબાણ કામદેવનું ચિત્ર.) |
| ૮ | ૯ | ૨ | શ્રી સીમંધરસ્વામી રૂકિમણીનિ પરણિ છિ. |
| ૯ | ૧૦ | ૧ | શ્રી ,, ,, દીક્ષા લેતાં લોચ કરિ છિ. |
| ૧૦ | ૧૧ | ૨ | (શ્રી સીમંધર)સ્વામીનુ સમવસરણ દેવિ રચિઉં. |
| ૧૧ | ૧૨ | ૨ | શ્રી રૂકિમણી–કાલિકાચાર્ય પ્રમુખનાં રૂપ (જેઓનો શ્રી સીમંધરસ્વામીજી સાથે સંબંધ છે.) |
| ૧૨ | | | |
| ૧૩ | ૧૪ | ૨ | શ્રી કામગજેન્દ્રનિ ચિતારો (ઉજ્જયિનીની રાજપુત્રીનું) રૂપ (ચિત્ર) દેખાડિ છિ. |
| ૧૪ | ૧૫ | ૨ | શ્રી કામગજેન્દ્રનિ બે વિદ્યાધરી તેડી (જાય છે.) |
| ૧૫ | ૧૬ | ૨ | સર્પનિ ગરૂડ તાણિ છિ. (સ્રીને ગુણ ન |

| | | | |
|---|---|---|---|
| | | | કહેવા ઉપર ગરૂડ–નાગરાજની કથાનો પ્રસંગ–ગરૂડનુ સુંદર ચિત્ર.) |
| ૧૬ | ૧૭ | ૨ | કામગજેન્દ્રનિ તેડી આવીનિ વિદ્યાધરી બિંદુમતિનિ જગાડિ છિ. |
| ૧૭ | ૧૮ | ૨ | બિંદુમતી સહિત બિ વિદ્યાધરી ચહિ (ચિતામાં) પિઠી (પેસી.) |
| ૧૮ | ૨૦ | ૧ | શ્રી કામગજેન્દ્રનિ શ્રી સીમંધર પાસિ મૂકચો |
| ૧૯ | ૨૧ | ૧ | (શ્રી સીમંધરસ્વામીના સમવસરણમાં આવેલા શ્રી કામગજેન્દ્ર બાબદ વાતો) રાજા શ્રી સીમંધરનિ પૂછિ છિ–સ્વામી! એ કુણ! |
| ૨૦ | ૨૨ | ૧ | મોહદત્તિ બાપનિ મારિઉ. |
| ૨૧ | ૨૩ | ૧ | મોહદત્ત ગુરૂનિ પુછિ છિઇ. |
| ૨૨ | ૨૪ | ૧ | વાઘિણ બાલક તાણિ છઇ (લઈ જાય છે.) |
| ૨૩ | ૨૫ | ૧ | વાઘિણ રાજપુત્રિ હણી. |
| ૨૪ | ૨૫ | ૨ | મોહદત્ત દીક્ષા–અન્ય ચ્યાર ચારિત્રી. |
| ૨૫ | ૨૬ | ૧ | મોહદત્તાદિ પાંચ અનશનથી દેવલોકે (ગયા). |
| ૨૬ | ૨૭ | ૧ | કામગજેન્દ્ર પ્રભુ–મહાવીરસ્વામીના સમવસરણમાં. |
| ૨૭ | ૨૭ | ૨ | કામગજેન્દ્ર સ્ત્રી સાથિ દીક્ષા લિ છિ. |
| ૨૮ | ૨૮ | ૨ | કામગજેન્દ્રાદિ પાંચ અણસણ (કરે છે.) |
| ૨૯ | ૩૧ | ૧ | જયવંતા શ્રી સીમંધર રૂપ |
| ૩૦ | ૩૨ | ૧ | શ્રી કડુઆ ગચ્છના શ્રાવકો |

ઉપર નોંધેલા દરેક ચિત્રો કલા, રંગ ભરવાની પદ્ધતિ, વેશ–ભૂષા, પ્રસંગ–વર્ણન–શૈલી આદિ અનેક દૃષ્ટિથી મહત્ત્વભર્યાં છે; તેમાં પણ ૭ અને ૧૫ નંબરનાં બંને ચિત્રો અપૂર્વ છે, હસ્તલિખિત પ્રતોમાં પ્રાયઃ આજ સુધી ક્યાંય ઉપલબ્ધ નથી. જેના કે ચિત્રો આ ગ્રંથમાં અન્યત્ર આપ્યા છે.

# પરિશિષ્ટ-૬

## ગેયપદ્ધતિ સૂચી

આમા રાસકારે યોજેલા વિવિધ રાગો-દેશીઓની ટૂંક નોધ કરેલ છે

### ૧ રાગોની સૂચી

| નં. | રાગનામ | ઢાલ | નં. | રાગનામ | ઢાલ |
|---|---|---|---|---|---|
| ૧ | આસાઉરી | ૧૨ | ૧૧ | દેશાખ | ૩૫ |
| ૨ | અંદોલા (અઢીઆ) | ૭ | ૧૨ | ધન્યાસી | ૧૪-૧૬-૨૫-૪૩ |
| ૩ | કાફી | ૩૭ | ૧૩ | ફાગ | ૮ |
| ૪ | કાલહરૂ | ૩૯ | ૧૪ | મલ્હાર | ૯-૩૨ |
| ૫ | કેદારૂ | ૨-૬-૧૭-૨૮ | ૧૫ | મારૂણી | ૧૦-૨૩-૩૪ |
| ૬ | ગુડી | ૧-૪-૧૫-૧૮-૨૨ ૩૧-૩૮ | ૧૬ | રામગિરી | ૩-૧૯-૩૦-૪૨ |
| ૭ | चंपकमाला छंद | ૪૦ | ૧૭ | શ્રીરાગ | ૫ |
| ૮ | ઢાલ | ૧-૨ | ૧૮ | સામેરી | ૧૩-૨૧-૩૩-૪૧ |
| ૯ | ત્રિપદી | ૨૦ | ૧૯ | સારંગ | ૧૧ |
| ૧૦ | ત્રૂટક | ૧-૨-૧૪-૪૧ | | | |

આ સિવાય ૨૪-૨૬-૨૭-૨૯ અને ૩૬મી ઢાલમા રાગનુ નામ નથી અને ફક્ત પ્રથમ ઢાલમા અડતાલુ નામના તાલનુ સૂચન કરેલ છે

### ૨ દેશીઓની સૂચી

| નં. | નામ | ઢાલ | નં. | નામ | ઢાલ |
|---|---|---|---|---|---|
| ૧ | આદિ ધર્મની કરવા | ૨ | ૪ | ઇક દિન નમિરાજાનુ હાથી | ૩૧ |
| ૨ | આવીસ ભાઈ યોગિણી | ૨૧ | ૫ | ઋષભ અજિત સંભવજિનો | ૧ |
| ૩ | ઇશાનેંદ્ર બોલિ લીઇ | ૨૯ | ૬ | ઋષિદત્તા ઇમ કંત હિ | ૯ |

| નં. | નામ | ઢાલ | નં. | નામ | ઢાલ |
|---|---|---|---|---|---|
| ૭ | ઋષિદત્તા આવી જિમ્મ રે | ૨૪ | ૨૨ | દુહા | ૨૩ |
| ૮ | એક દિન રાજસભા ડિઉ | ૪ | ૨૩ | ધિન ક્રૂખ નંદાતણી | ૩૦ |
| ૯ | એણિ અવસરિ જયરાય | ૨૨ | ૨૪ | નમું ય નિરંજન વિમલસભાવિ | ૬ |
| ૧૦ | એહુ આસાઢ મુ | ૩૩ | ૨૫ | નંદનકું ત્રિસલા | ૧૨ |
| ૧૧ | કાયગલ મુઝ દીગૂં થયૂં | ૩૫ | ૨૬ | બિંબસારનું પુત્ર | ૧૫ |
| ૧૨ | કંસારી મુખ | ૩૭ | ૨૭ | માઇ ધિન સુપન | ૨૫ |
| ૧૩ | ચંદાયણની દેશી | ૪૦ | ૨૮ | મિથિલા નયરી | ૧૩ |
| ૧૪ | ચંદાઉલાની દેશી | ૪૧ | ૨૯ | રયણદેવી મંદિર | ૧૦ |
| ૧૫ | ચંદાજીની દેશી | ૪૩ | ૩૦ | લોગા વાસુપૂજ્ય | ૨૮ |
| ૧૬ | ચંદ નગરી | ૪૨ | ૩૧ | વીસથાનક પર મંડલ | ૧૭ |
| ૧૭ | છઠ્ઠિ ભવિ મહાવિદેહિમાહિ | ૧૯ | ૩૨ | સબ જગકી રે | ૧૪ |
| ૧૮ | તપનો રાય સંવેગીઓ | ૩ | ૩૩ | સબ જગ ભૂષણ | ૧૬ |
| ૧૯ | ત્રણિ પલ્યોપમ ભોગવી | ૧૮ | ૩૪ | સંભારી જન બોલડાં | ૨૬ |
| ૨૦ | દેવો પુન્યનિધાન | ૨૭ | ૩૫ | સમોસરણિ બિઠા | ૩૨ |
| ૨૧ | દેખું સુયણા રે | ૫ | | | |

આ સિવાય ૭-૮-૨૦-૩૪-૩૮ અને ૩૯માં દેશીનું નામ જ નથી.

# પરિશિષ્ટ–૭

## વિશેષ–નામ–સૂચી

આમા શાસ્ત્રકારે પ્રયોજેલા મહાપુરુષો, નગરો, વિશિષ્ટ પદાર્થો આદિના નામોની અકારાદિ–ક્રમ પ્રમાણે નોંધ કરેલ છે

નામની પછી આપેલા નંબર પાના નંબર સૂચવે છે

# પરિશિષ્ટ-૮

## કઠિન-શબ્દ-કોશ

આમા રાસમાં આવતા સંસ્કૃતસમ શબ્દો, પ્રાચ્ય ગુર્જર ભાષાના શબ્દો, દેશ્ય શબ્દો અને પારિભાષિક શબ્દોના અર્થો વાચકોની સગવતા માટે આપવામાં આવેલ છે

આ નોંધમા મોટા ટાઇપવાળા શબ્દો પારિભાષિક જાણવા અને શબ્દોની પાછળ આપેલા અંકો પાના નંબરના જાણવા તથા ક્રિયાપદ સિવાયના શબ્દો વિભક્તિ સિવાય મૂક્યા છે.

અઇંગતીઇ-ઘણીલાલ હોવાથી ૩૦
અઉઆગિઆ-ઓવારણા, ૫
અઉડમણૂ-ઉદ્વેગ ૩૧
અકહ-ન કહેવા લાયક, ૨૪
અકાગિજ-પાપ ૪૫
અકુરુઝ-કોલાહલ થાય તેવુ ૪૯
અઘ-પાપ, ૭
અચગિજ-આશ્ચર્ય, ૩
અછડિ-ચ્હો ૩૧
અજ્-છીએ ૨૨
અજેય-ન છતી શકાય તેવુ ૭
અટ્ઠ-આઠ ૧
અડજ્જ-ન બળે તેવુ ૪૯
અણુપૂજતિ-ન પૂરાયે છતે ૪૫
અણુભૂશિ-વગર ચૂકશે ૪૧
અતાગિ-અપાર ૩૦
અર્થ-વસ્તુ, ચીજ ૨૨
અદિટ્ઠ-નહિ જોયેલુ ૧૭
અછિ-છે ૧૬
અધ્યયન-ભગણુ ૧૦
અધોમુખી-નીચા મુખવાળી ૩૪
અનલ-આગ ૩૭
અન્યથા-નહિં તો ૯
અનિમિષલોચન-દેવ ૮
અનુતાપ-પશ્ચાત્તાપ ૩
અનુમોદન-પ્રશંસા સમર્થન ૪
અનોપમ-અદ્ભુત ૪
અપવર્ગ-મોક્ષ ૪૨
અપભ્રાજન-નિંદા ૨૩
અમેરુ-મોડુ ૨૮
અભંગ-સુંદર ૧૩-૧૮
અભિનવુ-નવીન ૨-૮-૧૯

અમરાપુરી-(દેવલોક) ઇન્દ્રપુરી ૪૦
અમ્હિ-અમે ૨૨
અમુલિક-અમૂલ્ય ૭
અમોઘ-સફલ ૭
અરવિંદ-કમલ ૪૫
અરિહા-રાગાદિ પર જય મેળવનાર તીર્થંકર, ૧
અલીક-ખોટું ૩૪
અટ્ઠ-આઠ ૧-૨
અસાર-વ્યર્થ ૭
અહિરણ-એરણ ૨૯
અક્ષાણૂં-અખંડ ૪૬
અંક-કલંક ૩
અંકી-કલંકિત ૧૦
અંતરીપ-દ્વીપ(બેટ) ૪૪
અંબરિ-આકાશમાર્ગે ૩૫
આઇરિયા-આચાર્ય, સાધુગણના સ્વામી ૧
આપદ-દુઃખ ૨-૧૦
આયુ-આવ્યો ૧૪
આરામ-બગીચો ૩
આલોચિ-વિચારણામાં ૨૦
ઇંધણ-બળતણ ૬
ઇઠ-ઇષ્ટ ૩૮
ઇઠ્ઠ-ઇષ્ટ, પ્રિય ૩૦
ઇયરૂ-સામાન્ય ૩૧
✓ ઇન્દ્રચ્છન્દ-૧૦૦૦ ગુચ્છાવાળો હાર ૧૯

ઉઆરી-બલિહારી ૪૫
ઉચ્છાહી-વધી ૧૯
ઉદર-પેટ ૨૨
ઉદ્વેગ-ખેદ ૩૦
ઉદ્યોત-પ્રકાશ ૧૩
ઉન્માદન-ઉન્માદ કરાવનાર ૩૭
ઉપોષિત-ભૂખ્યા-તરસ્યા ૧૬
ઉમાહિ-ઉત્સાહ સાથે તૈયાર થવું ૨૯
ઉન્હેણી-સ્નાત કરી ૨૦
ઉસરી-પાછા ખસી ૧૩
ઋષ્ટિ-ખડ્ગ, તલવાર ૩૫
એકસુ-છન્નું-મૂલ-૧૯૬નું વર્ગમૂલ એટલે ૧૪ ચૌદ, ૫
એગસેલુ-મહાવિદેહક્ષેત્રના વિજયોના મધ્યભાગે આવતા પર્વત વિશેષનું નામ ૨
ઓઘ-સમૂહ, ૨૨
કૃશ-દુર્બલ ૪૩
કૃપાણ-તલવાર ૨૪
✓ કંજ-કમલ ૩૫
કટક-સૈન્ય ૪૧
કર્ણ-કાન ૭
કદલી-કેળ ૧
કનક-સોનું ૧
✓ કની-કન્યા ૩૮
કમલાણી-મ્લાન થઇ ૨૧

કરગર–ખેદ–ચિંતા ૧૨–૩૧
કરિ–હાથમા ૫
કલાપી–મોર ૧૧ ૩૩
કવણુ–કેવી ૨૪
V કવિ–કવિતા કરનાર, શુક્ર નામનો ગ્રહ ૧૯
કહનિ–પાસે ૧૮–૨૨
કાનન–વન ૩૫
કારિમૂ–દુખદાઈ ૨૩
કાસુ–કોને ૩૦
કિઢ–વૃદ્ધ ૧૬
V કીનાશ–યમ ૨૩ ૩૫
કુમુદિની–ચંદ્રવિકાશિ કમલ ૧૯
કુહઇ–કોહવાઇ જાય ૩૦
કેડુ–ખોટુ ૧૦–૪૫
કૂપા–પાત્રવિશેષ ૨૯
કૂખ–કૂક્ષિ ૬
કેકી–મોર ૩૬
કેલી–રમત ૨૦
કૈરવણી–ચંદ્રવિકાશી કમલ ૮–૩૬
કોહનિ–કોને ૧૮
V કૌશિક–ઇન્દ્ર ૭
કંદાણી–હારી ૨૪
કંચણુ–સોનુ ૨૪
કંઠીરવ–સિંહ ૪૦
કંત–પતિ ૨૧
ખુલ–ખોળ ૩૬

ગરુડ–સમૂહ ૨૦
ગણિસંપદા–આચાર્યપણાને લાયક શક્તિવિશેષ ૧
ગત–ગયેલ ૮
ગામી–જનાર ૧૮
ગાઢરૂ–ઘણૂ ૧૧–૨૦
ગિરા–વાણી ૩૭–૩૭
ગુખિ–ઝરૂખામા ૨૦
ગુહ્ય–ખાનગી ૨૫
ગોત્ર–વંશ, કુળ ૭
ગ્રામ–કીર્ત્તન ૨૫
V ઘૃણિ–કાંતિ કિરણ ૩૮
ઘન–મેઘ, વર્ગની સંખ્યાને મૂળરક મથી ગુણતાં જે આવે તે ૧૨–૨૪–૩૬
ઘનાઘન–મેઘવટા ૩૬
ઘરણી–ગૃહિણી,સ્ત્રી ૪
ચઉ–ચાર ૨૪
ચઉઘન–ઇષ્ટ–( )ચારને રવ–( ) ચારથી ગુણવાથી આવેલ સોળની સંખ્યાને પુન મૂળ રકમ (ચાર)થી ગુણવુ તે (૬૪) ૨૪
ચપેટિઉ–મ્હાત કર્યો, યુક્તિપૂર્વક હરાવ્યો ૧૮
ચહિ–ચિંતા ૨૮
ચાપલ–ચંચલતા ૫

ચારણુ-વિદ્યાબળે આકાશમાર્ગે આવ-જા કરી શકનારા મુનિ ૩૯
ચારુ-સુંદર ૫
ચિત્રં-આશ્ચર્ય ૧૧
ચુથુ-ચોથો ૨
ચૈત્ય-દહેરાસર, સમવસરણમાં રહેતું અશોકવૃક્ષ ૩-૧૦
ચંગ-સુંદર ૧૨-૨૨
ચંચત્-શોભતું ૫
ચંદ્રિકા-ચાંદની, ચંદ્રકાંતિ ૫
છડીઆ-વીણેલા, સાફ કરેલા ૧૫
છાર-રાખ, ભસ્મ ૩૦
જનક-પિતા ૩૫
જનની-માતા ૫-૩૫
જલધર-મેઘ ૨૩-૩૨
જલનિધિ-સમુદ્ર ૮-૧૨
જલધિ-સમુદ્ર ૪૬
જામી-બહેન ૩૫
જિન-જિનેન્દ્ર-રાગાદિપર જય મેળવનારાઓમાં શ્રેષ્ઠ, તીર્થંકર, ધર્મપ્રવર્તક, ૧-૨-૫-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૩૨-૩૩-૩૫-૪૨-૪૮
જોણું-નાટક ૨૮
જોયણુ-ચાર ગાઉ ૨
ઝાઝેરાં-અધિક ૨
ઠાણિ-સ્થાન ૨૪
ડાઝઇ-બાળતું ૩૦
ઢોલિ-નગારે ૪૧
તદ્ભવ-તે જ ભવ ૧૮
તન્નગરી-તે નગરીના ૧૯
તનુ-શરીર ૪૯
તમકુ-અંધકારને ૯
તાપન-તાપ કરનારું ૩૭
તુરીય જ્ઞાન-ચોથું જ્ઞાન (મનઃપર્યવજ્ઞાન) ૧૩
તૃષ્ણા-લાલસા, તરસ ૫
તંપા-ગાય ૩
થુણસી-સ્તવશે ૫
થોક-સમૂહ ૨૩
દરી-ગુફા ૨૭
દલ-પાંદડાં ૧૯
દશ શત-હજાર ૪૧
દહિસિ-બાળશે ૬
દાધા-બળેલા ૪૧
દારકર્મ-વિવાહ, લગ્ન ૨-૪૮
દિનકર-સૂર્ય ૨૩
દિવાકર-સૂર્ય ૧
દ્વિજરાજો-ચંદ્ર ૧૦-૨૨
દ્વિજપતિ-ચંદ્ર ૩
દીઠુ-જોયેલું ૩૦
દીવ-શ્રેષ્ઠ ૨૧
દુચ્યવના-ઇન્દ્ર ૧૩
દુર્દિન-મેઘાડંબર ૧૯

દેવચ્છંદ-૧૦૦ સેર(મણિકા)નો હાર ૧૯
દેહ-શરીર ૧૨
દૈવ-ભાગ્ય ૮
દતખૂરા-ગડ પાડી ૩૨
ધનજય-પક્ષ ૩૫
ધામ-સ્થાન ૨
ધુની-નદી ૪૪
ધોરી-વૃષભ( બળદ ), આગેવાન ૫-૧૭
નમેઉં-નમીને ૫
નયનામ્બુજ-નેત્રરૂપ કમળ ૫-૭
નરપતિ-રાજા ૧૬
નલિણી-સૂર્યવિકાશી કમલિની ૨૧
નાગપતિ-શેષનાગ ૧૦
નાપિ-ન આપે ૨૨
નાયક-સ્વામી ૩-૯-૨૨-૩૦-૪૦
નિકટ-નજીક ૨૦-૪૦
નિર્ગ્રંથ-સાધુ ૩૬
નિજ-પોતાનું ૫-૬-૨૨
નિતંબિની-સ્ત્રી ૨૧
નિનાદ-અવાજ, ધ્વનિ ૩૫
નિરપત્યા-પુત્રવિનાની ૩૭
નિરવાણ-નાશ પામેલ ૨૯
નિવિડ-સમીપ ૩૦
નિશાવશેષ-રાત્રિનો છેડો ૨૭
નિશીથ-મધ્ય રાત્રિ ૨૨
નિર્મુક્ત-મુકાએલા ૧
નીસરિઉ-નિકળ્યો ૧૯
નુહિ-નહિં ૨૬
નૃપ-રાજા ૨૧
ન્યાની-જ્ઞાની પ્રભુ ૧૩
નંદના-પુત્ર ૬-૧૭
પૃતનાસાહ-ઇન્દ્ર ૧૫
પદ-સ્થાન, પગ ૬-૮
પંડિત-ભણેલ ૩
પરિવેષ-કુંડાળું ૮
પરિ-જેમ ૧૯
પરપચ-પ્રયત્ન ૨૦
પરમેષ્ઠિ-પરમપદને પામેલા ૧
પરગજુ-પરોપકારી ૩૩
પવિ-વજ્ર ૩૦
પાક-દેવ ૩૧
પાઠક-સૂત્ર-સિદ્ધાંત ભણાવનાર ૨
પાડિહેર-અતિશય વિશેષ ૧
પાણિ-હાથ ૨-૩૨
પાતક-પાપ ૧૦-૧૫
પાથ-પાણી ૧૬
પાથોધિ-સમુદ્ર ૩૬
પાસિઉ-જોઈને ૨
પાયે-પગ ૪
પાવન-પવિત્ર ૯
પિસિ-પેસીને ૧૫-૩૧
પિહલિ-પહેલાં ૧૫

પિલ્લું–પ્રથમ ૩૮
પીડિત–દુખી, (રોગી) ૩૬
પીયૂષ–અમૃત ૪૦
પીવિ–પાન કરીને ૭
પુવ્વં–પહેલાં ૧૭
પુલકમિ–પલકમાં ૨૨
પુહરિ–પહોરમાં ૨૨
પૂર્વ–૮૪ લાખને ૮૪ લાખથી ગુણતાં જે રકમ આવે તેનું પારિભાષિક નામ એટલે કે ૭૦૫૬૦૦૦૦૦૦૦ વર્ષોની પારિભાષિકી સંજ્ઞા ૧૩
પોલ–દરવાજો ૧૫
પંક–કાદવ ૭
પંકજ–કમલ ૮–૧૧
પ્રકાસતુ–બોલતો ૧૯
પ્રચ્છન્ન–ગુપ્ત ૨૭
પ્રતિછંદુ–ચિત્ર ૨૧
પ્રથમોસરણિ–પહેલા સમવસરણમાં ૧૭
પ્રણિપત્ય–નમીને ૧૯
પ્રલય–નાશ ૧૦
પ્રાસાદ–મંદિર, દહેરાસર ૨
પ્રાકૃત–સામાન્ય ૧૬
ફરસ–સ્પર્શ ૨૨
ફરસ્યા–૩૦–અનુભવ્યા,
ફેરુ–શિયાળ ૪૦
બલિ–ન્યોછાવર થવું ૮
બાધિત–પીડિત ૩૫
બિઠુ–બેસેલો ૧૯–૨૦
બિંબ–પ્રતિમા, મુખ ૨૩
બુધ–પંડિત, ચોથો ગ્રહ ૧૯
બૂસટ–મોટી–શિક્ષા ૨૮
બોહલુ–ઘણો ૨૮
બંધુ–ભાઇ ૭
બંધુરો–સુંદર ૨
બગિની–બ્હેન ૩૮
ભામંડલ–તીર્થંકરોના મસ્તક પાછળ રહેતું તેજસ્વી સૂર્યાકાર–નો સ્વર્ણમય પદાર્થ ૧૭
ભિદુપાણિ–ઇંદ્ર (રાજા) ૨૪
ભૂપતિ–રાજા ૧૯–૨૦
ભિંગાર–ઝારી ૭
ભ્રૂ–ભ્રૂકુટિ, પાંપણ ૧૨
ભૃંગ–ભમરો ૧૧
મૃગાધિપ–સિંહ ૪૪
મગ્ગણ–યાચક ૨૩
મઘવા–ઇન્દ્ર ૧૪
મત–અભિપ્રાય ૧૨
મદ–અભિમાન, ગર્વ ૨
મદન–કામદેવ ૭–૧૨
મધુપ–ભમરો ૧૧
મન્મથ–કામદેવ ૧૦
મનોરથ–ઇચ્છા–૧૨–૪૪

મયા-દયા ૨૩
મયૂખ-કિરણ ૧૧
મરુ-મારવાડ ૪૨
મનપતુ-સુદર ૧૨-૩૫
માઈઅક્ષર-બાગખડી ૩
માઝિતુ-અક્ષરનો ૩
માઝિ-અદર ૧૧-૨૭
માંમ-મહિમા, ઇજ્જત ૬-૧૦
માટિ-એટલે ૨૦
માહાંન-ખુશી થાય છે ૧૩
મુત્તાહલ-મોતી ૨૭
મુહાડિ-મુખાકૃતિ ૫૦
મુદ્રા-વીંટી ૩૭
મોટિ-મોટાઈ ૩
મોદ-હર્ષ, આનંદ ૩૬
મોઘ-નિષ્ફલ ૨૨
મંડલિક-મુકુટબદ્ધ રાજા ૧૭
યતિ-સાધુ ૩૬
યાદ-માછલું ૧૯
યાન-વાહન, ૩૫
યુગલી-દંપતી, સ્ત્રી-પુરુષનું જોડું ૩
યુગ્મ-જોડનુ, ૩૧
યોતિ-જ્યોતિ, કાંતિ ૪૫-૧૦
યોત્તા-સ્ત્રી ૨૧
રતિપતિ-કામદેવ ૧૦
રવિ-સૂર્ય ૧૯
રળિયામણુ-સુદર ૨
રાઇ-રાજાઓ ૨૧
રાગ-પ્રેમ, મોહ ૩૦
રાજિ-શ્રેણિ ૪૯
રાઢિ-ઝઘડો ૨૬
રાતડી-લાલ ૪
રામા-સ્ત્રી ૪
રાસભ-ગધેડો ૨૭
રિપુ શત્રુ, દુશ્મન ૩૪
રુહાડિ-રાડ, ઝઘડો ૫૦
રોક-ઘણુ ૨૫
રોસ-ક્રોધ ૨૮
રંગાછત્ર-ચિત્તારો ૨૧
લઘુ-જલ્દી ૨૬
લહુ-સારુ ૨૬
લવિ-બોને ૨૬
લનામ-શ્રેઠ, તિલક ૮
લહકની-ફરકની ૩
લૂછ-ઓવારણા ૩
લેખિ-સફલ ૩
લંપટ-લાલચુ ૩૩
વજ્ર-વજ્ર ૩૯
વદન-મુખ ૨-૬
વધૂ-નવપરિણીત સ્ત્રી, યુવતી ૧૦
વ્યાસ-પરોણાઇ ૨
વર-શ્રેષ્ઠ ૨
વરેસી-વરશે ૫
વ્રત-તપ ૮

વ્યાધિ–રોગ ૧૨
✓ વશા–સ્ત્રી ૨૦
વાતડી–વાત ૩૦
વામા–સ્ત્રી ૨૧
વારૂણી–મદિરા ૧૦
વ્યભિચાર–અનાચાર ૩૭
વળતું–જવાબમાં ૨૩
વલ્લહુ–પ્રિય ૩૦
વાજિત્ર–વાજાં ૧૫
વાહટ–માર્ગ ૨૦
વાડવ–બ્રાહ્મણ ૩૬
વિઢિ–વીંટલાણી ૪૫
વિધાતા–બ્રહ્મા ૨–૧૦–૨૯
વિસારિઉ–ભૂલી ગયો ૩
વિપ્રિય–અરુચિકર ૩
વીજણી–પંખો ૭
વિધિ–બ્રહ્મા ૮–૧૧–૩
વિરસ–ખરાબ ૧૨
વીરમાની–પોતાને વીર માનનાર ૧૩
✓ વિજયછંદ–૫૦૦ સેર (સરિકા)વાળો હાર ૧૯
વ્રીડા–લજ્જા ૩૩
✓ વૃષલોચન–ઉંદર ૩૯
વૈશ્રમણ–કુબેર ૪૫
શક્ર–ઈન્દ્ર (રાજા) ૨૧
શઠ–દુર્જન ૩૨
શસ્ત્ર–હથિયાર ૭
✓ શાદ–કીચડ ૧૯

શિરોમણિ–શ્રેષ્ઠ ૨૨
શુભ–સારું ૪
શોષણ–સૂકવનાર ૩૭
શોચના–શોક ૮
શૌચ–પવિત્રતા ૩૭
શ્રમ–થાક, ૩૫
શ્રવણ–કાન ૪–૩૨
શ્રમણ–સાધુ ૧૭–૩૯
ષેમ–કલ્યાણ ૩૬
સપરાણી–હોશિયાર ૨૪
સમાધિ–શાંતિ, સ્વસ્થતા ૧૭
સલૂણી–લાવણ્યયુક્ત, સુંદર ૪
સહસલોચન–ઈન્દ્ર ૧૦
સાગર–સમુદ્ર ૨૧
સાતા–ખુશી ૧૨
સામલીઉ–સુંદર, મનમોહક ૮
સાફલ્ય–સફલતા ૭
સાસતી–કાયમ રહેનારી ૨૩
સિજન–સ્વજન, કુટુંબી ૫
સીય–દાણો ૧૬
સીમંતિની–સ્ત્રી ૨૧
સિંધુર–હાથી ૨, ૯,
સિદ્ધ–આઠ કર્મોથી મુકાયેલા ૧
સુરપુરી–દેવલોકની નગરી, અમરાવતી, ૨
સુધા–અમૃત ૭–૯
સુયણ–સજ્જન ૩૧

✓સુમચાપ—કામદેવ ૪૦
સુમન—ફૂલ ૪૧
સૂર—સૂર્ય ૧૯—૨૧
સુરત—ડરો ૩૨
સૂર—બહાદુર, સૂર્ય ૩૪—૩૫
સોહામણી—સુંદર ૪
સોહામણુ—સુંદર ૨—૩૭
સોહણૂ—સ્વપ્ન ૨૮
સંધઈ—કહે છે ૫
સૃષ્ટિ—રચના ૭
સંચિ—માફક, કુશલતાપૂર્વક ૧૦—૨૦
સ્વેદ—પરસેવો ૨૩
સ્તંભન—થભાવી દેનારું ૩૭
સંમોહન—મુઝવનારું ૩૭
હતઉ—હતા ૧૧
હમકેરી—અમારી ૩૨
હયો—થાઓ ૨૦
હરણીદૃશી—હરિણીના જેવી આંખવાળી ૪
હલધર—બલદેવ ૭
હવા—હતા ૧૬
હરિ—વાસુદેવ ૪૦—૪૫
હીંસિ—દુખી થાય છે ૧૨
હેજિ—પ્રેમ ૧૨
હેવ—હવે ૨૦

---

# પરિશિષ્ટ—૯

## વિચારણીય સ્થલો

આ રાસમાં કેટલાક સ્થલો પ્રામાણિક સમર્થનના અભાવે, મતિ-મંદતાના કારણે અને સાંપ્રદાયિક ભેદના કારણે પણ પડતા ખુલાસા માંગે છે, તેની ટૂંક નોંધ અત્ર કરી છે. સુજ્ઞ વિદ્વાન્ વાચકો આના ઉપર યોગ્ય પ્રકાશ નાંખી, યોગ્ય ઉકેલ કરી રાસની મહત્તામાં વધારો કરશે એવી આશા છે, તથા ગુજરાતી અનુવાદમાં અર્થની વિષમતાના કારણે જે ગાથાઓ છોડી દીધેલ છે, તે ગાથાઓની પણ અહીં નોંધ કરી છે.

**(૧) શ્રી પુંડરગિણી વર નયરી, સતર શત માઇ નયરી,**
**છિહુંયરી, અઠાવીશ વળી જાણીઇએ,**
**ગાઉં પ્રમાણ એ સબ જાણી, + + + ॥**
(૧–૨–૨)

આ ગાથામાં **રાસકારે શ્રી પુંડરિકિણી** નગરીનું પ્રમાણ ૧૭૨૮ ગાઉપ્રમાણ જણાવેલ છે, વર્તમાન ગ્રંથોમાં ક્યાંય આવો ઉલ્લેખ ઘણા પ્રયત્ન છતાં મળેલ નથી. આવી નિર્મૂલક વાત **રાસકારે** જોડી કાઢયાનું પણ સંભવે નહિ, તેથી **सिद्धस्य गतिश्चिंतनीया** ન્યાયા-નુસાર વિચારતાં જણાય છે કે,

**અ. શ્રી બૃહત્સંગ્રહણી** ગા. ૨૮૯ પ્રમાણે શાશ્વત પદાર્થોનું માપ **પ્રમાણાંગુલથી** માપવાની વ્યવસ્થા છે, તથા **શ્રી લઘુક્ષેત્રસમાસ** ગા. ૧૪૭માં જણાવેલ વિજયનું માપ પ્રમાણાંગુલથી માપી નગરીનું માપ ઉત્સેધાંગુલથી લઇએ તો ઉત્સેધાંગુલના ૧૬૦૦ ગાઉએ **પ્રમાણાં-ગુલનું** એક યોજન થતું હોવાથી નગરીનું માપ પ્રમાણાંગુલથી તો ફક્ત ૧ ૧૨૮/૧૬૦૦ એટલે કે ૧૨૮ અંશાધિક એક યોજન જ આવે, તે

પર-નગરી જબ આવ્યા, પ્રભુજી સંભલી,
ચક્રી વરસિ દીઈ ભલુ એ ॥
બાર લાખ સુવર્ણ સાઢા સ્વનગરી
કોડિ નવરં જાણીઇ એ ।
કેસવ દિ ખજુર (!) નવરં મંડલિઆ,
સહસ વિત્તી સમાણીઇ એ ॥
(૧-૧૫-૧/૨)

પ્રથમ ગાથા તો સંબંધનો ખ્યાલ લાવવા પૂરતી આપી છે, પણ બીજી ગાથામાં "કેસવ દિ ખજુર" પદોથી રાસકાર શું કહેવા માંગે છે? અધિકાર વૃત્તિદાન-પ્રીતિદાનનો ચાલે છે. તેમાં વાસુદેવ શું આવે? તે પ્રસંગે ખજૂર શબ્દનો શો અર્થ જાણવો? શું પદચ્છેદમાં ભૂલ છે? 'કેસવ દિખજુરે" સાડીબાર લાખમાં કેશવને દેખજો, કારણ કે ચક્રીને તો નવરં શબ્દથી કોડી શબ્દ સાથે જોડી દીધેલ છે, અને રની પાછળ પડિમાત્રા લેખકદોષથી રહી ગઇ હોય! વાસ્તવિક શું છે.?

(૩) नीयमानस्त्रुपर्णेन, नाराचश्चाब्रवीदिदम् ।
यः स्त्रीणां गुह्यमाख्याति, तदंतं तस्य जीवितम् ॥
(ખં. ૨, ઢા. ૨૧)

સ્ત્રીને ગુહ્ય વાત ન કહેવાની વ્યાવહારિક નીતિમાર્ગને વર્ણવતાં રાસકારે ઇતર દર્શનીનું સંક્ષિપ્ત સુભાષિત નાગરાજની કથાવાળું મૂકયું છે, પણ પંચતંત્ર-હિતોપદેશ-કથાસરિત્સાગર આદિ ગ્રંથો તપાસતાં ક્યાંય આ કથાનકવાળા શ્લોકની માહિતી મળી નથી. માટે મૂળ કથાવસ્તુ શી છે? તે ઉપર પ્રકાશ નાંખવાની જરૂર છે.

(૪) હું યતી છૂં ચારણશ્રમણો, તેણિ નાંપૂં દીષ્ય સહી ॥
(૨-૩૧-૭½)

આ ગાથાર્દ્ધમા રાસકાર આગણમુનિ દીક્ષા ન આપે તેનો પ્રામાણિક સૈદ્ધાન્તિક ગ્રંથનો પુરાવો જિનકલ્પીની જેમ સ્પષ્ટ અક્ષરોમાં ક્યાંય છે ખરો।

## (५) त्रिश्व-चरं सीमंधर-सारं, जन्मजराभेदं शिवकारम् । सेडुकतुल्योपेशममारं, जीव ! चिरं मायाद्रिशतारम् ॥

(૩-૪૦-૧)

આ ગાથાથી રાસકાર **શ્રી સીમંધર પરમાત્મા**ના ગુણગાન કરતાં **'સેડુક-જેવા સેવકના સ્વામી'** એવા ભાવાર્થવાળા ત્રીજા પાદને વર્ણવે છે, તો **શ્રી સીમંધરપ્રભુ**ના જીવનમાં કોઈ સેડુકનો પ્રસંગ આવે છે ખરો? **પ્રભુ મહાવીરસ્વામી**ના જીવનમા તો સેડુક દ્વિજની વાત આવે છે (આ માટે જૂઓ શ્રી ત્રિષષ્ટિ શ પુ ચ પર્વ ૧૦, સર્ગ ૯, શ્લો. ૬૯, થી ૧૩૧) માટે અહીં સેડુક તે કોણ?

## (૬) સાત અન્ય નગરી સહી રે, વિચરિ શ્રી જિનરાજો। મોક્ષ ત્રીજિ ભાગિ રહી રે, મોક્ષાંતરિ જિનતાજો ॥

(૩-૪૧-૪½)

**રાસકારે શ્રી સીમંધર** પ્રભુના જીવનને લગતા તેતાલીશ દ્વારો વર્ણવતા અઠ્ઠાવીશમા દ્વાર પછી આ ગાથા મૂકી છે, આમા ઉપલક દૃષ્ટિએ અન્ય સાત નગરીમા તીર્થંકર વિચરે છે, એમ જણાય પણ તેનો આશય શો? કઈ સાત નગરીમા ક્યા તીર્થંકર વિચરે છે? અહીં **શ્રી સીમંધરવિભુ**ના વર્ણન પ્રસંગે કહેવાનો આશય શો? ઈત્યાદિ અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે, માટે આખી ગાથાનો ભાવાર્થ શો છે? તે જાણવો જરૂરી છે

(૭) અનુવાદમા નીચેની ગાથાઓના અર્થ નથી કર્યા, તેના અર્થો સૂચવવા વિનતી છે

(૧) અભ્યાસિ વાધંતિ કિ, પૂન્યની રોચના રે ।
નયન-કમલ-દલ તુમ્હકા, સબ દુખ મોચના રે ॥

(૨) તિલકં તીન ભુવનમિ, સુરલોકો સહી રે ।
સ્વર્ગ ખંડલગ્રામ, સુરરેખા રહી રે ॥ (૧-૯-૧૨-૧૩)

(૩) ધાઈ આવિ પાસિ કિ, તેણિ મુખચંદલિ રે ।
પ્રત્યક્ષ દીસિ એહ કિ, પદ્મસરિં જલિ રે ॥ (૧–૯–૧૬)
(૪) તુમ્હારે વિરહકે તાવિકે, હમ નયનાવલી રે ।
કૈરવણી દલ કાંતિ કે, કમલાણી મલી રે ।
(૫) તુમ્હ દર્શનકું ચંદ, સુધા નવી મીંચીઈ રે ।
લીલા લહરી તરંગ, તુષારે સીંચીઇ રે ॥ (૧–૯–૨૧–૨૨)
(૬) સુંદરતાકું સાગર, શ્રી સીમંધરો રે ।
જેણુહી બનાઉ તેજકે, સબ જગ સિંધુરો રે ॥ (૧–૯–૨૭)
(૭) દેહનુ વ્યાધિ અહિતો ભણીઈ, વનનું ઉપધ સાર રે॥ (૧–૧૨–૩½)
(૮) ચંદ્રદર્શન માટિ નયણા, આજ ઉપોવિત પારીઆં॥ (૧–૧૪–૪½)
(૯) પ્રશ્ન ગૂઢાદિ કેલી કરિ, રામચંદ્રિ નેત્ર સીત રે ।
મીંચીઆ ચંદ્રકૂં દિખતા, ઉત્તર દિ મૃગભીત રે॥ (૨–૧૭–૧૫)
(૧૦) વિવરયુતા છિદ્રં વિના રે, દુખકૃત્ પણ સુખકાર ।
સત્કમલં દોષાકર નહી, એહી અચરિજ સાર ॥
(૧૧) અપવર્ગ નાપિ ઈશ્વરો રે, જુ પવર્ગ પરિવાર ।
તે આપિ સીમંધરો રે, નિર્ધન નાપિ હાર ॥ (૩–૩૪–૧૧/૧૨)
(૧૨) સ્વ-પર-શકર્કરા જાણિવાએ, બીજા કિમ શકર્કરા માનિવાએ ।
કલકંઠ કીરતિ ઉજ્જવલ સહીએ, જસ પુરૂષોત્તમિ રેખા રહીએ ।
(૧૩) યદ્યપિ નામ એક મિલિએ, તુ હુ ઠામ-વિશેષિ બહુ ફલિએ ।
બગલડુ ચંદ્ર જગિ જાણુયોએ, પંખ મીન નિ શિવ ચિત્તિ આણુયોએ ॥
(૧૪) કનક-વર્ણ જુ સોહિઈએ, તુ ચંદ્ર-વર્ણ કિમ મોહીઈએ ।
તારા-મૈત્રી ત્રિહું પરિએ, વીરથી કાજ કિમ નવિ સરિએ ॥
(૩–૩૫–૬ થી ૮)

આ સિવાય કોંક સ્થલે કોંક વિષમ શબ્દ છોડી દીધેલ છે.

# પરિશિષ્ટ—૧૦

પ્રસ્તુત રાસ li વિજાપુર ભ ડારની પ્રત અતિપ્રયત્ન છતા કારણ-વશાત્ રાસના મુદ્રણ પછી મળી એટલે તે પ્રતના વિશિષ્ટ પાઠાંતરો આ પરિશિષ્ટમા આપ્યા છે

| પા ન | ઢા ન | ગા ન | મૂલ પાઠ | પાઠાતર |
|---|---|---|---|---|
| ૧ | | | ઢાલ ૧ | ઢાલ પ્રથમ |
| ૧ | | | ઢાલ | |
| ૩ | ૩ | ૭ | પામિ | પાત્રિ |
| ૮ | ૯ | ૧૦ | પરિવેષિ | જલદ્ર ડ |
| ૧૧ | ૧૧ | | સાર ગ | સાર ગ—મલ્હાર |
| ૧૨ | ૧૨ | | આસાઉરી | અસાઉરી |
| ૧૩ | ૧૩ | ૧ | ઈશાન | ઇશાનીજી |
| ૧૩ | ૧૩ | ૪ | નમોથણૂ કરિ | નમોથણુઅ કરિ |
| ૧૪ | ૧૩ | ૮ | જાણુજી | જાણુજી |
| ૧૪ | ૧૪ | | ધન્યાસી | દેશાખ |
| ૧૬ | ૧૫ | ૨ | પજૂર | પજ્જૂર |
| ૧૭ | ૧૫ | ૬ | શ્રમણા | શ્રમણો |
| ૧૮ | ૧૬ | ૪ | સાભનતા | સ ભનતા |
| ૧૮ | ૧૭ | | ॥ભલે॥ શ્રીવીત૦॥ | ॥શ્રીવીત૦॥ |
| ૧૯ | ૧૭ | | વ્વરમ ડલ | વ્વરમ ડલે |
| ૧૮ | ૧૭ | ૮ | બુધ કરી | બુધિ કરી |
| ૨૦ | ૧૭ | ૧૫ | દિખતા | દેખતા |
| ૨૫ | ૨૧ | ૪ | વિયોગિ | વિયોગ |
| ૨૫ | ૨૧ | | શ્લો૦ નીય૦ | શ્લોકઃ॥ નીય૦ |
| ૨૬ | ૨૧ | ૧૬ | સમરેસિ | સમરેગિ |

| પા. નં. | ઢા. નં. | ગા. નં. | મૂળઢાળ | પાઠાંતર |
|---|---|---|---|---|
| ૩૦ | ૨૩ | ... | ... | ૧૪મી ગાથા નથી |
| ૩૩ | ૨૫ | ૪ | પરગળુ | પરગરળુ |
| ૩૭ | ૨૯ | ૨ | પરઃ | પરપદ |
| ૪૮ | ૪૧ | ૧૧ | સોહાણા | સોહણા |
| ૪૯ | ૪૨ | ૫ | વાધિણી | વાધિણ |
| ૫૦ | ... | ... | ॥ इति श्रीसीमंधरस्वामि शोभातरंगे पंचम चरमोल्लासः समाप्तः ॥ छ ॥ इति शोभातरंग संपूर्ण ॥ बाई रूपाईपठनार्थं ॥ पत्तने सा. कल्याणेन चित्रावितः ॥ | ॥इति श्रीसीमंधरस्वामि शोभातरंगे पंचम चरमोल्लासः समाप्तः॥ इति श्रीशोभातरंग संपूर्ण॥ श्री शुभं भवतु ग्रं. ५५०॥ भंडारनी प्रति छि, कडुमतीनी ॥श्रीरस्तु॥ |

